# નિવેદન

પ. પૂ. શ્રી. રંગ અવધૂત મહારાજે લખેલો **શ્રીગુરુલીલામૃત** નામનો બૃહદ્ કાવ્યગ્રંથ જોઈ એમના આપ્તભક્ત સ્વ. શ્રી. દાસકાકાએ પૂ. શ્રીને વિનંતિ કરી કે પ્રભુ ! આવો મોટો કાવ્યગ્રંથ ગામડાનાં ઓછું ભણેલાં માણસો શી રીતે સમજવાનાં? સીધી સરળ વાર્તાના રૂપમાં હોય તો ઠીક. એમની એ સરળ ભાવે કરેલી વિનંતિ પરથી પૂ. શ્રીએ પોતાના ભક્ત શ્રી. જયંતીલાલ અને શ્રી. જગજીવનદાસને એ કામ પૂરું કરવાની પ્રેરણા કરી. એના પ્રત્યક્ષ ફળનો પ્રથમ હપ્તો તે આ **શ્રીદત્તલીલાસાર** (પ્રથમ ખંડ). એમ આ ગ્રંથના મૂળમાં દાસકાકા હોવાથી તે એમને જ અર્પણ કરવાનો પુણ્ય સંકલ્પ કરેલો. તે વિધાતાએ પૂરો તો કર્યો પણ બીજી રીતે ! એટલોજ અમને સંક્ષોભ છે. બધાંની વચ્ચે પ્રત્યક્ષ હરતોફરતો એ દાસકાકાનો સ્થૂળ દેહ હવે રહ્યો નથી. પણ સૂક્ષ્મરૂપે સ્થાનના સમસ્ત ભક્તમંડળના અંતઃકરણમાં હજુયે એ વિદ્યમાન જ છે. એટલે એમના એ દિવ્ય અક્ષર દેહને એ અર્પણ કરી અમારી જાતને ધન્ય માનીએ છીએ !

એવા આ દાસકાકા તે કોણ ? એવી શંકા એમના નામથી અજાણ વાચકને સહેજે થશે. એ નહોતા કોઈ મોટા લેખક કે શિક્ષક, એ નહોતા કોઈ સાક્ષર, કવિ કે કળાવિશારદ, એ નહોતા કોઈ ગર્ભ-શ્રીમંત કુટુંબના નબીરા કે લખલૂટ દોલત કમાએલા કોઈ ધનિક,

એ નહોતા કોઈ આગેવાન દેશસેવક કે સ્વયંસેવક, એ નહોતા કોઈ તત્ત્વજ્ઞ કે પંથપ્રચારક સાધુ ! એવી કોઈ રીતે પ્રસિદ્ધિ એમને વરી નહોતી. એમના ગાળાના પચીસ પચાસ કોસના લોકો સિવાય ભાગ્યે જ કોઈ એમને નામથીયે પિછાનતું હશે !

એ હતા માટીમાંથી બનેલા મર્દ ! એ હતા આત્મશ્રદ્ધા અને સ્વ-પુરુષાર્થને જોરે આકરામાં આકરી ગરીબીની નાગચૂડમાંથી છૂટીને ઉદાત્ત ભાવનાવાળું સાચી ખાનદાનીભર્યું જીવન જીવનાર એક આદર્શ પાપભીરુ ગૃહસ્થ ! અને તેથીજ આ ગ્રંથ એમને અર્પણ કરવામાં આવે છે, જેથી સાદો ભોળો વાચક એમના જેવુ સ્પૃહણીય જીવન અને એથીયે વધુ સ્પૃહણીય મૃત્યુ સાધવા યત્નશીલ બને ! !

**શ્રીદત્તલીલાસાર**માં વચ્ચે વચ્ચે મૂળ **શ્રીગુરુલીલામૃત**માંથી દોહરાઓ મૂકવામાં આવ્યા છે, જેથી મૂળની પણ કંઈક કલ્પના વાચકને આવે અને ગદ્યસાર વાંચી, કથાનકમાં એક વાર પ્રવિષ્ટ થયા પછી આગળ જતાં મૂળ ગ્રંથના કાવ્ય ને તત્ત્વજ્ઞાનનો આનંદ લૂંટવાની વૃત્તિ જાગે. વળી પૂ. **શ્રી**એ લખેલી **દત્તબાવની**નો આમપ્રજામાં દિવસે દિવસે પૂરની માફક પ્રચાર થતો જાય છે એટલે એમાં વર્ણવેલી વિગતો આ કથાનકો વાંચ્યાં હોય તો સહેલાઈથી સમજી શકાય અને તેનો ચિતાર નજર આગળ કંઈક ખડો થાય તો પાઠમાં વધારે રસ જામે એ પણ આ પુસ્તકના પ્રકાશનમાં એક હેતુ છે. એ હેતુ કેટલે દરજ્જે પાર પડે છે તે તો ભવિષ્યમાં જોવાનું રહ્યું.

ચાલુ વિશ્વયુદ્ધને લીધે કાગળ વગેરેની મોંઘવારી દિનપ્રતિદિન અકલ્પિત વધતી જાય છે એટલે ઘણીયે ઇચ્છા હોવા છતાં પુસ્તક ઇચ્છા પ્રમાણે સોંઘું નથી આપી શકતા તેને માટે લાચારી છે. આશા છે કે બીજી આવૃત્તિ વખતે આ પરિસ્થિતિ નહિ રહે.

પ્રકાશક

# મુ. શ્રી. દાસકાકા

## ( સ્વ. શ્રી. હરગોવિંદદાસ કાનજીભાઈ સોની )

રણપુરના નરસી સોનીને સંતાન ન હોવાથી પોતાનું નામ રહે એ માટે તેમણે સીસોદરાના કાનજી પ્રભુદાસને દત્તક લીધેલા. કાનજીનામાં તે વખતે ઊંડી પહોંચ ન હોવાથી નરસી સોની પાસેથી કાંઈ લાભ થવાનો નહોતો છતાં ત્યાં ગયા. નરસી સોનીના ગુજરી ગયા પછી તેમની ગ્હીસહી મિલકત દા'ડાપાણીમાં ખલાસ થઈ ગઈ એટલે કાનજી સોનીને તો દારિદ્ય સામે બાખડવાનું જ રહ્યું।

કાનજી સોનીને ત્રણ દીકરા ને ત્રણ દીકરીનો વસ્તાર હતો. તેમાં હરગોવિંદદાસની આઠ વર્ષની વયે બાળકોની માતા ગુજરી ગયાં માંડ પાંચ ચોપડી એ ભણ્યા ત્યાં તો કુટુંબના પોષણમાં ફાળો આપવાની જવાબદારીનો બોજ માથે આવી પડ્યો એટલે સોનીનું કામ શીખતા થયા. ગામડામાં રહેવાનું અને પોતે ગરીબ દશામાં હોવાથી સારા કારીગરનો જોઈએ તેવો સાથ મેળવી ન શક્યા, તોપણ પોતાની હૈયાઉકલતથી ધીમેધીમે બધું જ કામ કરતા થઈ ગયા.

કાનજી ડોસાના ગુજરી ગયા પછી બધા ભાઈઓ જુદા થયા ત્યારે તેમના હિસ્સામાં પૂરા ચાર ટંકના પણ દાણા ન આવ્યા! આવી અકલ્પ્ય કંગાલિયતમા તેમણે સ્વતંત્ર જીવન શરૂ કર્યું. રહેવાનું ઘર ન મળે એટલે એમણે ચોરાને નામે ઓળખાતું કાઠિયાવાડ દિવાનજીનું મકાન વેચાવાનું હતું ને લેવાનો વિચાર કર્યો. પણ પાસે પૂરતા પૈસા ન મળે છતાં એમનું કામ કરતાં તેમણે બતાવેલી પ્રામાણિકતા ને ચોકસાઈથી રીઝી, બીજા વધારે કિંમત આપતા

રતા છતાં એ ઘર છોડી દિમને એમણે તેમને જ આપ્યું અને જાત-મહેનતથી ધીમેધીમે એને મનુ ઠગાવી એ ઘરમાં તેમણે પોતાનો વામન સંસાર શરૂ કર્યો.

આ નિર્ધનતાના પાશમાંથી મુક્ત થવા માટે એમના ઉત્સાહ અને પુરુષાર્થે એમનામાં અનેક ચેતન રેડ્યું. પણ આ ચેતનનાં મૂળ ઈશ્વર પરની અડોલ શ્રદ્ધાથી સિંચાયા કરતાં હતાં.

રણાપુરમાં એમના દાદા નરસી સોનીએ પોતાની જાહોજલાલીના સમયમાં રણછોડજીનું નાનુંશું મંદિર બંધાવી મૂર્તિની પ્રતિષ્ઠા કરાવેલી. તેમાં પરંપરાથી ચાલતો આવતો અન્નકૂટાદિમાં પોતાનો ફાળો એ નિયમિત આપ્યાજ કરતા. દર પૂર્ણિમાએ ડાકોરનાથનાં દર્શને જવાનું ચૂકતા જ નહિ. સોમવારે તો દિનભર ઉપવાસ કરી સાંજના પૂજન આદિથી પરવારી અલ્પ ભોજન લેતા અને ગતના જળ ને ગોમયથી ભૂમિ શુદ્ધ કરી તે પર વગર આસને સૂઈ રહેતા. સંકષ્ટ ચતુર્થીનું તો વ્રત ચાલુ જ હતુ એમણે નાશિક ત્ર્યંબક, પંઢરપુર વગેરે સ્થળોની નાનીશી જાત્રા પણ કરેલી. એમના ઘરમા કોઈ વૈષ્ણવ કુટુંબની માફક રીતસરની દેવસેવા પણ રહેતી ને તે માટે અલગ દેવઘર પણ હતું. આમ તપ અને તિતિક્ષા કરતાં કરતાં કેટલાંય વરસો આનંદથી વહી ગયાં.

એક જ સદ્‌ગુણનું સમ્યક પાલન અનેક સદ્‌ગુણોને પોતાની પાસે ચુંબકવત્ ખેંચી લાવે છે. હરગોવિંદદાસ જેમને બાલજન દાસકાકા કહી સંબોધતા તેમનો પ્રધાન સદ્‌ગુણ એમની નેકી, સચ્ચાઈ હતો. 'સાઈ ને સોનીની ગોરી' એ તો ઘરગથ્થુ જાણીતી બાબત છે. પણ દાસકાકા એની જ્ઞાતિમાં જન્મેલા ને સોનીનો ધંધો કરી મોટા થએલા પણ તેમની નેકી આખી કોમને અભિમાનપૂર્વકનું ગૌરવ અપાવનારી હતી. અને એ નેકી જ, એ પ્રામાણિકતા જ એમને નર્મદાના તે તરફના બંને કાંઠાના ગામોમાં પ્રસિદ્ધ કરનાર હતી. એ નેકીને કારણે જ એમની એકહથ્થુ દેખરેખ નીચે બન્ને વિધનુયાગ થયા. દાસકાકા પોતે તો પોતાની કમાણીનો દશાંશ ભાગ

શાસ્ત્રનિયમ અનુસાર ધર્મકાર્યમાં ખરચ્યા જ કરતા, પણ બીજાઓ-નેય ધર્મકાર્ય કરવાની પ્રેરણા કરવાનું ચૂકતા નહિ.

કેદીઆના નરસી શેઠ સાથે અતિ ગાઢ સંબંધ હોવાથી તેમની પાસે દાસકાકાએ સમજાવીને વિષ્ણુયાગ કરાવ્યો. અને કેરોલીના જેશિંગ પટેલને વિષ્ણુયાગ કરવાની સલાહ આપી, એટલે એ કહે કે આ કામની બધી જવાબદારી તમારે માથે રાખો તો હું તમારા હાથમાં રૂપીઆની કોથળી સોંપું ને તમે તમારી મોજે બધી વ્યવસ્થા કરો. દાસકાકાને પુણ્ય કામ કરાવવામાં પણ પાર વિનાનો આનંદ થાય. આંગળી ચીધ્યાનું પણ પુણ્ય છે. કોઈ સારે રસ્તે દ્રવ્ય ખરચવા તૈયાર છે તો કાયા ઘસીને આપણને કામ કરતાં શા ઘા પડી જવાના છે? આવો પરગજુ વિચાર કરી એમણે એ કારભાર હાથમાં લીધો ને યજમાન, મહેમાન, વિપ્રમંડળ, સગાં સબંધી સૌને પૂરો સંતોષ થાય એવી સુંદર રીતે પૂરા ભભકાથી એ કામ પૂરૂં કરાવ્યું. અને આ બધું તદ્દન નિસ્પૃહ ને નિષ્કામભાવે! એવી જ રીતે વાસણાના વરધા પટેલ પાસે વરસો સુધી દહેર, રણાપુર, કેદીઆના બ્રાહ્મણોની ચોરાશી પણ કરાવી.

આ ઉપરાંત કંઈકની મિલકતોની સુવ્યવસ્થા એમને હાથે થઈ. અને સગા દીકરાનો કે બાપનો પણ વિશ્વાસ ન રાખનાર કંઈક માણસોએ એમનામાં મૂર્તિમંત પ્રામાણિકતા હસ્તીફરતી નિહાળી, એમને પોતાના કામમાં મધ્યસ્થ તરીકે માથું મારી સરાડે ચઢાવવા વિનવેલા, ને એમને હાથે બધાને પૂરતો સંતોષ પણ મળેલો.

એમને બે દીકરીઓ. તેમના શિક્ષણની એમને અધિક ચિંતા રહે. પોતે ઓછું ભણ્યા તેનું એમને દુઃખ થયા કરતું એટલે આ દીકરીઓને ભણાવાય તેટલું વેર ભણાવવી એમ મન સાથે નક્કી કર્યું. સંસ્કૃત ભાષા પર વિશેષ પ્રેમ હોવાથી ગીતા, ભાગવત વગેરે ઋષિપ્રણિત ગ્રંથો મૂળ સંસ્કૃતમાં વંચાય ને કંઈક સમજાય એટલું દીકરી ભણે તો કેવું સારૂં એવું એમના મનમાં થતું. પણ મળી

તો નાની વયમાં જ ચાલી ગઈ. બાકી રહી માત્ર એક મૂળીબેન. તેના પ્રત્યે દીકરા કરતાં પણ તેમને અધિક વહાલ! એને સંસ્કૃત શીખવવાની વ્યવસ્થા પોતાની દેખરેખ નીચે રણછોડજીના પૂજારી શ્રી. રેવાશંકર સાથે કરી દીધી અને એમની પાસે મૂળીબેન મહિમ્નસ્તોત્ર, વિષ્ણુસહસ્રનામ, ભાગવતના દશમ સ્કંધનો ૩૧મો અધ્યાય વગેરે વાંચતાં થયાં, ને એમાંનું ઘણું એમને કંઠસ્થ પણ થઈ ગયું. આ ઉપરાંત કેટલાંક સારાં ગુજરાતી ધાર્મિક પુસ્તકો પણ વાંચવા લાગ્યાં.

દાસકાકા સાધુમાત્રને સત્કારતા અને બ્રાહ્મણોની સવિશેષ સેવા કરતા; આવનાર જનાર કોઈ પણ અતિથિ અભ્યાગતની યથાશક્તિ સેવા કરવાનું ચૂકતા નહિ. એ અરસામાં એક સારા બ્રહ્મચારી રણછોડજીમાં આવી ચઢેલા. કેટલાંય વર્ષ સુધી તેમણે પ્રેમપૂર્વક એમની બરદાસ ચાકરી કરી. એક વખત ગામના કોઈ એક જણે એ બ્રહ્મચારીજીની ગાયને મારી ને એમને ખૂબ ગાળો ભાંડી એટલે એમને સાત્ત્વિક રોષ આવ્યો ને કોઈનેય જાણ કર્યા વિના રસ્તોવઈ ચાલ્યા ગયા. આ જાણીને દાસકાકાનું મન ઘણું ઉદ્વિગ્ન બન્યું. ને તે દિવસથી પોતે એક આદર્શ સાધુની ઝંખના કરવા લાગ્યા. ત્યાં એકાએક એમને અત્યારે બ્રહ્મચારી પૂ. શ્રી. રંગ અવધૂતના નામથી સુપ્રસિદ્ધ થએલા મહારાજશ્રીનો આકસ્મિક મેળાપ થઈ ગયો ને એમને એવીજ ભાવના થઈ કે જાણે પેલા જ બ્રહ્મચારીજીને હવે આ સત્પુરુષના રૂપમાં પાછા ન મોકલ્યા હોય!

તે વખતે રણાપુરમાં માલસરવાળા શ્રીમંત પરમહંસ માધવદાસજી મહારાજ તરફથી ચાલુ થએલી અંગ્રેજી નિશાળમાં સરખેજના શ્રી.રતનલાલ નામે એક બ્રાહ્મણ શિક્ષક તરીકે કામ કરતા હતા. તેઓ દાસકાકાના ઘરની પાછળના ફળિયામાં રહેતા હતા. પૂ. શ્રી ફરતા ફરતા તેમને ત્યાં આવી ચઢેલા. પોતે શાળાના મકાનમાં રહેતા. અને ભિક્ષા લેવા શ્રી.રતનલાલને ત્યાં જતા. દાસકાકાને બ્રાહ્મણો પ્રત્યે સ્વાભાવિક પ્રેમ હતો, અને શ્રી. રતનલાલને સ્નાનસંધ્યાદિ

કરતા જોયા એટલે એમના તરફ સહેજે સારો ભાવ થયો હતો; ને એમની બનતી બધી દરમેદ પણ એ કરતા હતા. શ્રી. રતનલાલ દ્વારા મણીબેન ગીતાજીના થોડા અધ્યાય વાંચતાં શીખેલાં ને કંઈક પદ્ધતિસર સંસ્કૃત શીખવાની વૃત્તિથી પૂ. શ્રી. રંગ અવધૂત મહારાજે પૂર્વાશ્રમમાં લખેલા गीर्वाणभाषाप्रवेशની શરૂઆત પણ કરેલી.

એક દિવસ ભિક્ષા લઈને શ્રી. રતનલાલ સાથે પૂ. શ્રી જતા હતા, તેવામાં દાસકાકાએ શ્રી. રતનલાલને બૂમ પાડી ને એ ઉપર ગયા; પણ પૂ. શ્રી તો રસ્તા પર જ ઊભા રહ્યા. ખૂબ આગ્રહ કરીને દાસકાકા એમને પણ અંદર બોલાવી ગયા ને બેસવા વિનંતિ કરી. પણ બીજાએ વાપરેલા આસન પર ન બેસવાનો પોતાનો નિયમ સમજાવી ઊભા જ રહ્યા, એટલે તરત જ ધોઈને સ્વચ્છ કરી એક પાટલો મૂકી તે પર બેસવા વિનંતિ કરી. બિનજરૂરી સંભાષણ કરવાનું તેમના સ્વભાવમાં ન હોવાથી પોતે તો નહિ જેવું જ બોલ્યા. ઊઠતી વખતે એમના સ્વભાવ પ્રમાણે દાસકાકાએ દક્ષિણા આપવા માંડી પણ પોતાને દ્રવ્યને સ્પર્શ સરખો પણ ન કરવાનો નિયમ હોવાથી તે ન લીધી.

દ્રવ્યને સ્પર્શ સરખો કરવાની ના પાડતો આ પહેલો જ સાધુ જોવાથી પ્રથમ દર્શને જ થએલાં આકર્ષણ અને પૂજ્યભાવ વધારે દૃઢ થયા. ધંધો કરવામાં ઘડાઈ ઘડાઈને સ્વપુરુષાર્થે સાચા સોની બનેલા દાસકાકા સોનાની કસોટી જેટલી કુશળતાથી કરતા તેટલીજ કુશળતાથી તેમના એ પરીક્ષક અને પૂ. શ્રીમાં અનેરી તેજસ્વીતા, પ્રતિભા, નિર્દભ ત્યાગ, સાત્વિક વિદ્વત્તાનુ ઓજસ્, પ્રભુસાક્ષાત્કાર માટેની એકનિષ્ઠ તમન્ના પહેલા જ અને તેય તદ્દન ટૂંકા પરિચયે પારખી લીધા. એમનુ આ મંતવ્ય દિનપ્રતિદિનના વધતા જતા પરિચયે દૃઢ થતુ ચાલ્યુ અને તે એટલે સુધી કે પોતાનુ સર્વસ્વ તેમની સેવામાં સમર્પણ કરીને પોતાની જાતને ધન્ય માની!

પૂ. શ્રી તે વખતે પ્રભુદર્શનની લગનીમાં અંતિમ સાધના માટે

કોઈ એકાંત સ્થળની શોધમાં ઉન્મત્તની માફક આમતેમ ફરતા હતા; ને એ ભ્રમણમાં રણાપુર જઈ ચઢેલા. નર્મદાતટ સાધક મુમુક્ષુ માટે ઉત્તમોત્તમ ગણાતો આવ્યો છે. આ પતિતપાવની નર્મદા મૈયાને ખોળે કોઈ એકાંત સ્થળ મળી જાય તો થોડા મહિના અનુષ્ઠાન કરવા બેસી જવાની તેમની વૃત્તિ દાસકાકાના જાણવામાં આવી ગઈ, એટલે તેમણે શ્રી. રતનલાલ દ્વારા રણાપુરથી સાતેક માઈલ નીચે લીલોડ પાસેના જીર્ણ પુરાતન શિવાલય નારેશ્વર પાસેની જગા બતાવી. ત્યાં ગાઢ જંગલ હતું. ધોળે દહાડે પણ ત્યાં કોઈ માણસ ફરકવાની હિંમત ન કરે એવું એ નિબિડ બિહામણુ રાન હતું. ત્યાં કોઈ વસી શકે એ કલ્પનામાં પણ આવવું મુશ્કેલ હતું. પરંતુ યોગસાધનામાં વૃત્તિઓની પૂરી કસોટી કરવા માટે તો આવું એકાંત વિકટ સ્થળ જ વધારે અનુકૂળ થઈ પડે ! અને પૂ. શ્રીનુ દીલ પણ અહીં ઠર્યું. એમને આ સ્થાન કોઈ સિદ્ધપુરુષની તપોભૂમિ લાગી એટલે બાહ્ય વિકટતા તરફ દુર્લક્ષ કરી એક લીમડાના ઝાડ નીચે પોતે આસન નાખ્યું.

પૂ શ્રીના મુકામ પછી છ સાત વર્ષે ત્યાં વસ્તીસંચાર વધવા લાગ્યો. એ પ્રારંભિક છ સાત વર્ષ પૂ શ્રીએ ખૂબ કડક સાધનામાં ગાળ્યાં. ઘણેખરો વખત અનુષ્ઠાન કે ધ્યાનમાં પડી રહે. કોઈ ભૂલ્યો ભટક્યો આવી ચડે તો વાત સરખીયે ન કરે ! ને ભંગ ટાળવા કોકવાર તો એમ ઉન્મત્ત વૃત્તિ ધારણ કરી ફાવે તેને ફાવે તેવી રીતે ધમકાવે ! ઘણુંખરું એમના બારણાં બંધ જ હોય. પ્રાણાન્તેયે વસ્તીમાં જાય નહિ. કોઈ પાસે આડકતરી રીતે પણ કંઈ માગે નહિ. પાંચ શેરથી વધારે વગર માગ્યે કોઈ લાવી મૂકે તોપણ પોતે મૂકવાય ન દે; કોક-કોક વાર તો એકલી દાળ કે શાકભાજીથી ચલાવી લે, ક્વચિત્ કાકડા શુવેરનાં ડીંડવાં પણ ખાઈ લે. આવી વિકટ પરિસ્થિતિમાં પૂ શ્રીને અનુકૂળ થવાનુ તો દાસકાકા જ બનાવી શકયા ! પોતાની મેળે અવાર-નવાર ત્યાં જતા રહીને જાતેજ બધુ તપાસતા અને જરૂરી બધુ લાવી મૂકતા. પૂ. શ્રીને સાધના કરવામાં અનુકૂળ થઈ પડે એવી એક

નાની સરખી મઢી દાસકાકાએ થોડા વખતમાં ત્યાં ઊભી કરાવી.

કુટિ બંધાવવાના પ્રથમ સંબંધેજ પૂ. શ્રીએ દાસકાકાને સ્પષ્ટ કહી દીધેલું કે જો તમે સોનીનો ધંધો મૂકી દો તોજ મારે ને તમારે બનતી રાશ આવે. જોકે દાસકાકા તે વખતે સોનીનું કામ નહિ જેવુંજ કરતા હતા અને એમનો મુખ્ય ધંધો ટૂંકાશી ધીરધારનો હતો તોપણ પૂ. શ્રીનું વચન એમણે માથે ચઢાવ્યું ને પોતાનો રહ્યોસહ્યો સોનીનો ધંધો સમેટી લઈ દુકાન બંધ કરી. ત્યારપછી બારેક મહિને પોતાની દીકરી મૂળીબેન તથા જમાઈ શ્રી. ડાહ્યાલાલને નારેશ્વરથી ત્રણેક માઈલ ઉપર કહાણા લાવી વસાવ્યાં.

દાસકાકા સાધુઓ પાછળ વગર વિચાર્યે થોડો પણ ખર્ચ કર્યા કરે એ મૂળીબેનને રૂચતું નહિ. અને હાલના જમાનામાં તો એક માન્યતા જ એવી થઈ ગઈ છે કે સાધુઓ સમાજને નાહકના બોજારૂપ છે. સમાજ આવા લોકોને પોષીને આળસને ખોટું ઉત્તેજન આપે છે ને લોકો પોતાના પૈસાની બરબાદી કરે છે. પણ લોભી સમાજ પામે જ ધૂતારો સમાજ પોષાયા કરે છે, એ વિચાર ખ્યાલ બહાર જતો રહેવાથી સાચા સાધુને ઓળખવાની પરીક્ષક બુદ્ધિ જ બહુ ઓછા માણસોમાં દેખાય છે. અને મૂળીબેન એવું ઝાઝું ભણેલાં નહિ અને વડોદરા ભરૂચના શહેરી વાતાવરણમાં થોડાં વરસ રહેલાં એટલે એમને થયુ કે બાપુ ખોટા પૈસા બગાડે છે. તેમ છતાંય ગીતા વગેરેના વાચનથી સાચી સાધુતાનાં લક્ષણોનુ કાંઈક ભાન તો હતું જ! એટલે પૂ. શ્રીને નાણી જોવા ભરૂચ જતાં આવતાં વખતોવખત કંઈ જોઈતુંકરતુ મંગાવવાનુ પૂછતા. પણ પોતે હંમેશા એકજ જવાબ આપતા ' नितान्तं निःस्पृहा वयं । અમારે કાંઈ ન જોઈએ '. આ નિરપેક્ષ વૃત્તિ જોઈને એમનામાં પૂ. શ્રી માટે ધીમે ધીમે પૂજ્યભાવ ઉદ્ભવવા લાગ્યો. અને એક વખત એમનો અતિ આગ્રહ જોઈ ધૂપ લાવવા રજા આપી. એ પ્રમાણે ભરૂચ જતાં આવતાં તે ધૂપ લાવવા લાગ્યાં.

એક વખત પૂ. શ્રીએ કહ્યું કે હું હંમેશાં આહથી નવની

વચમાં ધૂપ કર્યું હું. જો આ ધૂપની સુગંધ ઠેઠ કહાણા તમારે ઘેર આવે તો તમારે માનવું કે તમારો ધૂપ દેવને પહોંચ્યો છે ને તમે એ શુદ્ધ ભાવથી લાવ્યાં છો. આ સાંભળીને દરેકને થાય એવી સ્વાભાવિક શંકા મૂળીબેનને પણ થઈ કે ત્ર્યેંદ માઈલ કહાણા તે વળી ધૂપની સુગંધ અહીંથી આવે ને તેય મારા ઘરમાં! હવે બન્યુ એવું કે મૂળીબેન તો એ વાત વિસરી ગયા. બીજે અઠવાડિયે સાથ ન મળવાથી ગુરુવારે પૂ. શ્રી પાસે ન જઈ શક્યાં, એટલે એમના મનમાં ખેદ થવા લાગ્યો ને દેવતા સરખોય પાડવાનું મન ન થયુ. ઉદાસ ચિત્તે એ નિરુત્સાહી બનીને બેઠાં હતાં એટલામા એકદમ ધૂપની સુગંધ આવવા લાગી. તેમને નવાઈ લાગી કે આટલી બધી સુગંધ કોને ઘેરથી આવે છે? લાવ જોઉં તો ખરી! આડોશીપાડોશીને ત્યાં પૂછ્યુ તો બધા કહે બેન! આપણા ગામમાં ધૂપ કે દા'ડે તમે જોએલો તે આજે આમ પૂછો છો? ઘેર આવ્યાં તો પાછી એની એ સુગંધ ચાલુ જ હતી! આખી પરસાળ મ્હેક મ્હેક કરી રહી હતી!! દેવતા સળગાવ્યો તો નહોતો જ, છતાય કદાચ કંઈ તણખી રહી ગઈ હોય ને ઉદર ધૂપ તાણી ગયા હોય તો એવા વિચારથી ઊઠીને ચૂલા પાસે ગયા, પણ દેવતા સળગાવ્યો જ નહોતો એટલે શું હોય? એ વધારે મૂઝાયા ને આંખમાથી દડદડ પાણી વહેવા માંડ્યાં. છેવટે કંટાળીને વિચારમાં ઊંડા ઊતરી જતા પૂ શ્રીના તે શબ્દો યાદ આવ્યા, અને ઘડિયાળમા જોયુ તો બરાબર સાડા આઠ વાગેલા. તરત જ ભાન થયુ! અનેરી શ્રદ્ધાભક્તિ આપોઆપ હૃદયમા પ્રકટી!! અને પૂ શ્રીને અન્ય રખડતા સાધુઓની કોટિમાં ગણેલા તે માટે સાચો પસ્તાવો થયો, અને પોતાની એ અવળી ગણતરી માટે દેવ પાસે ક્ષમા માગતાં જ સુગંધ બધ થઈ!

સ્થાન અત્યારે જેવુ નિર્ભય થઈ ગયુ છે તેવું શરૂઆતનાં થોડાંક વર્ષો સુધી સૌ કોઈને માટે નહોતું. ઘાડું જંગલ ને દિશાએ ખાવા ધાતાં. એકલદોકલ માણસ તો ધોળે દહાડે પણ ત્યાં જતાં

ડરતું ! ને રાતે તો એ પાંચ માણસ ભેગા મળ્યા વગર ભાગ્યે જ કોઈ એ દિશાએ ડગ દેવાની હિંમત કરતું !! સર્પ, વીંછી, અજગર, વરુ વગેરે હિંસક પ્રાણીઓ ઉપરાંત મલિન સત્ત્વોનો પણ ત્યાં વસવાટ હતો. એ તરફનો રસ્તો પણ, તરતમાંજ પાસેના કોતરમાં એક મરી ગએલી નડીને દાટેલી તે ભૂત થઈ લોકોને બ્હીવડાવતી ને એક બે જણને તાવ આવેલો તથા એકાદ જણ મરી પણ ગએલું એવી બૂમ હોવાથી, લોકોએ પડતો મૂકેલો. સામે ભાઠામાં બે પાંચ ગામનું સ્મશાન! હલકી વર્ણનાં મડદાં પણ ત્યાંજ દાટે! સ્થાનથી નર્મદાએ જવા માટે માંડ એકાદ વેંતની પગથી! ને માણસનું મેં દિવસોના દિવસ સુધી ભાગ્યેજ જોવાનું મળે!! એવા ભેંકારભર્યા વાતાવરણમાં પૂ. શ્રી પહેલા.

એક વખત મૂળીબેન કલ્યાણની એક બાઈ સાથે દર્શને ગએલાં. ને બંને જણ માટીનું બેડું લઈ નર્મદાએ પાણી ભરવા ગયાં. ત્યાંથી આવતાં'તાં ત્યાં એકાએક એ અવળે રસ્તે જ ખેંચાવા લાગ્યાં. એ સીધે રસ્તે આવવાનું ઘણુય જોર કરે પણ એમને કોઈ ધકેલીને બીજી બાજુ જ લઈ જતું. એ રસાકસીમાં એ બેભાન થઈ ને બોરડી ને ગોખરૂના કાંટામાં પડી ગયાં. પેલી બાઈ ત્યાં દોડી ગઈ ને બધા કાંટા કાઢયા. લુગડાં કાદવથી ખરડાએલાં એટલે ફરીથી ન્હાઈને ધીમેથી પૂ. શ્રી પાસે આવી ગયાં. પૂ. શ્રીએ કહ્યું કે ક્યાં ગયાં'તાં અત્યારસુધી ? હું તમને જોવા નીકળવાનો વિચાર કરતો હતો. આટલું મોડું થયું એટલે મને થયું કે ડૂબી ગયાં કે શું ? કે મગરબગર તાણી ગયો ? મૂળીબેને બધી હકીકત કહી એટલે પોતે કહ્યું કે અહીં કોઈ માણસ મળે નહિ માટે આમ એકલાં પાણી જવું નહિ. એમ કહી તેમને વાસુદેવનામસુધાનો પાઠ કરવા માટે પુસ્તિકા આપી, ને ધીરજ આપતાં કહ્યું કે ગભરાશો નહિ; હવે કશુ નહિ થાય. પછી સાંજે પોતે સ્નાન કરવા ગયા ત્યારે બીજુ કોઈ દેખાતું નહોતું, પણ પૂ. શ્રી કોઈને સારી પેઠે લલકારીને ધમકાવતા હતા કે હરામખોર! અહીં આવનારને શા માટે સતાવે છે ? તારે સતાવવું હોય તો તારામાં હોય

તેટલું જોર અજમાવીને મને સતાવ! પણ આજથી અહીં આવનાર કોઈ ભક્તનું નામ સરખુંય લીધું છે તો તારી વાત છે! થોડા દિવસ સુધી ન્હાવા જતાં આવતાં પૂ. શ્રીનો આ નિત્યક્રમ રહ્યો. એક દિવસ આ ધમકાવવાના શબ્દો મૂળીબેનને કાને પડ્યા એટલે એમણે અનુમાન કર્યું કે એમને થએલી સતામણી કોઈ પિશાચની જ હશે. પણ ત્યારથી રસ્તો નદ્દન નિર્ભય થઈ ગયો ને સ્થાનના ભક્તને બીક તો શું પણ કોઈ દિવસ જતાં આવતાં ઠોકર સરખીએ વાગી નથી. આ બનાવ બનના પહેલાં ત્યાં આજુબાજુનાં ખેતરોમાં એકસદોકસ રાતવાસો કરનાં ખેડૂતો પણ બીતા. કોકવાર માળા પર સૂતેલા ખેડૂતને નીચે ફેંકી દીધાની કે માળો હચમચાવી નાખ્યાની વાતો પણ કાને આવતી.

એક વખત મૂળીબેનને ઓચિંતું બરડામાં કંઈક કરડ્યું ને તેની વેદના પાર વિનાની થવા લાગી. આડાઅવળી દવાઓ ચોપડ્યા કરી તોપણ દરદ વધ્યા જ કર્યું ને પાકી ઊઠ્યું. મૂળીબેનનાં બાએ તરત પૂ. શ્રીને કાને વાત નાંખી. પૂ. શ્રી કહે કે આપણા દરબારમાં વળી દવા કેવી! નર્મદાજીની માટી પલાળી તેનો સારી પેઠે લેપ કરી આપો ને દત્ત દત્ત કરો! શ્રદ્ધાથી તેમ કરતાં જ દરદ તરત નરમ પડ્યું ને થોડા વખતમાં સમૂળગું મટી પણ ગયું.

શ્રી.ડાહ્યાલાલને એક વખત વિસ્ફોટકનો વ્યાધિ વળગ્યો. ઇધરઉધર દવાદારૂ ઘણુંય કર્યાં. ભરૂચ જઈ પચાસ પોણોસો રૂપીઆ ઇન્જેકશન વગેરે પાછળ પણ બગાડ્યા છતાં કશોય ફેર પડ્યો નહિ. છેવટે કંટાળવાથી એ કેસ પૂ. શ્રી પાસે આવ્યો. પૂ. શ્રીએ નિમિત્તમાત્ર દવા બનાવી દેવનો પાઠ કરવાનું સોંપ્યું. દેવની દયાથી થોડા વખતમાં એ સારા થઈ ગયા. પણ પૂ.શ્રીએ તેજ વખતે ચેતવણી આપી કે ખાનપાનાદિમાં સંયમ નહિ રાખો ને ફરી માંદા પડશો તો ઊઠવું મુશ્કેલ થશે. ત્યારપછી એમની મનોવૃત્તિમાં પણ પરિવર્તન થવા લાગ્યું.

આમ આખુંય કુટુંબ ભક્તિભાવથી દિનપ્રતિદિન રંગાતું ગયું. હવે તો પૂ. શ્રીના જવાની વાત સાંભળે તોય સૌની આંખમાંથી

ચોધાર આંસુ વહી જાય. પૂ. શ્રી પરિક્રમા કરવા નીકળ્યા ત્યારે તો એમને બધાંને એમ થઈ ગયું કે હાથ લાગેલો ચિંતામણિ હવે જતો રહેશે કે શું ? અને દાસકાકાનો પ્રેમ તો એવો કે તેઓ પૂ. શ્રીને વળાવવા ઠેઠ ગરુડેશ્વર સુધી ગએલા. પણ પોતે તો ટૂંક સમયમાં જ પરિક્રમા કરતા કરતા પાછા આવી પહોંચેલા ને ઉભય તટે તેમને મળવાનો પણ સુયોગ બધાંને પ્રાપ્ત થએલો ને અવર્ણ્ય આનંદ લૂંટેલો.

પરિક્રમામાં પૂ. શ્રીએ હીરજીપુરામાં શ્રી. નથુરામ મહારાજને ત્યાં એક રાત મુકામ કરેલો. અમદાવાદથી દર્શન માટે આવેલ શ્રી. રતનલાલ, શ્રી. ચુનીભાઈ અને તેમનાં બેન શ્રી. ડાહીબેન પણ ત્યાં સાથે હતાં. મૂળીબેનને ખબર પડવાથી એ અને દાસકાકા પણ હીરજીપુરા આવી પહોંચ્યાં. ત્યાંથી પૂ. શ્રી રણાપુર મુકામ કરવાના હતા. તેમની સાથે પગે ચાલી નહિ શકાય માટે દમણામાં આગળ જઈએ ને વહેલા જઈ મુકામની બધી તૈયારી કરી લઈએ એમ વિચારી શ્રી. ડાહીબેન સાથે દમણામાં બેસી મૂળીબેન રણાપુર જવા નીકળ્યાં. તેમના નીકળ્યા પછી કેટલીયે વારે પૂ. શ્રી નીકળ્યા. રસ્તામાં કલાણુ ને ફતેપુરની વચમાં કલાણાના શ્રી. મોતીભાઈ વગેરે પાછળ દોડવાથી પોતે થોડું રોકાયા પણ ખરા. મૂળીબેને રણાપુરની ભાગોળે આવતાંજ જાણ્યું કે પૂ. શ્રી તો કપાવનાથ હનુમાનજીના મંદિરમાં આવીને પડયા છે. એટલે બંને જણ બોલી ઉઠયાં કે એમને તે શું પાંખો આવી કે જેથી આટલા મોડા ને ફેરમાં નીકળ્યા તોય આપણાથી વહેલા આવી ગયા ? એમ વાતો કરતાં ઘેર ન જતા સીધાં દર્શન માટે ગયાં. ત્યાં પૂ. શ્રીએ એકદમ કહ્યું કે જોયો ! મને પાંખો આવી છે કે નહિ ? જુઓ હું તમારાથી આગળ કેવી રીતે આવી પહોંચ્યો ! મારી વ્યવસ્થા તમે કરી કે દેવે કરી ? આ સાંભળીને મૂળીબેન શરમાઈ ગયાં. તેમને થયું કે આપણા મનની વાત શબ્દેશબ્દ આ કેવી રીતે જાણી ગયા ? સાચેજ આવા દેવપુરુષનો પાર આપણે શી રીતે પામી શકીએ ?

તેજ દિવસે મૂળીબેનની બાને ઘેર વિચાર થયો કે પૂ. શ્રી

ચાક્યાપાક્યા છે તો ગરમ પાણીએ ડીલ ચોળીને ન્હવડાવ્યા હોય તો કેમ ? પણ આઠે દિવસે પણ શરીર બેદમ બિમાર હોય તોયે ગરમ પાણીએ ન્હાવાની ના પાડનાર પરિક્રમામાં તો તેમ કરવાની હા કેમ જ પાડે ? એવા સંકોચથી એ વિચાર ત્યાં ને ત્યાં જ દબાવી દીધો. ત્યાર પછી બધાં સાંજે દર્શન કરવા ગયાં ત્યારે પૂ. શ્રીએ પોતે થઈને જ કહ્યું કે કાલે સવારે થોડું ગરમ પાણી ન કરી લાવો ? અને થાકતો નથી લાગ્યો ને હું ગરમ પાણીએ ન્હાતો પણ નથી, પણ તમારો ભાવ છે તો ભલે તેમ કરો. આ સાંભળીને પણ બધાંને નવાઈ લાગી કે આ બધુ ક્યાંથી જાણી જાય છે ? પૂ. શ્રી ગમ્મતમાં કહેતા કે મેં જંખણી સાધી છે તે નથી જાણતા ? અને એ બધી છાની વાતો કહી જાય છે. આ સાંભળી બધાં હસવા લાગ્યાં ને હર્ષથી ઘેલાં ઘેલાં થઈ ગયાં.

બીજે દિવસે બે દેગડા ગરમ પાણી લાવી મૂળીબેનની બાએ ને ચુનીભાઈ વગેરેએ પૂ. શ્રીને ખૂબ ચોળીને ન્હવડાવ્યા, અને જટા વગેરે પણ માટી નાંખી ચોળી આપી. રૂક્ષ્માણીબેનની ઘણા દિવસથી ભાવના હતી કે પૂ. શ્રીના પગનો અંગુઠો ધોઈ ચરણામૃત લીધું હોય તો કેવું ? પણ પૂ. શ્રી કોઈને ભૂલેચૂકે પણ અંગુઠો ધોવા દેતા નહિ એટલે એ વાત કેમ કહાય ? પણ આજે ન્હવડાવવાના ધાંધલમાં અંધારાને લીધે એમની નજર નહિ પડે એમ ધારી પગ નીચેનું પાણી લઈ એમણે છાનુંમાનું આચમન કરી લીધું, બધું પતી ગયા પછી ભિક્ષા વખતે પૂ. શ્રીએ કહ્યું કે કેમ ! ચોરીને અંધારામાં પગનો મેલ પીધો ને ? મારૂં બધું પાપ તમારામાં ગયું ! હું તો ઘુવડ જેવો છું. અંધારામાંય દેખી શકું છું. પીવુંતું તો નર્મદાજીમાં પાણી ઓછું હતું ? બોલો ચોરીની શી શિક્ષા દઉં ? બધાંને હસવું આવ્યું અને ઝીણામાં ઝીણી વાત પણ પૂ. શ્રીની નજર બહાર નથી જતી એ જોઈ આશ્ચર્ય થયું.

આખા કુટુંબ સાથે આટલો બધો ગાઢ પરિચય હોવા છતાં

પૂ. શ્રી કોકવાર કહેતા કે હું તમારે ત્યાં આવું તો તમે મને ઓળખી પણ ન શકો.

દાસકાકાઃ—ના કેમ ઓળખીએ? વેષ બદલીને આવો તોપણ અચૂક ઓળખી કાઢું!

રૂક્ષ્માંણીબેનઃ—દૂરથી તમારી ચાલ જોઈને પણ વર્તી જવાય!

પૂ. શ્રીઃ—જોઈશું.

એક વખત પોતે ભરૂચ ગએલા ને ત્યાંથી ઉપરને રસ્તે પગે ફરતા ફરતા શૂલપાણુની ઝાડી તરફ જવા નીકળેલા. નારેશ્વર છોડયે ઘણા દિવસ થઈ ગએલા ને એમના ચોકકસ મુકામની ખબર કોઈનેય ન હતી. તેવામાં દાસકાકાના જમાઈ ઓચિંતા છવલેણુ બિમારીમાં સપડાયા ને એકાએક શરીર પણ છૂટી ગયું. પૂ. શ્રી.ને એક દિવસ વ્યાસક્ષેત્રમાં સૂતાં સ્ફુરણ થયું કે 'અવધૂત' એકદમ રણાપુર જા.' તરતજ એ તો ત્યાંથી ચાલી રણાપુર આવી ગયા. એનો એ જ વેષ, એની એજ પાવડી ને એની એજ લાકડી! ફેર માત્ર એટલોજ કે ઘર આગળ આવતાં મોઢેથી માત્ર 'નર્મદે હર' બોલ્યા. એટલે મૂળીબેનના બા એકદમ બહાર આવીને કોઈ અજાણ્યો સાધુ સમજીને કહેવા લાગ્યાં કે અત્યારે કોઈ આપે એમ નથી. જે થાય તે કાલે. માટે હમણાં ક્યાંક બીજે જાઓ! આવું સાંભળવા છતા પૂ. શ્રી ઓટલે ચઢવા લાગ્યા એટલે મૂળીબેનની બાએ ધુરકિયુ કરીને કહ્યુ કે સાંભળતા નથી કાલે આવજો કહ્યું તે? પણ પૂ. શ્રીએ કહ્યું કે કાલે નહિ; જે લેવાનુ છે તે આજે જ લેવાનું છે. દાસ ક્યાં છે? પાસે બેઠેલી એક બાઈએ પૂ. શ્રીનો અવાજ ઓળખ્યો ને તે બોલી ઉઠી કે અરે! આ તો મહારાજશ્રી [illegible]ના ઓળખ્યા? પોતે ભોંઠાં પડ્યાં હોય તેમ રૂક્ષ્માંણીબેન કહેવા લાગ્યાં કે અરે મહારાજ! મેં તો તમને ઓળખ્યા જ નહિ. તમે તો શૂલપાણુ તરફ ગયા હતા તે અહીં ક્યાંથી? એમ કહી રડવા લાગ્યાં અને શ્રી.ડાહ્યાલાલના એકાએક થઈ ગએલા મૃત્યુની દુઃખદ કહાણી કહી સંભળાવી. એ સાંભળી પૂ. શ્રીને ઘણુ લાગી

આવ્યું. તેમણે તેમને આશ્વાસન આપ્યું અને તરતજ માણસ મોકલી દાસકાકાને તેડાવી મંગાવ્યા. તેમની સાથે ઘટતી વાતચીત કરી અને મૃણાબેન ઉપર પણ એક લાંબો દિલાસાપત્ર લખી આપ્યો. એ વાંચીને તેમના દિલને કંઈક સાચું સાંત્વન મળ્યું અને ત્યાર પછીનું તેમનું જીવન ઉત્તરોત્તર ભગવદ્‌ભક્તિ તરફ વધારે ને વધારે ઢળતું ગયું.

ઘરકામમાંથી ફારગ પડતાં મળતો બધો સમય મૃણાબેન ભગવચ્ચિંતનમાં ગાળવા લાગ્યાં ને સમય વીતે કોઈ સારો સંગાથ મળતાં અવારનવાર પહેલાંની માફક નારેશ્વર જવા લાગ્યાં.

મૃણાબેનની ભાવના ભાવ તો એકદમ અજબ છે. ફરતાં ફરતાં પૂ. શ્રીનું સ્મરણ કરે. એમની ને એમની વાતો કરતાં ધરાય નહિ. લીંપવા બેસે ને ગાર ખૂટે તોયે પૂ. શ્રીનું સ્મરણ કરે; ચણાનાં ઈંટા ખૂટે તોય તે પૂરી કરવા પૂ. શ્રીનું સ્મરણ કરે. કંઈ મૂકેલી વસ્તુ આઘીપાછી થાય ને જડે નહિ તોપણ તરતજ બાધા રાખે; બે મહેમાન આવે ને રસોઈમાં જરા વધઘટ જેવું લાગે તોપણ ગુરુદેવને સંભારે. કોઠીમાંથી દાણા કાઢતાં પણ ઓછા લાગે તો બરકત પૂરવા પૂ.શ્રીને આજીજી કરે. ને ગમ્મત એવી બને કે બધું એમના ધાર્યા પ્રમાણે પૂરૂં થાય ને ઘણું વધી પડે. પૂ શ્રીની તબિયત સારી ન હોય તો નજર લાગી હશે કહી રાઈ મીઠું લઈ, બધા ખીખી હસે તોપણ, નજર ઉતારવા દોડે; ને પૂ.શ્રી પણ, તમારો મંતર હું સાંભળું એમ મોટેથી તો બોલો કે જેથી હું શીખી લઉં એમ ગમ્મત કરી, બધું કરવા દે.

એક વખત એમની એક આંખમાંથી ખૂબ પાણી ગળવા માંડ્યું ને સોજો આવી દેખાતું પણ લગભગ બંધ થયું. દવા કરવા જતાં બીજી આંખ પણ સૂજી ઉઠી, દુખવા લાગી ને ખૂબ વેદના થવા લાગી. એમણે ભોળાભાવે ગુરુદેવને પોકાર્યા ને કહ્યું કે હે ગુરુ મહારાજ! મારી આંખો સારી કરો. હું નારેશ્વર બે ગુરુવાર ભરી જઈશ. દેવની દયા તે આંખો સારી થઈ ગઈ ને કોઈનું દમણ બેસવા મળ્યું હશે એટલે ગુરુવારે નારેશ્વર આવ્યાં. એમને જોતાં જ પૂ. શ્રીએ કહ્યું

કે દેવ તમારો વેદિયો હશે કેમ ? તમારે ઠીક કોઈના કરામતના ચમ-ત્કારમાં ભેગી આવવું ને દેવ પાસે આંખો મટાડાવવી ! પણ પુનં તો બધું બળદિયા તાણી ગયા !'

હમણાં થોડા વખત પરજ એ ખૂબ માંદાં થઈ ગએલાં, ઘડપણનું શરીર અને તે પણ તદ્દન છર્યું ! તેમાં સખત તાવ ને ચૂંક શરૂ થઈ ગયાં. ઝાડા પણ થાય. પેટે ને મોંએ સોજા પણ આવી ગએલા. એક દિવસ તો પુન કરાવવાની પણ તૈયારી થઈ ગઈ હતી. પૂ. શ્રીને એકાએક આ વાતની ખબર પડી. એમણે તરતજ માસ્તર જગજીવનદાસ સાથે થોડી મોસંબી મોકલાવીને મુળીબેનને કહેવડાવ્યું કે ગભરાશો નહિ; આનો રસ કાઢી ફાવે તેમ પટાવી એમને પાજો. પ્રભુ સારૂં કરશે. હજી જવાની વાર છે. તે પ્રમાણે રસ પાતાં જ ધીમે ધીમે ઠીક થઈ ગયું.

આવા તો કેટલાય પ્રસંગો દાસકુટુંબને અનુભવમાં આવ્યા છે. એમના અતિ ઘરડાં સાસુ છએક વરસ એમની સાથે રહ્યાં હતા. એમની એમણે માતૃવત્ સેવા કરેલી. એક વખત પીપળા પાસેના મકાનનું કામ ચાલતુ હતું. હવે તો સ્થાનમાં કંઈક અનુકૂળતાઓ છે. પણ તે વખતની વાત જુદી જ હતી ' પૂ. શ્રી તો ફાવે તેમ ચલાવી લે. નર્મદાજીનું જળ પીને પણ કલ્લોલ કરે. પણ આવનારને માટેયે કોઈ જાતની સગવડ કે સાધન મળે નહિ. આવી વિકટ પરિસ્થિતિમાં દાસકાકાએ કામ શરૂ કરેલુ. પાસેના મહુડાનાં પાંદડાં તોડી લાવે, લીમડાની સૂકી સળીઓ ભેગી કરી પતરાળાં કરે ને ક્યાંકથી તપેલી મળી આવે તો ઝાડ નીચે ખીચડી રાંધી ખાય. કોકવાર સાથે લાવેલુ કાચુકોરૂ ભાતુ ખાઈને પણ ચલાવે. એકવાર તો એવું બન્યુ કે ખાવાનુ કશુંજ ન મળે. પૈસા આપતા કોઈ કરી આપનાર પણ નહિ. છેવટે એક દેડાને એક આનો મહેનતાણાનો આપીને પાસેના ગામથી આનાનું નાળિયેર મંગાવી પ્રસાદ કરી કારીગર વગેરેને વહેંચી વધેલા પર દા'ડો કાઢ્યો. આમ તપશ્ચર્યામાં

મકાનનું કામ ચાલી રહ્યું હતું, ત્યાં ઓચિંતી ખબર આવી કે એમનાં સાસુ ગંભીરપણે માંદાં છે ને એમને રણાપુર તેડ્યા છે. દાસકાકાને મકાનનું કામ પડતું મૂકી ત્યાં જવાનું ગમતુ નહિ, પણ ગયા સિવાય છૂટકોજ નહોતો. એટલે એ ઉપાધિના વિચારમાં એમને ગમગીન થઈ ગએલા જોઈ ને પૂ. શ્રીએ પૂછ્યું કે દાસ! શા વિચારમાં પડી ગયા છો? ડોસી હમણાં મરે એમ ઇચ્છો છો કે થોડા વખત પછી?

દાસકાકાઃ—પ્રભુ! આ કામ પૂરૂં થતા પહેલાં એ જાય તો મારે અધૂરૂં મૂકીને ત્યાં રોકાવું પડે ને મહિનો માસ નીકળી જાય ને અહીંનું કામ રખડી જાય! માટે હમણાં જીવી જાય તો સારૂં!!

પૂ. શ્રીઃ—ઠીક ઠીક! ડોસીને હમણાં થોડાં વરસ કાંઈજ થવાનું નથી તમે જઈ આવો.

દાસકાકા રણાપુર ગયા ને ડોસીને ધીરજ ને સાંત્વન આપીને કહ્યું કે પૂ. શ્રીએ કહ્યું છે કે હમણાં તમારે મરવાનુ નથી. ડોસીને પાંચ સાત દિવસમાં સારૂ થઈ ગયુ ને દાસકાકા કામ કરાવવા માટે પાછા આવતા રહ્યા.

ડોસીને પણ પૂ. શ્રી માટે અત્યંત આદર ને પ્રેમ હતો. અને આ બનાવ પછી તો એ ખૂબ જ વધ્યો. શરીર અતિ જીર્ણ એટલે બીજું કંઈ થઈ શકે નહિ, પણ બેઠાં બેઠાં રેંટિયો કાંત્યા કરે. એ સુતરમાંથી દાસકાકાએ ચાદરો વણાવી, જે પૂ શ્રી હજી પણ પોતાની સુવાની દર્ભની સાદડી પર ગૌરવપૂર્વક પાથરે છે. પૂ. શ્રી રણાપુર પધારે ત્યારે નીચે ઉતરતાં ડોસી પથારીમાં બેઠાં બેઠાં જમીન પર માથું મૂકી પૂ શ્રીને પગે લાગતાં. એક વખત એમ પગે લાગતાં એમને પગે અડકી પડયાં એટલે પૂ. શ્રીએ હસીને કહ્યું કે હરિબા! તમે મારે પગે અડકયાં એટલે રોજ મોતનો આશીર્વાદ માગો છો તોપણ હવે જલદી મરવાનાં નથી એમ કહી વારંવાર એમને ખીજવતા.

થોડે દિવસે એમના ભત્રીજાના છોકરાના છોકરાને ભરૂચ વડસાસુનો વારસો મળ્યો એટલે હરિબા પ્રત્યે એમને પ્રેમ હોવાથી એમને ભરૂચ

લઈ ગયા, અને ત્યાં બેએક મહિના શાંતિથી રહીને પ્રભુશરણ થયાં. એમનાં દહાડોપાણી પેટના દીકરા કરે તેના કરતાંય વધારે સારી રીતે એમણે કર્યાં. આમ ડોસીને કરેલી દેવસેવાનું કોઈના સ્વપ્નામાંય ન આવે એવું ફળ પ્રાપ્ત થયું!

દાસકાકા એક વખત ભયંકર બિમારીમાં હતા. તેમને ભગંદર થએલું. તાવ પણ બેશુમાર આવતો હતો. ભાન પણ નહોતું. ઔષધોપચાર વગેરે ઘણું ઘણું કરી ચૂકેલા. છેવટે કરજણથી દાક્તર પણ બોલાવ્યો. કોઈ પણ ઉપાયે બચશે નહિ એમ લાગ્યું એટલે પુન પણ કરાવી દીધેલું. પૂ. શ્રી સરખેજ હતા. તે વખતે મૂળીબેને સ્મર્તૃગામી ગુરૂમહારાજનું સ્મરણ કર્યું અને પત્ર પણ લખ્યો. પત્ર મળ્યો તે વખતે બધા ભેગા મળીને પહેલી જ દત્તજયંતીનો ઉત્સવ ઉજવવાની વાતો કરતા હતા. શ્રી.કેશવલાલ શેઠે કહ્યું કે ડોસાએ દેવની બહુ સેવા કરી છે. પ્રભુ એમને આટલો વખત માંદગીમાંથી ઊઠાડે તો સારૂં. શ્રી. ચુનીભાઈએ કહ્યું કે છેવટે દાસકાકા એકાદ જયંતી જુએ એટલુ પણ જીવે તો ઠીક. 'ગુરુ દેવ દત્ત' કહી પૂ. શ્રી તરતજ ઊઠ્યા અને સીધા ગાડી પકડી રણાપુર આવ્યા. સાદલી ગાડી મોડી આવે છે. અંધારૂં થઈ ગએલું. રસ્તો જોએલો નહિ છતાં પ્રભુનું સ્મરણ કરી સીધા ચાલી નીકળ્યા. કોઈ એક ઊંચી શુભ્ર આકૃતિ આગળ દૂર દૂર ચાલે છે એવો ભાસ થયો; તેની પાછળ પાછળ ચાલી નીકળ્યા તે ઠેઠ રણાપુરની ભાગોળે આવ્યા ત્યારે થોભ્યા. જોયું તો આકૃતિ ન મળે. કૂતરાના ભસવાથી બેચાર માણસ બહાર નીકળી આવ્યાં તેમાંના એકને રસ્તો પૂછી સીધા દાસકાકાને ઘેર જઈ પહોંચ્યા. જોયું તો તેઓ ખાટલામાં લગભગ બેભાન પડી રહ્યા છે. બોલવાની પણ શક્તિ નથી. પૂ. શ્રીએ દાસકાકાના શરીરને સ્પર્શ કર્યો કે એકાએક એ શુદ્ધિમાં આવ્યા ને બે હાથ જોડી 'ગુરુ દેવ દત્ત' બોલી નમન કર્યું. પૂ. શ્રીએ કહ્યું કે દાસ! દેવની સેવા કરવાની તમારી સાચી નિષ્ઠા હશે તો પ્રભુ તમને એક બે દિવસમાં

બેઠા કરી દેશે. ચિંતા કરશો નહિ. તમે હરતા ફરતા થશો સિવાય હું અહીંથી ખસીશ નહિ. પૂ. શ્રી બે ચાર દિવસ ત્યાં રહ્યા ને દાસકાકા ઘરમાંને ઘરમાં ઊઠતા બેસતા થઈ ગયા.

ગુરુ ઘર આવ્યા, વિઘ્નો સહુ દૂર સિધાવ્યાં.
આનંદાબ્ધિ ઉર છલકાએ, દુઃખનામ ક્યાંયે ન જણાએ,
આધિવ્યાધિ સહુ મન ગભરાએ, સુકૃત ફાલ્યાં.—વિઘ્નો૦

એ ભજનનો પ્રત્યક્ષ અનુભવ આખા કુટુંબને થયો. દાસકાકાને નવો અવતાર મળ્યો હોય એવો અનુભવ થયો. અને એમને બદલે હવે એમને દગ અને તેથ એક એકને ટપી જાય એવી જાહોજલાલી ભરી જમનીઓ બતાવી, ને એમને હાથે ખૂબ સેવા લીધી! ભક્તમંડળમાં આજે પણ લોકો આ સંભારી સંભારીને હર્ષઘેલા થાય છે અને દાસકુટુંબની શ્રદ્ધા આથી કેટલી બધી વધી તેનો તો વાચકે વિચાર જ કરી લેવાનો!

મૂળીબેનને પણ એક વખત ભમકર બિમારી લાગુ પડેલી. આંખે દેખાતું બંધ થઈ ગયું, કાને સંભળાતું બંધ થઈ ગયું ને મોએ બોલાતું પણ બંધ થઈ ગયું. પાણીનું ટીપું સરખુંય ગળે ઊતરતું નહિ ત્યાં અન્નની તો વાત જ શી? બધા જ નાડીદેવતાઓ રિસાઈ ગયા હોય તેમ લાગ્યું. છેવટે ભાન પણ જતું રહે કે એમ લાગવા માંડ્યું અને લવરીએ ચડ્યા. પૂ. શ્રીનું નામ ભાંગ્યું-તૂટ્યું બોલાવી નીકળતું સાંભળી દાસકાકાએ શ્રી ચુનીલાલ મોનીને પૂ. શ્રી પાસે દોડાવ્યા. લગભગ રાતના નવને સુમારે શ્રી ચુનીલાલ નારેશ્વર આવી પહોંચ્યા. તેજ દિવસે માંડવાથી શ્રી ગીરધરભાઈ પણ સમાગમ માટે આવેલા. પૂ. શ્રીએ બધું સાંભળી તેમને પૂછ્યું કે સવાર કાઢશે કે નહિ? એટલે તેમણે કહ્યું કે કંઈ ચોક્કસ કહેવાય નહિ. એટલે શ્રી ગીરધરભાઈને સાથે લઈ શ્રી ચુનીલાલ સાથે તેઓ તેજ વખતે પગે ચાલી નીકળ્યા. લગભગ બારને સુમારે રણાપુર પહોંચ્યા ને જોયું તો સામાન્ય ભાન હતું. જાતે મોસંબીનો રસ કાઢી

લાવા માટે આપ્યો પણ તે પૂરો ઉતર્યો નહિ એટલે શાંતિથી પડી રહેવાનું કહી અતિકાળ થએલો હોવાથી પોતે આડા થયા. સવારે ચાર વાગે ન્હાયા પછી પાણી મંતરી આપ્યું તે નીચે ઊતર્યું ને ભાનમાં આવ્યાં કે તરતજ પૂ. શ્રીને જોઈ, ઓળખી તેમને ઘણો આનંદ થયો અને બોલ્યાં કે મોદીજીને તાર કરીને બોલાવો. મારે એમની સાથે ખાનગી વાત કરવી છે. એમને લાગી ચૂકેલું કે ભાન ભલે આવ્યું પણ પોતે આ માંદગીમાંથી બેઠાં થવાનાં નથી. એમની વાત સાંભળી દાસકાકાએ કહ્યું કે મોદીજીનું શું કામ છે? મારા પર વિશ્વાસ નથી? જે હોય તે મને કહે, પછી કરવા જેવો હશે તો તાર કરીશું. એમણે કહ્યું કે મારા પસ્તામાંથી પાંચસો રૂપીઆ **શ્રીગુરુલીલામૃત** છપાવવા ખાતે આપવા છે એ સંબંધી વાતચીત કરવા મોદીજીનું કામ છે. દાસકાકાની આંખમાં આ સાંભળી એકદમ આંસુ ભરાઈ આવ્યાં. તેમણે ગળગળા થઈ તરતજ હાથમાં પાણી લઈ કહ્યું કે બેન! પૂ. મહારાજશ્રી કહે છે કે તને કંઈજ થવાનું નથી, છતાં તું હોય કે ન હોય, હું તારી ઇચ્છા પ્રમાણે એ બધું કરી દઈશ એમ કહી પાણી મૂકી એમના દેખતાં અમને એ સંબંધી પત્ર લખી દીધો.

બપોરથી તો મોસંબીનો રસ થોડો થોડો લેવાવા લાગ્યો, અને એ રિસાએલા નાડીદેવતાઓ આપોઆપ મનાઈ ગયા હોય એમ લાગ્યું એટલે શ્રી. ગીરધરભાઈ ને શ્રી. લખીબાની મદદથી, એમનાથી બેઠું થવાતું ન હતું તોપણ, જેમતેમ કરી ન્યાસ આપ્યો. અને બીજી સવારે પૂ. શ્રીએ ભિક્ષા લીધા પછી વધેલું બધું દહીં ને ખાય તેટલી ખીચડી ને ઘી આપવાનું કહ્યું. ભયંકર તાવમાં ઘીનું નામ સાંભળી દાસકાકા ભડક્યા! અને જેને ગળે ચરણામૃત ને મોસંબીનો રસ પણ માંડ ઉતરવા લાગેલાં તેને લાગલીજ ખીચડી ખવાડવાની વાત સાંભળી આભા બન્યા!! દહીં પીરસતાં તો એમનો હાથ થરથર ધ્રૂજવા જ લાગ્યો. પણ મણીબેને કહ્યું કે બધુંજ દહીં મૂકી દો. ખીચડી નહિ ખવાય તોપણ દહીં તો પૂ. શ્રી કહે છે એટલે ખાઈજ જઈશ.

પૂ.શ્રીએ કહ્યું કે દાસ! મૂંઝો છો શું? એ પોતે થઈ ને માગે છે તો મૂકી દો ને! અવધૂત ઘરમાં છે ત્યાંસુધી તો દેવનું નામ ■ ઝેર આપશો તોપણ કંઈ થવાનું નથી. હમણાં જવાનું કર્યાં છે હજુ તો તમારે બંનેને હાથે દેવને કેટલીયે વેઠ કરાવવાની છે! આ સાંભળી દાસકાકાને પણ હિંમત આવી ને બધુંજ દહીં મૂકી દીધું. તે દહીં સાથે મૂળીબેન થોડી ખીચડી ખાઈ ગયાં, ને સાંજ સુધીમાં એકાદ ડગલું પણ માંડતાં થયાં.

આમ જીવન માટે નિરાશાની તદ્દન કાણી હોડીમાં સાવ ડૂબેલાં મૂળીબેનને અદ્દભુત રીતે જીવનની અનેરી આશાને નિર્ભય કાંઠે મૂકી દીધાં! અવધૂતની ચિઠ્ઠી ફાટયા વગર યમદૂત તેમને કેમ સ્પર્શી શકે! અને ખુદ યમરાજના જડબામાં ચગદાઈ ગએલી હાલતમાંથી સુરક્ષિત જીવન પ્રાપ્ત કરનારનો ભક્તિભાવ કૃતજ્ઞતાપૂર્વક સર્વસમર્પણમાં પરિણમે એ પૂર્વજન્મના સંસ્કારી જીવોને માટે સહજ છે.

આવા આવા અનેક પ્રસંગોથી દાસકાકા ને એમનું કુટુંબ પૂ.શ્રીની સેવાભક્તિમાં વધારે ને વધારે તન્મય બનતું ગયું. અને જેમ જેમ નિષ્ઠા વધતી ગઈ તેમ તેમ દૈવી અનુભવના પરચા વધારે ને વધારે આવતા ગયા. ઘણીવાર મુશ્કેલીમાં કે ઉદ્વેગમાં હોય તો ઘરનાંઓને પૂ. શ્રીના દર્શન પણ થતાં. કોકવાર સ્વપ્નાદિમાં કે જાગ્રતમાં શબ્દ વગેરે સંભળાઈ દિશાસૂચન પણ થતું.

સણિયાદના મોની શ્રી. શિવલાલ આશારામને દાસકાકાએ ખરી ભીડ વખતે રૂપીઆ ધીરેલા, તેની વારંવાર ઉઘરાણી કરવા છતાં જવાબ પણ સીધો ન મળવાથી દાવો કરવો પડેલો. તેમાં તેણે ખોટા સાક્ષી ઊભા કરી બે હજાર રૂપીઆ આપી દીધા બાબતની બનાવટી પહોંચ રજુ કરેલી; તે સંબંધમાં દાસકાકાને કોરટમાં ખૂબ હડિયાપટ્ટી કરવી પડતી, અને બેચેની પણ રહેતી. પૂ. શ્રીએ એમને કહી દીધું કે તમે એકવાર પ્રભુને શિર બધો ભાર મૂકયા પછી નાહકની ચિંતા શું કામ કરો છો? તમારૂં લેણું ખોટું થાય તો અવધૂત જામીન!

શાંતિથી પ્રભુનું ભજન કરે. આ દાવે ઘણી મુદત પહોંચ્યો. એક વખત દાવાની તારીખે દાસકાકા જરૂરી કાગળિયાં લઈ ગાડીએ મિયાગામ જવા નીકળ્યા. અતિ ચોક્કસ માણસ હોવા છતાં આ વખતે એ ભૂલ્યા! પોતાની લાકડી, છત્રી વગેરે લઈને મિયાગામ ઊતરી પડયા, ને કાગળિયાંની પોટલી ગાડીમાં જ રહી ગઈ. તેમાં વકીલફી વગેરે માટે સાથે લીધેલા પચીસેક રૂપીઆ પણ હતા. પરંતુ વધારે મહત્ત્વના તો તેજ દિવસે કોરટમાં રજુ કરવાના કાગળો હતા. બધા ઉતારૂઓ પોતપોતાને રસ્તે પડી ગએલા. દાસકાકા પણ વકીલના ઘર નજીક પહોંચી ગએલા. ત્યાં એકાએક પેલી પોટલી યાદ આવી. તેમના તો હોશકોશ ઊડી ગયા. એકદમ હાંફળાફાંફળા સ્ટેશને દોડયા ને ગાડીના ડબ્બે ડબ્બે તપાસી વળ્યા, પણ એમ તે એ પોટલી કંઈ હાથ આવે કે? શું ત્યારે એ તો હવે ગઈજ?' એવો નિરાશાભર્યો ઉદ્ગાર એમના મોંમાંથી નીકળી ગયો. રૂપીઆનું તો ઠીક પણ એ કાગળિયાં વિના પોતાનો તદ્દન સાચો દાવો જહો હરશે અને ઉપરથી પોતે જૂઠા ઠરી લોકમાં કાયમની શાખ ગુમાવી બેસશે ને લોકો હસશે એ જુદા, એ ચિંતાએ એમનું દીલ કંપી ઊઠયું. તરતજ એમણે ગુરુમહારાજનું સ્મરણ કર્યું. અને એ સ્મર્તૃગામી બીડબ્બંજન ગુરમહારાજ તત્તજ વહારે ધાયા. બેબાકળી સ્થિતિમાં એ ઊભા હતા એવામાં એક મુસલમાન—જેને એમણે ગાડીના ડબ્બામાં કે બીજે ક્યાંય પહેલાં જોયો નહોતો તે—એમના તરફ નિશ્ચિત પગલે આવીને કહેવા લાગ્યો કે કાકા! શાની ચિંતામાં છો? તમારી પોટલી ખોળો છો? જુઓ, આ તમારી જ કે? દાસકાકાએ પોટલી હાથમાં લીધી ને એ પોતાની જ છે એમ જોઈને હરખાએલા થઈ ગયા. પેલાએ કહ્યું કે કાકા! તપાસી જુઓ. બધું બરાબર છે ને? કશું ગયું તો નથી ને? દામે તે છોડીને કાગળિયાં પહેલાં જોઈ લીધાં ને પછી રૂપીઆ પણ ગણી જોયા. બધું બરાબર જોઈને તેમના આનંદનો પાર ન રહ્યો. તેઓ તેને શિરપાવ આપવા લાગ્યા; પણ એ ક્યાં શિરપાવ લેવા આવ્યો હતો તે એ લે? એને વીશામા જમવાનો કે ચા

નાસ્તો લેવાનો દાસકાકાએ અત્યંત આગ્રહ કર્યો, પણ એ કયા એને ભૂખ્યો હતો તે એ સ્વીકારે? એ તો જે કામ માટે આવ્યો હતો તે કામ પૂરું થયું એટલે જાઉ છુ કહેતા પણ ઊભો ન રહેતા ચાલવાજ મંડયો. એની નિઃસ્પૃહ વૃત્તિ જોઈ દાસકાકાને અચંબો થયો. તે વખતે તો દાસકાકાને કંઈ વિચાર ન આવ્યો પણ પાચ પચીસ ડગલાય ગયો નહિ હોય એટલામા તો એ દેખાતો બંધ થઈ ગયો એટલે દાસકાકાને થયુ કે આ શુ હશે? ગુરુમહારાજ તો આવા યવન વેશે મારે માટે દોડી નહિ આવ્યા હોય? એમનુ હ્રદય કૃતજ્ઞતાથી ભરાઈ આવ્યુ. કોરટનું કામ પતાવી સાંજે સીધા નારેશ્વર ગયા. પૂ શ્રીએ એમને જોતા જ કહ્યુ કે આના દાના લડો છો કે? દાગળિયાની પોટલી રવડી જાય તેની પણ કાળજી રાખતા નથી? એ તો ઠીક પણ મારે માટે કરજણથી શુ લઈ આવ્યા? એક મારી મુસલમાની ટોપી કોકવાર લેતા ન આવો? આ સાભળીને તો દાસ કાકાના મનમા શકાને જરાય સ્થાન ન રહ્યુ. તેમને લાગ્યુ કે સાચેજ ગુરુમહારાજે મને એક મહાન આફતમાથી ઊગારી લીધા. પોતે તે દિવસે 'જામીન છુ' એમ બોલી ગયેલા તેનુ રહસ્ય તેમને હવે સમજાયુ. થોડા દિવસે તેઓ સંપૂર્ણપણે આ દાવો જીત્યા. પેલો પાનતી બનાવટી ઠરી અને રૂપીઆના બદલામા ઘર જમીન દાસકાકાને સોપી સણિયાદ છોડી એને ભરૂચ રહેવા જવુ પડયુ. આ બનાવ પછી દાસકાકાને પૂ શ્રી માટે દેવભાવ પેદા થયો અને એમને અવતારી પુરુષ માનવા લાગ્યા.

પછી તો દાસકાકાએ પોતાનુ શેષ આયુષ્ય કેવળ ઈશ્વરચિંતન કરી પૂ. શ્રીની તપોભૂમિ **અવધૂતનિવાસ** (નારેશ્વર)ની સેવામા જ ગાળ્યું. આ વખત દરમ્યાન ચોવીસે કલાક પૂ શ્રી અને સ્થાન વગર બીજો કોઈ વિચાર ભાગ્યેજ એમના મનમા આવ્યો હશે. જે જગા દિવસે પણ ખાવા ધાતી હતી ત્યા સારા પાન મકાન બની ગયા અને વૃક્ષવાટિકા વગેરેથી સ્થાન નંદનવન સમુ શોભવા લાગ્યુ. જ્યાં

પહેલાં લોકો ઢોર ચારવા જતાં પણ ડરતા અને ગધેડાના ભૂંકવાનો અવાજ પણ ભાગ્યેજ સંભળાતો ત્યાં હજારો માણસોની મેદની જામવા લાગી. વેદના મંત્રો ને ભગવન્નામની ધૂન સંભળાવા લાગી. ભજનકીર્તન થવા લાગ્યાં. ઠાકોરઠકરાતુ ને રાજારજવાડાનાં માણસો, વિદ્વાન મૂરખ, ગરીબ તવંગર, સાધુ ગૃહસ્થ, સ્ત્રી પુરુષ, બાળક વૃદ્ધ, અઢારે વર્ણના લોકો આવી પોતાની જાતને પુનિત માનવા લાગ્યા. ને પાસેનો ચેક્ગામનો ઘાટ જે બે પાંચ રૂપીએ હરાજ થતો તે કેવળ સ્થાનના યાત્રીઓને લીધે ત્રણસો ઉપર સુધી વધી ગયો. વારે તહેવારે ઉત્સવાદિ થવા લાગ્યા ને દત્તજયંતીના મહોત્સવે તો હજારો માણસો કીડીઆરાની પેઠે ઉભરાવા લાગ્યાં.

આ બધું જોઈ દાસકાકાનું હૈયું અનેરા આનંદથી છલકાવા લાગ્યું. જેને અનઘડ લોકો બાવો બાવો કહી હડધૂત કરી હજુયે પજ- વવામાં બાકી રાખતા નથી તેનું દૈવત્વ જગતના નિદર્શને લાવવામાં પ્રભુએ પોતાને ફાળો આપવાની અમૂલ્ય તક આપી તે માટે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા, ને એ ધન્યતાના આનંદમાં પૂ. શ્રીનું લખેલું

ગુરુ ગુરુ કરતાં આ જાઓ મારા પ્રાણ !

એ ભજન ગાતા ગાતા પોતાના અંતિમ શ્વાસ પ્રભુને ચરણે અર્પણ કરવાના સ્વપ્નાં સેવવા લાગ્યા.

એક સાલ દત્તજયંતીમા અનહદ મેદની જામી. દાસકાકાનું શરીર સારૂ ન હતુ, તોપણ પોતે સ્થાનમાં આવી ખાટલામાં બેઠા- બેઠા બધી દેખરેખ રાખી. જયંતીનુ તે સાલનું અપૂર્વ દૃશ્ય જોઈ એમની આંખમા હર્ષનાં આંસુ આવ્યાં. તેમણે પૂ.શ્રીને કહ્યું કે મને લોકો ગાંડો ગણી કાઢે એટલે હુ બોલ્યો નહિ, પણ મારા દીલમાં થાય છે કે જયંતીએ ચોઘડિયાં બેસાડ્યાં હોત તો કેવુ સારૂં લાગત !, પૂ. શ્રીએ એટલોજ ભાવભીનો જવાબ આપ્યો કે દાસ! અને પહેલેથી કહેલું'તું ને ! તમારે કે મારે શો ખાનગી સ્વાર્થ છે કે લોકોના હસવાનો આપણે વિચાર કરવો પડે? દેવનો ઉત્સવ દિવસે દિવસે વધારે

સારો ઉજવાય તે માટે તમે તો શું પણ રસ્તે જનાર કોઈ સામાન્ય અજાણ્યો માણસ પણ કંઈ સૂચવે તો હું તેમ કરવાની સંમતિ આપું. પ્રભુ કરશે તો આવતી સાલ આપણે જરૂર ચોઘડિયાં તો શું પણ બેન્ડ સુદ્ધાંત લાવીશું.

દાસકાકાનું શરીર અશક્ત તો હતું જ અને આવતી સાલ પોતે જયંતી દેખશે કે કેમ એ વિચારમાં એમને સ્હેજ ઓછું આવ્યું, પણ પ્રભુએ એમની ઇચ્છા પુરી કરી. છેલ્લાં થોડા વરસથી નજીકના ગામના કેટલાક તેજોદ્વેષી વિઘ્નસંતોષી લોકો જયંતી ઉપર કંઈને કંઈ બ્હાને ઉપાધિઓ ઊભી કરી પૂ. શ્રી અને સ્થાનના કાર્યકર્તાઓને પજવ્યા જ કરતા હતા. તે પજવણી તે સાલ પરાકાષ્ઠાએ પહોંચી. અને તે સાલ જયંતી સુવ્યવસ્થાતિથી થશે કે કેમ એની દાસકાકાને ચિંતા થવા લાગી. પૂ. શ્રીએ दुर्जन प्रथमं वन्दे એ ન્યાયને અનુસરી તોફાની લોકોને તોફાન કરવાની તક ન મળે અને બધુ શાંતિથી થાય તે માટે જયંતી ગુપચુપપણે ઊજવવાની સ્થાનના એક ઉત્સાહી કાર્યકર્તા ભીંડોળના શ્રી. પ્રભાશંકર અને કેટલાક ભલા ભક્તોની સૂચનાને અનુમોદન આપ્યું. પણ દાસકાકાને ઘણું ઓછું આવ્યું. તેમને લાગ્યું કે પૂ શ્રીએ અહિંયાં લોહીનું પાણી કર્યું છે તે શું દેવનોયે વાજો અહીંથી ઊડે તે માટે ? ફાવે તે થાય જયંતી તો ન જ ખસેડાય ! બધાને પત્રિપત્ર લખવામા આવ્યો ને ભક્તજનોએ દાસકાકાના વિચારને જ ફાવે તે ભોગે વધાવી લેવાનું નક્કી કરી દેવની પ્રાર્થના કરી. પ્રભુએ દુર્જનોએ ઊભી કરેલી એ ગઝસી ઉપાધિ દૂર કરી અને જયંતી કોઈ પણ સાલ કરતા તે સાલ વધારે ઉત્સાહ અને દબદબાથી ઉજવાઈ અને ચોઘડિયાની સાથે એકને બદલે બબ્બે જોડી વાજાંએ ભગવન્નામની ધૂનથી વાતાવરણ ગજાવી મૂક્યું. દાસકાકાના અંતરાત્માને આથી કેટલો આનંદ થયો તેનું શબ્દોથી વર્ણન કરવું મુશ્કેલ છે. બધાને વિદાય આપતી વખતે પૂ શ્રીએ કહ્યું કે ડોસાની છેલ્લી ઇચ્છા પૂરી થઈ. દેવે સ્થાનમાં વાજાં વગડાવ્યાં. હવે આવતી જયંતી

એ ભાગ્યે જ દેખે માટે તમે અત્યારથી જ જવાબદારી માથે લેવાની તૈયારી કરો; નહિ તો પસ્તાવાનો પ્રસંગ આવશે. થયું પણ તેમ જ! અષાડ શુદ પૂનમની ગુરુપૂર્ણિમા ઉપર જ દાસકાકાનું શરીર લથડી ગએલું તોપણ મુશ્કેલીથી બેસી પૂજન વગેરેમાં ભાગ લીધો. પણ પછી તો એ સારી પેઠે હડીઓ કાઢતા થઈ ગએલા. બે પાંચવાર ૭ સાત માઈલ ચાલીને દેઠ ગણાપુરથી નારેશ્વર આવેલા પણ ખરા. કારતક સુદ નવમીએ પૂ. શ્રીના જન્મદિવસે દીવેરની મંડળીએ રંગ-જયંતીનો એક નાનો સરખો ઉત્સવ ઉજવેલો. ગજપીપળા વગેરે બહારગામથી પણ માણસો ત્યાં આવેલા. દાસકાકા પણ ચાલીને દીવેર દર્શને ગએલા. અને ત્યાંથી પાછા વળી પર્ણિમા સુધીમાં નારેશ્વર જવાની વાત કરતાં પૂ. શ્રીએ કેમ જાણે ભાવિ સૂચવતા હોય તેમ કહ્યું કેઃ— દાસ! મારા આવ્યા વગર તમે રણાપુર છોડશો નહિ. ઘેર રહી આરામ લો ને પ્રભુનું ચિંતન કરો.

પણ દાસદાદાને જપ કેમ વળે? જયંતીની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. ઉપરાછાપરી વસ્તુઓ આવી રહી છે. ને પૂ. શ્રીએ ના કહેવા છતાં દાસકાકાનું દીલ નારેશ્વર જવા ઊછળી રહ્યું છે! તેમણે પોતાનું પાગરણ વગેરે આગળ મોકલાવી દીધું. ભાતાના દાબડા વગેરે પહોંચી ગયા. ને એક બે દિવસમાં પોતે નીકળવાની તૈયારીમાં હતા, ત્યા ઓચિંતા તેમને ભયંકર માદગીએ ઘેર્યા. અખંડ એકધારી સેવા કરી કરીને શરીરનો સંચો ઘસાઈ ગયો હોવાથી આ વખતે એ શરીર ટટાર થવાની ના પાડી. એમને એ વાત સમજાઈ ગઈ કે તરતજ એમણે પોતાનુ મસગ્ર મન ગુરુમહારાજના ધ્યાનસ્મરણમા એકાગ્ર કરવા માડ્યું. એમના આત્માએ નક્કી કરી લીધુ કે આ જર્જર ખોળિયું હવે કામનો બોજો ખેંચી શકે તેવું રહ્યું નથી તોપછી એને શા માટે નાહકનુ વીઠાળવુ? બસ એનો ત્યાગ કરી દેવો! અને સૂક્ષ્મ દેહે હજારોમા પ્રેરણાનું સિંચન કરવુ! એમના મનમાં આવો નિશ્ચય થયો કે એમના ગાળા ઢીલા પડવા. પણ ચેતનતત્ત્વ ધ્યાનનિષ્ઠ વધારે બન્યું.

પૂ. શ્રીનો મુકામ તે વખતે પૂ. શ્રીના ભક્ત માંડવાના છગન માળીના ભાણેજ વિઠ્ઠલ માળીને ત્યાં ચાંદોદ હતો. ગામેગામથી લોકો દર્શન માટે આવી પહોંચેલા ને ભજનપૂજનની ધૂમ મચી રહી હતી. ત્યાં સિનોરનાં ગં. શ્રી. ચંદનબેનને ત્યાં મુકામ માટે નિમંત્રણ કરી લઈ જવા તેમનો દીકરો ચિ. જીવણ વગેરે મંડળી એટલામાં જ આવી પહોંચેલી. દાસકાકાની ગંભીર માંદગીની ખબર લઈ દીવેરથી શ્રી. નાથાભાઈ ગમદાસ પટેલ ગાડું લઈ આવી પહોંચ્યા. તત્કાળ બધો પ્રવાસક્રમ રદ કરી સિનોરની મંડળીને સંતોષવા ખાતર પૂ.શ્રીએ પોતાની ખુરશી તથા સાથેની ભજનમંડળીને નાવડીરસ્તે ત્યાં મોકલી આપી અને કોઈ રોકે નહિ તે માટે એટલે દૂરથી વિકટ ગાડારસ્તે મજાકે ગાડામાં બેસી પોતે સીધા રણાપુર પધાર્યાં ત્યાં દાસકાકાના મોંમાંથી તો જયંતીના ઉત્સવની વાતો ને તેને અંગેની ચિંતનશીલ વિચારણાઓ સાંભળવામાં આવી. પૂ. શ્રીના ત્યાં પધાર્યા પછી આખુંધાર્યો ધોધમાર વરસાદ તૂટી પડયો. પૂ શ્રીને કશીય અગવડ ન પડે તે માટે ઘરનાંને ઉપરાછાપરી સૂચનાઓ આપવા મંડયા, ને જ્યારે એમની ખાત્રી થઈ કે પૂ. શ્રીને હવે કશી તકલીફ નથી ત્યારે દાસકાકાને શાંતિ વળી. આ આખીય ઘટના એક ચમત્કારરૂપે બની ગઈ અનેકવાર પૂ. શ્રીએ દાસકાકાને કહેલું કે તમારી અંતિમ પળ હેવ બરાબર આચરી લેશે ને અવધૂત અમે ત્યાં હશે તોપણ તે વખતે એ આવી પહોંચશે. બન્યું પણ એમ જ।

ઘટતી વાતચીત કરી અને જયંતી કે સ્થાન સબંધી તદ્દન નિશ્ચિંત રહેવાનું કહી પૂ શ્રીના ભક્ત અને સ્થાનના એક આગળ પડતા વ્યવસ્થાપક દીવેરના શ્રી. ચતુરભાઈ થાણદારને તેમની દહાડો-પાણી વગેરે અંતિમ ક્રિયા પૂરી થતા સુધી ત્યાં હાજર રહેવાની આજ્ઞા કરી પૂ. શ્રી સ્થાન પર આવી ગયા. દાસકાકાની માંદગી વધારે ને વધારે ગંભીર થતી ગઈ. એમણે પોતાની બધી વૃત્તિઓ સમેટી લીધી અને પૂ. શ્રીએ આર્ત ભાવે લખેલાં ભજનો એક

નર્મદાતટવિહારી

પ. પૂ. શ્રી. રંગ અવધૂત મહારાજ



દાસકાકાને ખોળે

ફોટો—રણાપુર (તા. કરજણ) સં. ૧૯૯૮, કારતક સુદ ૩

પછી એક સૂચવવા માંડ્યાં, જે તેમનાં પિતૃભક્ત દીકરી મૃણાબેન એક પછી એક ગાવા લાગ્યાં. દાસકાકા એ ભજનોના ભાવમાં તલ્લીન બની જઈ દેહભાન ભૂલી જતા. દર્દ તો જણાતું પણ નહિ ! અને આનંદની છાયા મુખમંડળ પર છવાઈ ગઈ હતી ! ! છેલ્લે છેલ્લે

દત્તાત્રેય કૃષ્ણ હરે, પાહિ પાહિ મામ્ (૨)

એ ભજનમાં પ્રાણાત્માને લીન કરી દઈને પા...હિ પા...હિ મા...મ્ એમ ત્રણ વખત ઉચ્ચાર કરીને એમનો આત્મા એ જીર્ણ પિંજરમાંથી છૂટતોકને ગુરુમહારાજની સાન્નિધ્યમાં ઊડી ગયો. એ દિવસ હતો સં. ૧૯૯૭ના કારતક વદ ૧૩ ને બુધવારનો. મહારાષ્ટ્રના જ્ઞાની સંતશિરોમણિ સુપ્રસિદ્ધ **જ્ઞાનેશ્વરી**ના પ્રણેતા **જ્ઞાનેશ્વર** મહારાજની તે દિવસે પુણ્યતિથિ ! કેવો ધન્ય પુણ્ય મૃત્યુયોગ ! રાત્રીના શાંત ને ભજનથી ગુંજતા વાતાવરણમાં દિવ્યાનંદની લ્હેરમા લીન થઈ જઈને દાસકાકા દેવ થયા. અને પાછળનો શુષ્ક દેહ ચિતા પર બળતો હતો તે વખતે પણ નારેશ્વરમાં ગુરુવારના ભજનની ધૂન મચી રહી હતી. સેંકડો લોકોએ એમને અંજલિ આપી નારેશ્વરના ઝાડપાન એ બધાંએ એ અંજલિમાં ભાગ લીધો. કેવું સ્પૃહણીય મૃત્યુ ! એમણે જીવન તો જીવી જાણ્યું હતું પણ મરીયે જાણ્યુ ! આવો પુણ્ય અંતકાળ કોઈ ભાગ્યશાળી વિરલાના નસીબમા જ અનુભવવાનો હોય છે ! જોગી, જતી, સંન્યાસીઓ પણ અંતકાળ વખતે અનેક વાસનાઓમાંથી મનને મુક્ત કરી શકતા નથી. દાસકાકાનું તો આખું કલેવર જ પૂ. શ્રીના સમાગમ પછી ગેમેરોમમાં પલટાઈ ગયું હતું. અને અહોનિશ જેણે ગુરુસેવા સિવાય બીજા કશાયનુ વરસો સુધી રટણ જ કર્યું નથી તેના અંતકાળે કઈ અધૂરી વાસના પરિતૃપ્તિ માટે આવીને ખડી થઈ શકે ? હજારો હજારો અમારાં વંદન છે એ કર્મયોગી **દાસકાકાને !**

એમની ઉત્તરક્રિયા વગેરે પણ એમની ઉજ્જ્વળ કીર્તિને શોભે તેવી રીતે જ થઈ. અને પૂ. શ્રીની આજ્ઞા પ્રમાણે શ્રી. ચતુરભાઈએ ઘરના માણસ કરતાં પણ વધારે ખંત અને ચીવટથી એ

ભક્તિને વશ થઈને જ ! એમની સેવાનો આદર્શ ઘણો ઊંચો હતો. જ્યારે પણ દર્શનાર્થે આવે ત્યારે પોતાનું સાધન સાથે લઈને જ આવે. સ્થાનને નિમિત્તે પોતાનાથી બનતું બધુ કરી છૂટે પણ સ્થાનને જરાય બોજારૂપ ન થઈ પડે. એમનો સ્વભાવ સૌ કોઈને બને તેટલા ઉપયોગી થઈ પડવાનો હોવાથી વૃદ્ધ થવા છતાંય ને ગમે તેટલા થાકીને મોડા જરા આડા થયા હોય તેવામાં પણ, કોઈને કંઈક કામ પડયું કે તરત બેઠા થઈને કોઈને પાણી આપે તો કોઈને ફાનસ લઈને બહાર લઈ જાય તો કોઈ માંદુ હોય તો તેની બરદાસ ચાકરી કરવા મંડી પડે. અહીં આવનારમાંથી ભાગ્યે જ કોઈ આ રીતે એમનુ ઋણી નહિ થયું હોય! તે બાળક હોય કે યુવાન હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, ગરીબ હોય કે તવંગર હોય, ગમે તે હોય ! એમને મન સૌ દત્તનાં સ્વરૂપ હતાં અને એમ સમજીને જ દરેકની એકધારી સેવા આનંદથી ઉઠાવવામાં એ પોતાને કૃતકૃત્ય માનતા.

બીજી રીતે પણ સમાજમાં એ બહુ ઉપયોગી હતા. કોઈ માંદું થયુ તો તરત એમની પાસે તેનો ઉપચાર હોય જ, અને દેવદયાથી સામાન્ય દરદ તો એમના બતાવેલા ઉપચારથી મટી પણ જતુ. એ રીતે એ વગરપૈસાના વૈદ હતા. કોઈને શુભ કામ માટે મહુરત જોવું હોય તોપણ એ સદા તૈયાર જ હોય. પોતાનું કામ પડતુ મૂકી પૃચ્છકને સંતોષકારક જવાબ આપતા. આમ એ ગામડા પૂરતા જોષી પણ હતા. વ્યવહારદક્ષ વિશેષ હોવાથી ઘણા ઝઘડાઓ પણ ન્યાયબુદ્ધિથી પતવી દેતા અને બંને પક્ષને સંતોષ થતો. એમના ઘરકોતરામાં નાની મોટી દરેક ચીજ માટે સવદ હોય જ ! દેખાવે નજીવી, પણ જેના અભાવે અગત્યનું કામ એકદમ અટકી પડે એવી ચીજો એ સાચવીને સંઘરી રાખે અને જરૂર પડતાં બધાને આશ્ચર્ય પમાડે તેવી રીતે ખરી મુશ્કેલીને વખતે તરત જ એ માગેલી વસ્તુ પોતે આપે. એ એમના ચીવટવાળા ને દુરદેશી સ્વભાવનું લાભકારક ફળ હતું.

**અવધૂતનિવાસ**નો કાંકરેકાંકરો અને ઝાડવેઝાડવું દાસકાકાને

બધુ પૂરૂં થતાં સુધી ખડે પગે હાજરી આપી એમનાં દીકરી તથા પત્ની વગેરેને કોઈપણ રીતે ઓછુ આવવા દીધુ નહિ.

પુષ્પ ખરી પડીને એક સુંદર ફળને મૂકતું જાય છે અને પોતાની જાતને નજરે ન પડવા દેતાં એ ફળને સૌ કોઈ ઓળખે એમાં એ પુષ્પ કૃતકૃત્યતાનો અનુપમ લ્હાવો લે છે, તેમ દાસકાકાએ શાંત અને લોકોની નજરે એકદમ ન ચઢે એવુ ગુપ્ત સેવાભાવી જીવન જીવીને **શ્રીઅવધૂતનિવાસ**ની જગજાગ્રત સંસ્થાનુ ફળ ગુજરાતની ધાર્મિક જનતા સમક્ષ ધર્યું છે.

મૂળ આખા વૃક્ષને જીવનરસ પૂરો પાડીને તેની નાની મોટી શાખા પ્રશાખાઓ અને કુંપળો સુદ્ધાંનને પોષ્યા કરે છે અને છતાં પોતે તો જમીન નીચે જ દટાઈ રહે છે, તેમ દાસકાકા **અવધૂતનિવાસ** (નારેશ્વર)ની તમામ પ્રવૃત્તિઓમાં કોઈની નજરે ન ચઢવા છતાં ઓતપ્રોત રહેતા હતા.

પાયામાં ચંપાએલી ઈંટ કદી દેખાવા પામતી નથી, દેખાય છે તો ઘુમ્મટ પર ચઢેલો કળશ! છતાં એ કળશનુ ત્યાં શોભવુ સૌથી વધારે આભારી છે પેલી પહેલી ચંપાએલી ઈંટને!! **અવધૂતનિવાસમાં** ક્યાં શુ ને કોણ કરી ગયું છે? બધી સુંદર વ્યવસ્થા કેવી રીતે થઈ રહી છે? એની ખબરેય પડતી નહિ. ક્યાંય કશોય બગાડ, ક્યાંય કશાયનો દુરુપયોગ નજરે ચડતો નહિ. એનુ મૂળ કારણ હતુ દાસકાકાની પોતાની જાતને ગુપ્ત રાખીને બધુ જ કામ જાતે કરી લેવાની આત્મોત્સર્ગથી છવાઈ જતી કાર્યશક્તિ!

કોઈ પણ સંસ્થાનો ઉત્કર્ષ પોતાનુ સર્વસ્વ હોમી દઈને સંસ્થાના સંવર્ધનને જ પોતાનો પ્રાણ માનનાર વ્યક્તિને આભારી હોય છે. એનમન ત્યાગ તેમના સ્વભાવમાં વણાઈ ગયો હતો. પણ એ ત્યાગમાં નિરહંકાર ને નિરભિમાન ભળવાથી એ ત્યાગ વધારે દેદીપ્યમાન બન્યો હતો. અને એનુ પ્રત્યક્ષ ભાન હવે એમની સ્થૂળ ગેરહાજરીમાં સૌ કોઈને થાય છે.

પૂ. શ્રી આજ પંદર વર્ષ અહીં ટક્યા તે દાસકાકાની અનન્ય સેવા-

ભક્તિને વશ થઈને જ ! એમની સેવાનો આદર્શ ઘણો ઊંચો હતો. જ્યારે પણ દર્શનાર્થે આવે ત્યારે પોતાનું સાધન સાથે લઈને જ આવે. સ્થાનને નિમિત્તે પોતાનાથી બનતું બધુ કરી છૂટે પણ સ્થાનને જરાય બોજારૂપ ન થઈ પડે. એમનો સ્વભાવ સૌ કોઈને બને તેટલા ઉપયોગી થઈ પડવાનો હોવાથી વૃદ્ધ થવા છતાંય તે ગમે તેટલા થાકીને મોડા જરા આડા થયા હોય તેવામાં પણ, કોઈને કંઈક કામ પડ્યું કે તરત બેઠા થઈને કોઈને પાણી આપે તો કોઈને ફાનસ લઈને બહાર લઈ જાય તો કોઈ માંદું હોય તો તેની બરદાસ ચાકરી કરવા મંડી પડે. અહીં આવનારમાંથી ભાગ્યે જ કોઈ આ રીતે એમનું ઋણી નહિ થયું હોય! તે બાળક હોય કે યુવાન હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, ગરીબ હોય કે તવંગર હોય, ગમે તે હોય! એમને મન સૌ દત્તનાં સ્વરૂપ હતાં અને એમ સમજીને જ દરેકની એકધારી સેવા આનંદથી ઉઠાવવામાં એ પોતાને કૃતકૃત્ય માનતા.

બીજી રીતે પણ સમાજમાં એ બહુ ઉપયોગી હતા. કોઈ માંદું થયું તો તરત એમની પાસે તેનો ઉપચાર હોય જ; અને દેવદયાથી સામાન્ય દરદ તો એમના બતાવેલા ઉપચારથી મટી પણ જતું. એ રીતે એ વગરપૈસાના વૈદ હતા. કોઈને શુભ કામ માટે મહુરત જોવું હોય તોપણ એ સદા તૈયાર જ હોય. પોતાનું કામ પડતું મૂકી પૂછનારને સંતોષકારક જવાબ આપતા. આમ એ ગામડા પૂરતા જોષી પણ હતા. વ્યવહારદક્ષ વિશેષ હોવાથી ઘણા ઝઘડાઓ પણ ન્યાયબુદ્ધિથી પતની દેતા અને બંને પક્ષને સંતોષ થતો. એમના ઘરસંસારમાં નાની મોટી દરેક ચીજ માટે સગવડ હોય જ! દેખાવે નજીવી, પણ જેના અભાવે અગત્યનું કામ એકદમ અટકી પડે એવી ચીજો એ સાચવીને સંઘરી રાખે અને જરૂર પડતાં બધાને આશ્ચર્ય પમાડે તેવી રીતે ખરી મુશ્કેલીને વખતે તરત જ એ માગેલી વસ્તુ પોતે આપે. એ એમના ચીવટવાળા ને દૂરંદેશી સ્વભાવનું લાભકારક ફળ હતું.

અવધૂતનિવાસનો કાંકરેકાંકરો અને ઝાડેઝાડવું દાસકાકાને

ઓળખતું ! સ્થાનમાં એકેય ચીજ એવી નહિ રહેલી હોય કે જે એમનો સ્પર્શથી ધન્ય થઈ ન હોય ! જ્યાં કંઈ અસ્તવ્યસ્તતા હોય ત્યાં એમની દૃષ્ટિ તરત જ પડે અને બીજાને કહેવાને બદલે પોતે જ એ સ્થાનભ્રષ્ટ થએલી ચીજોને યથાસ્થાને મૂકી દઈ બધું સ્વચ્છ સુઘડ કરી નાંખે. વ્યવહારમાં આટલા બધા ઊંડા ખૂંચી ગએલા દેખાય છતાં એમનું મન ચોવીસે કલાક **ગુરુમહારાજ**નું જ રટણ કર્યા કરતુ.

આવી રીતે ઠેઠ છેલ્લા શ્વાસ સુધી સંતસમાગમનો સાચો લાભ એમણે ઊઠાવ્યો. સંતપુરુષની માત્ર વાણી સાંભળવામાં જ કે એને મિષ્ટ મિષ્ટ ખવાડવામાં જ કલ્યાણની ચાવી હાથ નથી લાગતી. પણ એના ગાઢ પરિચયમાં રહીને તન અને મનની સર્વ મલીનતાઓ સમજપૂર્વક કાઢવાનો સાચો પુરુષાર્થ કરવાથી જ કલ્યાણનો સાચો માર્ગ હાથ આવે છે. શરીરને સુસેવામાં ઘસી નાંખવાથી ને મનને સારોય વખત પ્રભુસ્મરણમાં રોકવાથી તમામ પરમાણુઓ એ દિવ્ય વાતાવરણથી રંગાઈ જાય છે, સ્વયં દિવ્યતા ધારણ કરે છે. આવો સત્સમાગમ દાસકાકાએ મન વચન કર્મથી કર્યો ને તેઓ તરી ગયા.

એમણે સર્જેલી અને જીવનભર સેવા કરી ખીલવેલી સંસ્થાના ઉત્તરાધિકારીઓએ એમના દેહવિલય પછી જે ઠરાવ કરી એમને અંજલિ આપી પોતાનો આદરભાવ વ્યક્ત કર્યો છે તે જોતાં જ હરકોઈ માણસનું આખું સ્થાનના પ્રાણસમા એ અનન્ય સેવક પ્રત્યે ઝુક્યા વિના નહિ રહે !

અમૃતલાલ નાથાભાઈ મોદી

શ્રીઅવધૂતનિવાસ ટ્રસ્ટના ટ્રસ્ટીઓની સં. ૧૯૯૭ના માગશર સુદ ૧૫, તા. ૧૪-૧૨-૧૯૪૦ ના રોજ બોલાવેલી સભામાં સૌએ

સદ્‌ગતના માનમાં ઊભા રહીને

ગંભીર મૌન સાથે

## સ્વ૦ દાસકાકાને

અર્પેલી

## અંજલિ

નર્મદાકાંઠે પૂ. મહારાજ શ્રી. રંગ અવધૂતને જ્યારે કોઈજ નહોતું પિછાનતું ત્યારે તેમને સાચા સ્વરૂપમાં પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી પારખી તેમને નિવસવા માટેવ્યવસ્થા કરી આપનાર, અને તે દિવસથી તે આજ પંદર વર્ષ પર્યંત જેમણે અનન્ય એકનિષ્ઠ ભાવથી પૂ શ્રીની અને ઉત્તરોત્તર વિકાસ પામીને ટ્રસ્ટના સ્વરૂપમાં પરિણમેલા સ્થાનની અતિ ઝીણવટથી, અવિશ્રાંત પરિશ્રમપૂર્વક સેવા કરવા માટે પોતાનું તન, મન, ધન સુર્વસ્વ દેવપ્રીત્યર્થે પૂ શ્રીને ચરણે સમર્પણ કરીને ભલભલા ઉત્સાહી, ઉમંગી જુવાન કાર્યકરોને શરમાવે એવી મૂક સેનાભક્તિનું અપ્રતિમ જ્વલંત દૃષ્ટાંત પોતાની પ્રત્યેક કૃતિથી પૂરૂં પાડનાર વિરલ ભક્ત ને મુમુક્ષુ શ્રી હરગોવિંદદાસ કાનજીભાઈ સોની સં ૧૯૯૭ના કારતક વદ ૧૩ ને બુધવારે રાતના ૧૦ વાગે દેવ થયા છે તેથી ટ્રસ્ટને અને સ્થાનને ન પૂરી શકાય એવી ખોટ પડી છે. એમના અવસાનથી સ્થાને અને ટ્રસ્ટે એક અજોડ સેવક અને ભક્ત, બેનમૂન કાર્યકર્તા અને અતિ પ્રતિષ્ઠિત સજ્જન ગુમાવ્યો છે. પરમાત્મા સદ્‌ગતના આત્માને પરમ શાંતિ આપો. એમનાં કુટુંબીજનોને—તેમની ગં૦ દીકરી મૂળીબેનને અને વૃદ્ધ પત્ની ગં૦ રૂક્માંણીબેનને—જે ખોટ પડી છે તે સહન કરવાનું પ્રભુ એમને બળ આપો.

# સદ્ગત દાસકાકા

(સ્વ. શ્રી હરગોવિંદદાસ કાનજીભાઈ સોની)



"દેહભાવે દાસ હું, જીવભાવે ત્વદંશ;
આત્મભાવે તુજ હું, થયો હેતનો ભ્રંશ"

જન્મ-સં. ૧૯૩૦, વૈ. સુદ ૭ — ગંગાસપ્તમી

મૃત્યુ-સં ૧૯૯૭, કા. વદ ૧૩ — જ્ઞાનેશ્વરપુણ્યતિથિ

# સદ્‌ગત શ્રી દાસકાકાને

## સ્મરણાંજલિ

હસ્તી ભક્તજનો તણા હૃદયમાં જેની ચિરસ્થાયી છે,
અન્તે સ્થૂલ સિધાવિયું ગગનના, સૂક્ષ્માત્મ અત્રેજ છે;
ગોવિન્દ સ્મરણે હતી મતિ ઘણી જેથી મળ્યા સદ્‌ગુરુ,
દાસત્વે ગુરુદેવના તપ કર્યું ગાળી તનુ આકરું. ૧

કષ્ટો ખૂબ સહ્યા ખરે વિકટ એ નારેશના સ્થાનમાં,
હારે કૈંક તપસ્વીઓ પણ હઠ્યા ના ભક્ત એ તાનમાં;
નૃત્યાદિ ઉપચારથી રિઝવિયા જેણે ગુરુદેવને,
જીવ્યું ધન્ય ગણાય, ભક્તજનને ઈર્ષા કરાવે મને. ૨

ભારે શોકમહીં અહીં ડૂબવિયાં સ્નેહી સગાં આપ્તને,
ઈચ્છા હે ગુરુદેવ ! ના કળી શકું, દો ધૈર્ય સ્હેવા મને,
સોની નામ અમૂલ્ય રત્ન પરખી દીપાવિયું જેમણે,
નારેશે દશ પંચ વર્ષ ગુરુને સેવ્યા ગડોલ્યા મને. ૩

પુણ્ય શ્રેયસ્કર પ્રભૂત ગુરુની સેવાથકી સંઘર્યું,
શાની ખોટ પડે નવા જીવનમાં ? સ્વર્ગીય સૌખ્યે ભર્યું,
લીધો આશ્રય રંગના ચરણનો આદર્શ આપ્યો ખરો,
आत्माने गुरु देव दत्त ! तुज ए दिव्य स्वरूपे भरो. ૪

જયંતીલાલ

## અનુક્રમણિકા

## ૨. અત્રિઅનસૂયા

બ્રહ્મા હરિ હર અવતર્યાં, દત્તસ્વરૂપે એક;
ધન્ય અનસૂયા સતી ! ધન્ય અત્રિવિવેક ! !
ગુ. લી. અ. ૪. ૧૨૦

સૃષ્ટિના સમયની શરૂઆતની વાત છે. બ્રહ્માના સાત[1] માનસપુત્ર પૈકી બીજા અત્રિ ઋષિ પિતાની આજ્ઞાથી હિમાલયના ઋક્ષ શિખર પર તપશ્ચર્યા કરવા લાગ્યા. સેવામાં કર્દમકન્યા પત્ની અનસૂયા સાથે હતાં. શિયાળે ઠંડી સહન કરે, ઉનાળે તાપ ખમે અને વરસાદમાં શરીર પર વરસાદ લે; અને એક પગે ઊભા રહી વાયુનું ભક્ષણ કરી એક પરમાત્માના સ્મરણ ધ્યાનમાં કાળ નિર્ગમે. એવી કઠોર તપશ્ચર્યા જોઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે દેવો એમની આગળ પ્રગટ થયા. તેમના તેજથી ઋષિની આંખ ખુલી ગઈ; અને પોતાની આગળ એવી રીતે ત્રણે દેવોને ઊભેલા જોઈ આશ્ચર્યચકિત થઈ નમન કરી ઋષિ પૂછવા લાગ્યાઃ—હે પ્રભો ! હું તો એક જ પ્રભુનું સ્મરણ કરતો હતો અને આપ આ ત્રણ ક્યાંથી આવ્યા અને કોણ છો ?

દેવોઃ—હે અત્રિ ! અમે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છીએ. સૃષ્ટિ, સ્થિતિ અને સંહારના કાર્યભેદથી ત્રણ હોવા છતાં સત્યસ્વરૂપે એક જ છીએ એમ તું નિશ્ચયપૂર્વક જાણ.

અત્રિઃ—હે પ્રભો ! આપનો અગાધ મહિમા હું ક્યાંથી સમજી શકું ? વેષ જુદા, વાહન જુદાં, કાર્ય જુદાં; છતાં સાચે જ સ્વરૂપે આપ એક જ છો. હે પતિતપાવન

---

૧. મરિચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ.

નાથ ! મુજ ગરીબ પર દયા કરી દર્શન આપ્યાં તો હવે રાતદિવસ આ ચિત્ત આપના ચરણકમળમાં જ લીન રહે એ વગર બીજું શું માગું ?

દેવોઃ—અત્રિ ! તને ધન્ય છે. તારી ઇચ્છા પ્રમાણે બધું થશે. અને વિશેષમાં તને અમારા સ્વરૂપ દેવી પુત્ર થશે.

એમ કહી આશીર્વાદ આપી દેવો અદૃશ્ય થયા. એ પ્રમાણે ત્રણે દેવોની અમોઘ[1] આશિષ મેળવી સતી અનસૂયા સાથે અત્રિ ઋષિ નર્મદાને કાંઠે–જ્યાં એરંડી નર્મદાને મળે છે ત્યા આગળ–આવી આશ્રમ કરી ફરીથી તપશ્ચર્યા કરવા લાગ્યા.

કળિયુગમાં નર્મદાજીનુ માહાત્મ્ય ગંગાજી કરતા પણ વધારે કહ્યું છે. એક વખત શંકર ભગવાન તપ કરતા હતા તે વખતે એમના આનંદનો પ્રવાહ સ્થૂળ થઈ શરીરમાંથી પરસેવારૂપે વહેવા લાગ્યો. તે જ આ પતિતપાવની **નર્મદા !**

> યન્નામસ્મરણે[2] ટળે ત્રિબાધા ક્ષણ માત્ર;
> કુષ્ઠાદિક રોગો મહા, સ્નાનમાત્રથી જાય.
> અન્નપૂર્ણા એ નદી, કલિમાં તારક જાણ,
> રુદ્રદેહા નર્મદા, પતિતોદ્ધારક માન. અ. ૫ ૪૨, ૪૩.

એજ આશ્રમની ભૂમિને હાલ અનસૂયામાતા કહે છે, જ્યાં અનસૂયા માતાનુ મંદિર છે; અને પાસેના ઔદુંબરમા ભગવાન દત્તાત્રેયનો વાસો માનેલો છે. વ્યાસમુનિનો આશ્રમ ત્યાંથી થોડે જ દૂર શોભી રહ્યો છે. આવા પવિત્ર સ્થળમાં એ સાધુ દંપતી[3] તપશ્ચર્યા કરવા લાગ્યા.

---

૧. કદી નિષ્ફળ ન જાય તેવી. ૨. જેનું નામ યાદ કરતાં વેંત. ૩. પતિપત્ની.

નર્મદાતટવિહારી

## પ. પૂ. શ્રી. રંગ અવધૂત મહારાજ



। श्रद्धा फलति सर्वत्र न मन्त्रो न च दैवतम् ।

▪ અવધૂત તો સાવ પથ્થર છે. તમારી શ્રદ્ધાથી એમાં દેવત્વ જાગે અને તમારાં કામ થાય તો ભલે! બાકી એનામાં એવી વિશેષતા કાંઈ જ નથી!

ફોટો — રંગપુરા (પોસ્ટ મહીજ) સં ૧૯૯૪, માગશર વ. ૧૨

ॐ

श्रीदत्त प्रसन्नोऽस्तु ।




# શ્રીદત્તલીલાસાર

## ૧. મંગળ

વંદું છે જગતારક રંગ ગુરુજી ! પ્રેમે પદે આપના,
બ્રહ્મા વિષ્ણુ અને સદાશિવ તણી છે આપમાં સ્થાપના
દેવો કિન્નર પન્નગાદિ કરતા સર્વે સદા પ્રાર્થના,
વાણીની જડતા હણી શુભ મતિ દો એ જ છે યાચના.
ના જાણું કંઈ રીત લેખન તણી, શી રીત વર્ણી શકું ?
દત્તાત્રેય તણો અગાધ મહિમા, ના પાર પામી શકું
જાણું છું નવ આવશે મુજ મતિ, તોયે ન રોકી શકું
પ્રવૃત્તિ, પ્રભુજી તણા ગુણ કહેતાં શાંતિ પામી શકું
આજ્ઞા છે ગુરુદેવની, મન વિષે છે એ જ શ્રદ્ધા ભરી,
શક્તિ શ્રીગુરુદેવની શુભ દયાથી આવશે હા ખરી !
જેવી રીત લખાવશો પરમ હે યોગીશ ! તે રીતથી
વર્ણું હું ગુરુ દત્તના શુભ યશો અત્યંત સત્પ્રીતથી.

## ૨. અત્રિઅનસૂયા

બ્રહ્મા હરિ હર અવતર્યો, દત્તસ્વરૂપે એક;
ધન્ય અનસૂયા સતી! ધન્ય અત્રિવિવેક!!

ગુ. લી. અ. ૪. ૧૨૦

સૃષ્ટિના સમયની શરૂઆતની વાત છે. બ્રહ્માના સાત[૧] માનસપુત્ર પૈકી બીજા અત્રિ ઋષિ પિતાની આજ્ઞાથી હિમાલયના ઋક્ષ શિખર પર તપશ્ચર્યા કરવા લાગ્યા. સેવામાં કર્દમકન્યા પત્ની અનસૂયા સાથે હતાં. શિયાળે ઠંડી સહન કરે, ઉનાળે તાપ ખમે અને વરસાદમાં શરીર પર વરસાદ લે; અને એક પગે ઊભા રહી વાયુનું ભક્ષણ કરી એક પરમાત્માના સ્મરણ ધ્યાનમાં કાળ નિર્ગમે. એવી કઠોર તપશ્ચર્યા જોઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે દેવો એમની આગળ પ્રગટ થયા. તેમના તેજથી ઋષિની આંખ ખુલી ગઈ; અને પોતાની આગળ એવી રીતે ત્રણે દેવોને ઊભેલા જોઈ આશ્ચર્યચકિત થઈ નમન કરી ઋષિ પૂછવા લાગ્યાઃ—હે પ્રભો! હું તો એક જ પ્રભુનું સ્મરણ કરતો હતો અને આપ આ ત્રણ ક્યાંથી આવ્યા અને કોણ છો?

દેવોઃ—હે અત્રિ! અમે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છીએ. સૃષ્ટિ, સ્થિતિ અને સંહારના કાર્યભેદથી ત્રણ હોવા છતાં સત્યસ્વરૂપે એક જ છીએ એમ તું નિશ્ચયપૂર્વક જાણ.

અત્રિઃ—હે પ્રભો! આપનો અગાધ મહિમા હું ક્યાંથી સમજી શકું? વેષ જુદા, વાહન જુદાં, કાર્ય જુદાં; છતાં સાચે જ સ્વરૂપે આપ એક જ છો. હે પતિતપાવન

૧. મરિચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ.

નાથ ! મુજ ગરીબ પર દયા કરી દર્શન આપ્યાં તો હવે રાતદિવસ આ ચિત્ત આપના ચરણકમળમાં જ લીન રહે એ વગર બીજું શું માગું ?

દેવોઃ—અત્રિ ! તને ધન્ય છે. તારી ઇચ્છા પ્રમાણે બધું થશે. અને વિશેષમાં તને અમારા સ્વરૂપ દેવી પુત્ર થશે.

એમ કહી આશીર્વાદ આપી દેવો અદૃશ્ય થયા. એ પ્રમાણે ત્રણે દેવોની અમોઘ[1] આશિષ મેળવી સતી અનસૂયા સાથે અત્રિ ઋષિ નર્મદાને કાંઠે—જ્યાં એરંડી નર્મદાને મળે છે ત્યાં આગળ—આવી આશ્રમ કરી ફરીથી તપશ્ચર્યા કરવા લાગ્યા.

કળિયુગમાં નર્મદાજીનુ માહાત્મ્ય ગંગાજી કરતા પણ વધારે કહ્યુ છે. એક વખત શંકર ભગવાન તપ કરતા હતા તે વખતે એમના આનંદનો પ્રવાહ સ્થૂળ થઈ શરીરમાંથી પરસેવારૂપે વહેવા લાગ્યો. તે જ આ પતિતપાવની **નર્મદા !**

યન્નામસ્મરણે[2] ટળે વિષગાધા ક્ષણ માહ્ય;
કુષ્ઠાદિક રોગો મહા, સ્નાનમાત્રથી જાય.
અન્નપૂર્ણા એ નદી, કલિમાં તારક જાણ,
રુદ્રદેહા નર્મદા, પતિતોદ્ધારક માન. અ. પ. ૪૨, ૪૩.

એજ આશ્રમની ભૂમિને હાલ અનસૂયામાતા કહે છે, જ્યાં અનસૂયા માતાનુ મંદિર છે; અને પાસેના ઔદુંબરમા ભગવાન દત્તાત્રેયનો વાસો માનેલો છે. વ્યાસમુનિનો આશ્રમ ત્યાંથી થોડે જ દૂર શોભી રહ્યો છે. આવા પવિત્ર સ્થળમાં એ સાધુ દંપતી[3] તપશ્ચર્યા કરવા લાગ્યા.

---

૧. કદી નિષ્ફળ ન જાય તેવી ૨. જેનું નામ યાદ કરતાં વેંત. ૩. પતિપત્ની.

સતી અનસૂયાના પાતિવ્રત્યના પ્રભાવથી આશ્રમ સ્વર્ગથી પણ અધિક શોભવા લાગ્યો સતી અનસૂયાની પતિભક્તિ કેવળ આદર્શરૂપ હતી પતિને સાક્ષાત્ દેવ માની તેઓ તેમની મન, વચન, કર્મથી અનન્ય ભાવે [1]સદોદિત સેવા કરવામા જ પોતાના જન્મનુ સાર્થક્ય[2] સમજતા, બધી રીતે પતિને અનુકૂળ રહે, એમને તપશ્ચર્યા કરવામા બનતી સર્વ મદદ કરે, એમનો પડતો બોલ વેદવાક્યવત્ ઝીલી લે, અને નવરાશના વખતમા ઘરનુ કામ જાતે જ કરી લે એમ એમનો કાળ આનદથી જતો હતો

સતીને પગે કાકરા ન ખૂચે માટે પૃથ્વી કોમળ બની રહેતી, ઇદ્ર યોગ્ય વખતે વરસાદ વરસાવતો, વરુણ પાણી ભરતો, વાયુ ઝાડઝૂડ કરી આગણુ સાફ રાખતો, અને ઋતુદેવતાએ સર્વ રીતે અનુકૂળ રહી આશ્રમની વાડીને હમેશ ખીલેલી રાખતા આમ આશ્રમની શોભા સ્વર્ગને પણ શરમાવે તેવી હતી ત્યાના અહિંસક વાતાવરણથી પ્રાણીએ પરસ્પર વેર ભૂલી એક કુટુબીજનોવત્ હળીમળીને રહેતા વાઘબકરી એક આરે પાણી પીએ, બિલાડી ઉદરની રમત જોઈ આનદ માને અને સાપનોળીઓ નિર્દોષતાથી સતાકૂકડી રમે એમ આ દિવ્ય જોડાનો કાળ પ્રભુભક્તિમા આનદથી જવા લાગ્યો

પણ તેજોદ્વેષી ઇદ્રથી આ સહન ન થયુ એને પોતાના સ્થાન માટે ચિંતા થવા લાગી દેવોને સાથે લઈને એ ભગવાન વિષ્ણુ પાસે ગયો અને પ્રાર્થના કરી કહેવા લાગ્યો —

---

૧ હમેશા ૨ સફળતા

હે પ્રભો ! અમારૂ રક્ષણ કરો સતી અનસૂયાનુ તેજ અમે સહી શકતા નથી દેવો બધા એની ધાકે ધ્રૂજી રહ્યા છે સ્વર્ગલોક ડોલી ઊઠયો છે સતીનો શાપ કોની ઉપર, કયારે ઉતરશે એ કહી શકાય નહિ માટે એનો ઇલાજ કરી અમને અભયદાન આપી દુ ખમુકત કરો

વિષ્ણુઃ—હે ઇંદ્ર ! તમે ચિતા કરશો નહિ અને મનમા નિર્ભય રહો એ ઋષિદ પતીનુ તપ કેવુ છે તેની હુ હમણા જ કસોટી કરૂ છુ માટે તમે તમારે સ્થાને જાવ

વિષ્ણુ ભગવાનના આવા આશ્વાસનભર્યા વચન સાભળી ઇંદ્રાદિક દેવો સ્વસ્થાને પાછા ગયા ભગવાન તો જાણતા જ હતા કે અત્રિઅનસૂયાના મનમા સ્વપ્નમાય સ્વર્ગની ઇચ્છા નહોતી છતા જગતને નિષ્કામ ભક્તિનો મહિમા કેવો છે તે બતાવવા અને સતી અનસૂયાની કીર્તિ ત્રણે લોકમા ફેલાવવા તથા અન્ય જનને ધડો આપવા તેમણે કસોટી કરવાનો વિચાર કર્યો

આ તરફ પ્રભુના એ સત્યમકલ્પથી જ નારદ ઋષિને મૃત્યુલોકમા અત્રિઅનસૂયાના આશ્રમમા આવવાની પ્રેરણા થઈ આશ્રમનુ પવિત્ર અને નિર્દોષ વાતાવરણ જોઈ નારદ મનમા અતિશય ખુશ થયા, અને અ દર જઈ જુએ છે તો સતી અનસૂયાને હાથમા સાબેલુ લઈ ડાગર છડતા બેઠેલા જોયા સાબેલા સાથે જમણો હાથ ઊ ચો થયો એટલામા જ પતિએ પીવા માટે પાણી માગ્યુ પતિઆજ્ઞાના પાલનમા ક્ષણમાત્ર પણ વિલ બ ન થાય તે માટે સાબેલુ ઉપરનુ ઉપર અદ્ધર છોડી સતી ઋષિને જળપાન કરાવવા

છોડયા નારદે જોયુ તો સતીના પાતિવ્રત્યના પ્રભાવથી સાએલુ નીચે ન પડતા મતીએ આવીને ફરીથી હાથમા લીધુ ત્યાસુધી ઉપર અદ્ધર જ હતું. પાતિવ્રત્યનો આવો પ્રભાવ જોઈ નારદજી અત્યત વિસ્મિત થયા, અને અત્રિ ઋષિના આતિથ્યપૂજન આદિનો સ્વીકાર કરી વીણા વગાડતા બ્રહ્મલોકમા જઈ પહોચ્યા

નારદજીને જોઈ બ્રહ્મપત્ની સાવિત્રીએ પ્રેમથી આસન આપી પૂજન કરી પૂછ્યુ —હે નારદ! આ વખતે તો બહુ લાંબે ગાળે આવ્યા! ક્યાથી પધારો છો? આપના દર્શનથી બ્રહ્મલોક પાવન થયો છે પણ આપના દર્શન દિવસે દિવસે આમ દુર્લભ કેમ થતા જાય છે?

નારદ —હે સાવિત્રી! હુ હમણા જ સીધો મૃત્યુ લોકમાથી આવુ છુ

સાવિત્રી —મૃત્યુલોકની કઈ નવાજૂની? ત્યા ખાસ જાણવાજોવા જેવુ કઈ છે?

નારદ —સાભળો આજકાલ મૃત્યુલોકના જેવો આનદ બીજે ક્યાય નથી ત્યા ઋષિઓ ને ઋષિપત્નીઓ જપતપ કરી એવો કલ્લોલ કરે છે કે દેવો પણ તેમની ઇર્ષા કરે મૃત્યુલોકમા આજ જ્યાત્યા વર્ણાશ્રમધર્મનુ પાલન અને અતિથિનો સત્કાર તથા સાધુસતની અનન્ય સેવા થઈ રહી છે ત્યાની શ્રદ્ધાભક્તિ અને ખાસ કરીને ઋષિપત્નીઓના પાતિવ્રત્યનો પ્રભાવ ખરેખર અજોડ છે બ્રહ્મલોકનો આનદ પણ ત્યાના આનદ આગળ તુચ્છ છે! વૈકુઠ અને કૈલાસ પણ ત્યા આગળ પાણી ભરે છે!!

સાવિત્રીઃ—શું મારાથી પણ વધારે પતિવ્રતા સ્ત્રીઓ ત્યાં છે ?

નારદઃ—હે મા ! તારો તે ત્યાં શો હિસાબ ? પાર્વતી અને લક્ષ્મીજીનું પાતિવ્રત્ય પણ ત્યાં લેખામાં નથી. અરે તમારા પતિ-ત્રણ દેવ-પણ તેમને પૂજ્ય માને છે !

સાવિત્રીઃ—એમ ! તેમનામાં સૌથી સમર્થ અને અડગ ટેકવાળી એવી કોણ છે તે કહેશો ?

નારદઃ—એમ તો બધીજ ઋષિપત્નીઓ પોતાની પતિ-ભક્તિમાં એકએકથી ચઢે એવી છે. પણ અત્રિપત્ની અનસૂયા એ સર્વના મુકુટમણિ જેવી છે. પવિત્રતા અને પતિભક્તિની સાક્ષાત્ મૂર્તિસમી તેનું વર્ણન કરતાં હજારો જીભવાળો શેષ પણ થાકી જાય ત્યાં હું કોણ ?

નારદને મોંએ અનસૂયાનાં આટલાં બધાં વખાણ સાંભળી સાવિત્રી બહુ દીલગીર થઈ ને વિચારમાં પડી ગઈ.

નારદ એને એવી જ દશામાં મૂકી વૈકુંઠમાં ગયા અને ત્યાં પણ સતી અનસૂયાના અત્યંત વખાણ કર્યાં, અને લક્ષ્મીજીના મનમાં પણ ઈર્ષાની આગ સળગાવી કૈલાસ તરફ સિધાવ્યા. ત્યાં પાર્વતીજીની પણ એ જ દશા થઈ.

ઈશ્વરી માયા અગાધ છે. પોતાનાથી અધિક પ્રભાવ-વાળી સતી અનસૂયાના વખાણ સાંભળી ત્રણે દેવીઓ સામાન્ય સ્ત્રીઓની માફક મત્સરાગ્નિથી બળવા માંડી.

સાવિત્રી નારદથી વિખુટી પડી વીલે મોઢે લક્ષ્મીજી પાસે ગઈ. ત્યાં એની પણ એજ દશા હતી ! બંને જણ એક બીજાનો ઊભરો ઠાલવી ત્યાંથી ઊઠી પાર્વતીજીની પાસે

ગયા અને ત્યા ઉમિયાની પણ એજ દશા જોઈ કેમ કરી અનસૂયાનુ સત્ત્વહરણ કરી એને હલકી પાડવી એના વિચારમાં ત્રણે જણ પડયા છેવટે દરેકે પોતાના પતિને ફાવે તે ઉપાયે પણ અનસૂયાનો સત્ત્વભગ કરવા મોકલવા એવો નિશ્ચય કરી બધા પોતપોતાને સ્થાને ગયા

આ યોજના પ્રમાણે સાવિત્રીએ બ્રહ્માને, લક્ષ્મીએ વિષ્ણુને અને પાર્વતીએ શકરને અનસૂયાનો સતભગ કરવા જવા માટે ખૂબ આગ્રહ કર્યો દેવોએ એમને આ પાપ સકલ્પથી દૂર રહેવા અનેક રીતે સમજાવ્યા અને કહ્યુ કે અનસૂયાએ શુદ્ધ પાતિવ્રત્યથી આ શક્તિ પ્રાપ્ત કરી છે એણે સ્વપ્નામા પણ કોઈનુ કાઈ બગાડયુ નથી માટે એની ઈર્ષા કરવાનુ કઈ કારણ નથી

અ ારણ છળ અન્યનો, કરતા અનિષ્ટ થાય
કરતા છળ સાધુ તણો, નિશ્ચય કુળક્ષય થાય અ ૧ ૨૫

છતા તેમ કરવા જતા કઈ વિપરીત થાય તો તમે જાણો પણ જેવી રીતે મરવા પડેલાને ફાવે તેવુ સારૂ ઓસડ પણ ગળે ઉતરતુ નથી તેમ જેનુ ભાવી કૂડુ હોય તેને કોઈનો પણ બોધ ગળે ઉતરતો નથી કહ્યુ છે કે —

રાજહઠ અતિ આકરી બીજી યોગિહઠ
બાળહઠ ત્રીઝ, કદિ નમે ન તન ઓરહઠ અ ૧ ૦૦

તેમ ઘણયે સમજાવવા છતા તેમણે પોતાનો દુરાગ્રહ જરાએ ન મૂકયો એટલે તેમનો ગર્વ ઉતારવાનો આ ઠીક યોગ છે એવો વિચાર કરી ત્રણે દેવ પત્નીની આજ્ઞા પ્રમાણે કરવાનુ કબૂલ કરી ત્યાથી ચાલવા મડયા બધા એક વડ નીચે ભેગા થયા અને ઊડો વિચાર કરી આખરે એવા

નિશ્ચય પર આવ્યા કે અનસૂયા અતિથિભક્ત છે, આવેલા અતિથિને જમાડયા સિવાય પાણી સરખુ ય પીતાં નથી એવો એમનો અડગ ટેક છે, માટે આપણે ખરે બપોરે એમને ત્યાં ભિક્ષુકને વેષે જઈ નગ્નભિક્ષા માગવી. એટલે એમની કસોટી થશે.

બધાને આ સુકિત ગમી; અને ત્રણે જણ ભિક્ષુક બની મધ્યાન્હે 'નારાયણ' કહી અનસૂયાના દ્વાર આગળ ઊભા રહ્યા. અત્રિઋષિ સ્નાન–સંધ્યા માટે નર્મદાએ ગયા હતા. આશ્રમમાં અનસૂયાજી એકલા હતાં તેમણે અતિથિને આવકાર દઈ આસન આપ્યુ અને પ્રણામ કરી કહ્યું કે હે સંત ! સ્વામી નર્મદાએ ગયા છે તે આવવાની તૈયારીમાં જ છે આપ પણ નિત્યકર્મથી પરવારી ઝટ પધારો એટલે આપનુ યથાવિધિ પૂજનાદિ કરી આપને ભિક્ષા આપશે.

ભિક્ષુક—હે સતી ! અમે આજે જ આઠ દિવસે સમાધિમાથી ઊઠયા છીએ માટે તરત જ અમને ભિક્ષા આપ. નહિ તો ના કહે એટલે બીજે જઈએ વળી હે માતા ! બીજુ પણ સાભળ, અમારો એવો નિયમ છે કે કોઈ નગ્ન થઈ ભિક્ષા આપે તો જ ભિક્ષા લેવી તારી કીર્તિ સાભળી અહી આવ્યા છીએ તો નગ્નભિક્ષા આપી અમારી ઇચ્છા પૂરી કર *

આવી વિચિત્ર માગણી સાભળી અનસૂયાએ નવાઈ

---

* આનું અનુકરણ કરીને કેટલાક ભામટાઓ ભોળા ભાવિકોને છેતરે છે તે સામે ખાસ ધ્યાન આપવા જેવુ છે न देवचरितं चरेत्. દેવોનું અનુકરણ કરવુ નહિ

પામી વિચાર કર્યો કે જરૂર આ સામાન્ય અતિથિ ના હોય ! આ તો મારું મન જોવા દેવો જ આવ્યા છે.

જાય વિમુખ આ અતિથિ જો, ધિક્ ધિક ગૃહસ્થાશ્રમ !
ગૃહ નહીં એ વન નકી, પામે ભિક્ષુ જ્યાં શ્રમ.
મન મારું નિર્મળ અતિ, જેવું ગંગાજળ;
નિર્ભય હું મનમાં સદા, કરે કામ શું ખળ ? અ. ૧. ૫૩, ૫૪

વળી એ મને મા કહીને બોલાવે છે, તો પછી ડર શાનો?

નગ્ન થઈ જમાડતાં, ના મુજને કંઈ દોષ;
અભ્યાગત એ રીઝતાં, થશે પતિનો તોષ.
આજ્ઞા પતિની છે મને, જતાં પ્રાણ પણ જાણ
અતિથિ વિમુખ ન જાય એ રાખ સર્વદા ધ્યાન. ૬૬, ૬૭

આ પ્રમાણે વિચાર કરી અનસૂયાએ ‘ભલે, બિરાજો. હમણાં જ હું આપને ભિક્ષા આપી આપનો નિયમ પૂરો કરું છું,’ એમ કહી ઘરમાં જઈ પતિચરણનું ધ્યાન ધરી વસ્ત્રો દૂર ફેંકી દીધાં, અને ભોજનનો થાળ લઈ પોતાનાં બચ્ચાંઓને પીરસતાં હોય એવો સંકલ્પ કરી બહાર આવ્યાં.

બહાર આવીને જોયુ તો ત્રણે ભિક્ષુકો ધાવણાં બાળકો બની ગયા હતા. સતીના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેમણે તરત જ વાત્સલ્યભાવથી એમને ખોળામાં લીધાં, અને ગરમ પાણીએ નવરાવ્યાં. એટલામા તેમના સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા માડી. સતીએ તેમને ધવરાવ્યાં અને પછી પારણામાં સૂવાડી ગીત ગાવા માડયાં.

એટલામાં કર્મ પૂરું કરી અત્રિઋષિ આશ્રમે આવી પહોંચ્યા. ઘરમાં હાલતું ઘોડિયું ને ગીત ગવાતાં જોઈ ઋષિને અતિ આશ્ચર્ય થયું. સતીએ તેમને બનેલી બધી

બીના કહી સંભળાવી એટલે ઋષિ બહુ ખુશ થયા. તેમણે ધ્યાન ધરીને જોયું તો ત્રણે બાળકો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે એમ જણાયું. તેથી સતીને કહેવા લાગ્યા કે તને ધન્ય છે! તેં મારૂં કુળ તાર્યું છે. તેં ત્રણે દેવોને બાળસ્વરૂપ બનાવી હદ કરી છે!!

અનસૂયાઃ—અરે નાથ! એ બધો આપના ચરણનો પ્રભાવ છે. આપની સેવાથી જ આ મહાન કાર્ય બનવા પામ્યું છે.

પછી બંને જણ બાળસ્વરૂપી દેવોની સ્તુતિ કરવા લાગ્યાંઃ– હે પ્રભો! આપે અમારો ટેક રાખી ભક્તની લાજ રાખી છે. આપે કૃપા કરી અત્રે પધારી અમારૂં ઝુંપડું પાવન કર્યું છે. બાળસ્વરૂપ આપને અમારાં વારંવાર વંદન હો.

આમ લીલા કરતાં અહીં છ માસ થઈ ગયા. સાવિત્રી, લક્ષ્મી, અને પાર્વતીને પતિ ન આવવાથી ચિંતા થવા લાગી. તેઓ બધાં ભેગાં થયાં અને ખિન્ન ચિત્તે વિચાર કરવા લાગ્યાં કે અરે! છ માસ થઈ ગયા, છતાં હજી કંથ[1] આવ્યા નહિ. અનસૂયાએ શું કર્યું હશે? નારદ પણ દેખાતા નથી. તેમની ખબર પણ કોણ લાવે? ત્યાં તો વીણા વગાડતા નારદજી એકદમ આગળ આવી ઊભા રહ્યા. તેમને જોઈ આનંદિત થઈ ત્રણે [2]શક્તિઓએ પૂછ્યું કે હે નારદ! અમારા પતિઓને અનસૂયાના આશ્રમમાં ગયે છ માસ થઈ ગયા. પણ એમની કંઈપણ ખબર આવી નથી. તમે કંઈ જાણો છો? નારદ વંદન કરી બોલ્યાઃ— ત્રણે લોકમાં સંચાર કરનાર મને ખબર ન હોય એવું શું હોઈ શકે? તમારા ત્રણેના પતિ પારણામાં ઝૂલી રહ્યા છે. તે

૧. પતિ. ૨. સાવિત્રી, લક્ષ્મી ને પાર્વતી.

અનસૂયાના સ્તનપાનનો આનંદ મૂકી અહીં શું લેવા આવે ?

શકિતઓઃ—નારદ ! આવી મશ્કરીઓ કરી અમને વિશેષ દુઃખી શીદ કરો છો ? પતિ વિના તો અમને રજ પણ ચેન પડતું નથી. માટે જે હોય તે કહોને !

નારદઃ—મા ! સાચું જ કહું છું, " [1]લેને ગઈ પૂત આર ખો આઇ ખસમ " જેવું થયું છે.. ગયાં'તાં તો અનસૂયાનું સત્ત્વહરણ કરવા ! પણ પરિણામ આવ્યું ઊલટું; અને આ દશા થઈ.

શકિતઓઃ—હે નારદ ! જો એ વાત સાચી હોય તો મશ્કરી મૂકી દઈ હવે એ પાછા કેમ આવે એ જ ઉપાય બતાવો.

નારદઃ—તમે બધાં ત્યાં જઈ અનસૂયાને જ વિનવો. એ નિરભિમાની છે. રાગદ્વેષનો એનામાં છાંટો પણ નથી એટલે જરૂર એ તમારી ઇચ્છા પૂર્ણ કરશે.

નારદનાં વચન સાંભળી ત્રણે શકિતઓ શરમાઈ ગઈ, અને નારદને વિનવવા લાગી કે હે નારદ ! એકલાં જતાં અમારો પગ ઉપડતો નથી, માટે તમે સાથે ચાલો; અને અનસૂયાને ભલામણ કરી અમારા પતિઓને પાછા સોપાવો. કેમકે સતીની આજ્ઞા વિના એ ત્યાંથી ખસે એમ લાગતું નથી. એ પ્રમાણે વારંવાર વિનંતિ કરવાથી નારદજી તેમની સાથે જવા તૈયાર થયા. ત્યાંથી બધા વાયુવેગે નર્મદાતીરે આવ્યાં, અને નર્મદાજીની પ્રાર્થના કરવા લાગ્યાં કે

રકહો નર્મદા, શિવપદ તુ દેનાર;
[2]અમલ નીર તારૂં અકા ! સદા રટે ૐકાર !
ન્હાને તાર્યા કંઈકને, પાને જીવ અનેક,
દર્શનમાત્રે તું કરે, પૂર્ણ મનોરથ ટેક. આ.૬ ૧૦૯–૧૦

---

૧. છોકરો લેતાં ધણી ખોઈ બેઠી. ૨. નિર્મળ.

માટે હે [1]મેકલકન્યા! અમારી કામના[2] પૂરી કર, અને અમને આશિષ આપી અનસૂયાના બંધનમાંથી અમારા પતિને છોડાવ. અત્રિઅનસૂયા તારાં ભકત છે, માટે જરૂર તારી આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરે. એમની એવી પ્રાર્થના સાંભળી નર્મદાજીએ કુમારિકારૂપે એમને દર્શન દીધાં અને પ્રસન્ન થઈ આશીર્વાદ આપતાં કહ્યું કે જાઓ, તમારૂં કામ જરૂર થશે!

નર્મદાનો આશીર્વાદ લઈ તેઓ આશ્રમે ગયાં. અનસૂયાએ આસન આપી તેમનું યથાયોગ્ય પૂજન કરીને હાથ જોડી આવવાનું કારણ પૂછ્યું. તે સાંભળી ત્રણે શકિતઓ કહેવા લાગીઃ– હે અનસૂયા! ધન્ય છે તારા ટેકને! તારી પતિભકિતને પણ ધન્ય છે!! તું સાક્ષાત્ જગદંબા છે. તારા ભાવથી રીઝી ત્રણે દેવ પણ બાળરૂપ થયા છે. તારા નામસ્મરણથી ભકતજનના સર્વ પાપતાપ દૂર થશે, અને તારૂં સ્મરણ કરી શરીરે સંગમની માટી ચોળી નર્મદામાં સ્નાન કરવાથી કુષ્ઠાદિ અસાધ્ય રોગો નાશ પામશે. અહીં કરેલું જપતપાદિ પુણ્ય અનંતગણું ફળ આપશે. આ સ્થાન અનસૂયાશ્રમ નામથી પ્રસિદ્ધ થશે અને અમે તથા અમારા પતિ ત્રણે દેવો તારી સાથે હંમેશાં અહીં રહી ભકતોની ઇચ્છા પૂરી કરીશું.

આ પ્રમાણે વરદાન આપી ત્રણે શકિતઓ અનસૂયાને વિનવવા લાગીઃ– હે સતી! અમારા પતિઓને તેં બાળક બનાવી દીધા છે. તેમને એ બાળઅવસ્થામાંથી મુકત કરી

૧. અમરકંટકનું એક શિખર મેકલ, તેમાંથી નીકળી છે માટે મેકલકન્યા. ૨. ઇચ્છા.

અમને પાછા સોંપ.

પતિ દૈવત સાધ્વી તણું, એ વિણુ ચેન ન જાણુ;
અનસૂયા કર જોડેર હું, આપ પતિનું દાન. અ. ૬. ૧૩૭

અનસૂયાઃ—તમારા પતિ પ્હેણે પારણામાં સૂતા છે. ત્યાંથી સુખેથી લઈ જાવ. મારી ના નથી. એ સાંભળી ત્રણે શક્તિઓ હરખભેર પારણા પાસે દોડી ગઈ. પણ અંદર જુએ છે તો ત્રણે બાળકો એકસ્વરૂપ જણાયાં. એટલે પોતાનો પતિ કોણ તેનો નિશ્ચય થઈ શક્યો નહિ. તેથી લજ્જિત થઈ થએલી ભૂલ માટે મનમાં પતિની માફી માગી ગર્વ મૂકી દઈને અનસૂયાને જ ત્રણે વિનવવા લાગ્યાંઃ— હે સતી! બધી બાજી તારે હાથ છે. હવે તો તું જ લાજ રાખ. અને અમને દરેકને પોતપોતાના પતિ ઓળખીને પાછા આપ.

અનસૂયાએ આ સાંભળી ત્રણે દેવની પ્રાર્થના કરી કે હે દેવ! મારે નિમિત્તે આપે જે આ લીલા કરી છે તે સમેટી લઈ આ શક્તિઓ આગળ હવે મૂળ સ્વરૂપે પ્રગટ થાવ, અને બધાના મનોરથ જલદી પૂર્ણ કરો. સતીનાં વચન સાંભળી દેવો પોતપોતાની શક્તિ સાથે પોતપોતાના વાહન પર બેઠેલા દિવ્ય સ્વરૂપે પ્રગટ થયા. અત્રિ અને અનસૂયાએ તેમની ખૂબ સ્તુતિ કરી અને માનસપૂજા વડે પૂજન કર્યું.

દેવોએ પ્રસન્ન થઈ કહ્યુંઃ— હે સતી! તને ધન્ય છે. અમારી શક્તિઓએ તને જે વરદાનો આપ્યાં છે તે અમને માન્ય છે. વળી બીજું પણ તારી ઇચ્છામાં આવે તે માગી લે. અને જ્ઞાનિશિરોમણી હે અત્રિ! તમે પણ ઇચ્છિત વર માગી લો.

ઋષિએ સતી તરફ જોયું એટલે અનસૂયા સ્નેહથી ગળગળાં થઈ બોલ્યાંઃ— હે પ્રભો! તમારા વગર હવે

અમને કેમ ચેન પડશે? જ્યારથી આપ કૃપા કરી મારા પારણામા બાળસ્વરૂપે પોઢ્યા ત્યારથી મને ખૂબ આનંદ હતો. પણ હવે શુ એ આનદનો નાશ થશે? હે દેવ! તમારા વગર તો આ ખાલી ઘોડિયું ખાવા ધાશે! તમે મને માતા કહી બોલાવી છે તો તમારૂ એ વચન પૂરૂ કરી દેવમાતા તરીકે મારૂ નામ અમર કરો એજ મારી પ્રાર્થના છે.

દેવો 'તથાસ્તુ' કહી અતર્ધાન થયા.

પછી અત્રિ અને અનસૂયા પ્રભુભજનમા આનંદથી દિવસો ગાળવા લાગ્યા. કેટલોક સમય વીત્યા બાદ તેઓ પ્રારબ્ધયોગે ગુજરાતનો અનસૂયાશ્રમ છોડી મહારાષ્ટ્રમા માહુરગઢ ઉપર જઈ રહ્યા

## ૨. સતી શાણ્ડિલી

ધર્મ અર્થ ને કામને કરે પલકમા પ્રાપ્ત,
મુક્તિ પદ આટે મદા, સતી તીર્થ પર્યાપ્ત[૧] અ. ૭–૧૫૩

ગોદાવરીને કાઠે પ્રતિષ્ઠાન (પૈઠણ) નામે નગર હતું. ત્યા કૌશિક નામે એક શ્રીમત બ્રાહ્મણ રહેતો હતો તે ધનના મદથી ઉન્મત્ત બની વ્યસનમા ચકચૂર રહેતો અને વેશ્યાના પાશમા ફસાઈ ગયો હતો તે ઘણુખરૂ એક વેશ્યાને ત્યાં જ પડ્યોપાથર્યો રહેતો. તેની સ્ત્રી શાણ્ડિલી ઘણી જ પવિત્ર અને પતિવ્રતા હતી, અને તેની દેવની માફક સેવા કરતી પરતુ કૌશિક મૂર્ખ લોકોની પેઠે ઘરનુ રત્ન છોડી બહાર પથ્થર સાથે જીદગી ગુમાવતો હતો

અતિશય ભોગના પરિણામે તેને ગલત[૨] કોઢનો

---

૧ પૂરૂ સપૂર્ણ. ૨ વહેતા

ભયંકર રોગ લાગુ પડયો; અને શરીર બધું સળવા લાગ્યુ. એટલે વેશ્યાએ તેનો તિરસ્કાર કરી કાઢી મૂકયો. એ એવી સ્થિતિમાં પણ જ્યારે પોતાને ઘેર આવ્યો ત્યારે શાણ્ડિલીના હર્ષનો પાર ન રહ્યો. તેણે પતિનું પૂજન કરી સ્નાન કરાવ્યું અને ભાતભાતની રસોઈ તૈયાર કરી પ્રેમથી ભોજન કરાવ્યું. તે દરરોજ કૌશિકના શરીર પર પડેલા ઘારાં ધોઈ દેવા લાગતી, અને તેની રુચિ પ્રમાણે ખાનપાન આપી તેને પ્રસન્ન રાખતી. કૌશિક પણ તેની આ ઉત્તમ પ્રકારની સેવાથી પ્રસન્ન થયો.

પરંતુ કેટલાક દિવસ પછી કૌશિકની મૂર્ખાઈએ તેને ભમાવ્યો. તેણે ખૂબ ક્રોધ કરી શાણ્ડિલીને માર માર્યો અને બબડવા લાગ્યો કે હે દુષ્ટા ! તારી સાથે મને જરા પણ સુખ ન મળ્યું. તું ખાઈપી પાડા જેવી પુષ્ટ બની બેસી રહે છે, અને મને થતું દુ:ખ જોયા કરે છે, વળી જોઈતી સેવાચાકરી પણ કરતી નથી કૌશિકે આવો જુલમ ગુજાર્યા છતાં શાણ્ડિલીએ તે શાંતિથી સહન કર્યો; અને ઊલટી પ્રાર્થના કરતી કહેવા લાગી કે હે નાથ ! આપના હાથને મને મારતા દુઃખ થયુ હશે ! એમ કહી તેને પંપાળવા લાગી. તેની આ સહનશીલતા ને અજોડ પતિભક્તિ જોઈ કૌશિક શાંત બની ગયો. તેણે વિચાર કર્યો કે પ્રિય મિત્ર, વિશ્વાસુ સેવક, પતિવ્રતા સ્ત્રી અને સંત પુરુષને પોતાની ગુપ્ત વાત કે માનસિક દુઃખ કહેવાથી તેનો ઉપાય જડી આવે છે ને ચિંતાનો ભાર ઓછો થાય છે એવું શાસ્ત્રો કહે છે. માટે હું મારી ગુપ્ત ચિંતા તેને કહું તો વાંધો નથી. આ પ્રમાણે વિચાર કરી તે શાણ્ડિલીને કહેવા લાગ્યો

કે હે સાધ્વી ! જે વેશ્યાને ત્યા હુ રહેતો હતો તે તારાથી પણ સુંદર છે, અને તેનો મને એટલો બધો મોહ લાગ્યો છે કે મને તેના વિના જરા પણ ચેન પડતુ નથી માટે તુ મને એને ત્યા તેડી જા, નહિ તો મારો પ્રાણ નહિ રહે

પતિનુ આ ભાષણ સાભળી શાણ્ડિલીએ કહ્યુ કે હે પ્રાણનાથ ! આપ જરા પણ ચિંતા ન કરો હુ આપની ઇચ્છા ક્રાયે તે ઉપાયે પૂરી કરીશ પતિને આ રીતે આશ્વાસન આપી તેણે વેશ્યાને ત્યા જવાની તૈયારી કરવા માંડી વેશ્યાને તુષ્ટ કરવા પોતાના કિંમતી દાગીના અને અમૂલ્ય વસ્ત્રો વગેરેની એક પોટલી બાંધી દીધી પછી કૌશિકને પોતાને ખભે બેસાડી પોટલી માથે મૂકી વેશ્યાને ઘેર જવા તે ચાલી નીકળી

ચોમાસાના દિવસો હોવાથી રસ્તા ખૂબ કાદવકીચડ અને કાંટાથી ભરેલા હતા રાત અંધારી હતી વાટ અજાણી હતી ક્વચિત્ ક્વચિત્ વીજળીના પ્રકાશથી રસ્તો સૂઝતો હતો છતા પતિની સેવા કરવાની હોંશમા શાણ્ડિલી હિંમત રાખીને, પતિને હેરાન ન આવે તેવી રીતે ધીમે ધીમે ડગલુ માંડતી હતી એમ સાવચેતીથી કદમ બેકદમ ચાલવા છતાય એના પૂર્વપ્રારબ્ધે ઓચિંતુ વિઘ્ન આવી પડ્યુ

રાજમહેલમા ચોરી કરી એક ચોર નાસી જતો હતો તેને પકડવા દોડેલા સિપાઈ તેને પકડી રાજાની આજ્ઞાથી શૂળી પર ચઢાવવા લઈ જતા હતા પણ રસ્તામા તે ચોર નાસી છૂટયો ને કોતરમા ભરાઈ ગયો ખૂબ શોધાશોધ કરવા છતા તેનો પત્તો ન લાગવાથી પાસેના અરણ્યમા રહેતા માર્કણ્ડેય ઋષિના શિષ્ય માંડવ્ય મુનિને તેના જેવા જણાવાથી પકડી લઈને રાજદરથી શૂળી પર ચઢાવ્યા પણ

પોતાના યોગપ્રભાવથી પ્રાણને ટકાવી રાખી ધ્યાનનિષ્ઠ રહી માંડવ્ય મુનિ આ અનિચ્છા પ્રારબ્ધ ભોગવી રહ્યા હતા. એટલામાં પતિને ખભે લઈને શાણ્ડિલી તે રસ્તે નીકળી અને અંધારામાં રસ્તો ન સૂઝવાથી શૂળીના થાંભલા સાથે ભટકાઈ. પરિણામે ખભે બેઠેલ કૌશિકના માથાનો ધક્કો વાગવાથી માંડવ્યને શૂળીની અણી ભોંકાઈ ને ખૂબ વેદના થઈ. તેઓ ક્રોધમાં આવી જઈ સ્વાભાવિક રીતે બોલી ઊઠયા કે એ કયો દુષ્ટ ધક્કો મારીને મને દુઃખમાં ઠામ દે છે ? સૂર્યોદય થતાં જ તે મૃત્યુ પામો.

આ ભયંકર ભવિષ્ય કે શાપવાણી સાંભળી શાણ્ડિલીને ઘણો ખેદ થયો. તે ગભરાઈ ઊઠી. તેણે વિચાર કર્યો કે એ કોઈ મહાપુરુષ હોવા જોઈએ; એની વાણી નકામી નહિ જાય. સૂર્ય ઊગતાં જ મારો પતિ જરૂર મૃત્યુ પામશે; અને પતિ વિના મારૂં જીવન કોડીનું થશે ! માટે કંઈ યુક્તિ કરી હું સૂર્યોદય અટકાવવાનો જ પ્રયત્ન કરૂં, કે જેથી એવો દુઃસહ[૧] પ્રસંગ ન આવે. એવો નિશ્ચય કરી આકાશ તરફ જોઈ તે બોલીઃ—કર્મસાક્ષી હે સૂર્યનારાયણ ! જો હું મન કર્મ વચનથી શુદ્ધ અને પતિવ્રતા હોઉં તો મારા વચનને માન આપી મારી આજ્ઞા વિના ક્ષણવાર પણ તું હવે ઊગીશ નહિ. હે રવિ ! જો મારૂ આ વચન તું નહિ માને તો સ્વસ્થાનથી ભ્રષ્ટ થઈશ એમ નિશ્ચય જાણજે.

સૂર્યને આ પ્રમાણે આજ્ઞા કરી સતી વેશ્યાને ઘેર ગઈ. ઘેરથી આણેલા દાગીના વગેરે એને આપી એનું મન મનાવી પતિની ઇચ્છા પૂરી કરી ફરીથી પહેલાંની માફક

૧. દુઃખથી સહન થાય એવો.

એને ખભે લઈ પાછી ફરી.

> વેશ્યા જીવતી ડાકણી, કાળી નાગણ જાણ;
> દર્શન માત્રે દૂરથી હરે ઠગીને પ્રાણ. અ. ૭. ૧૧૮
> વેશ્યા નરકદ્વારની દૂતી નિશ્ચય માન,
> મરખ ફંદામાં ફસી, ખુએ ધન અને પ્રાણ. ,, ૧૨૦

એ વચન પ્રમાણે જીવતી ડાકણ સમી એ વેશ્યાએ કૌશિકનું ધન અને આરોગ્ય ચૂસી લીધાં હતાં. છતાં એણે પોતાની લત મૂકી નહિ. ધિક્કાર છે એવા નરપિશાચને ! અને ધન્ય છે એ શાણ્ડિલીને કે જેણે એવા નરકની ખીણમા પડેલા પતિની પણ એકનિષ્ઠાથી સેવા કરી જગતને પાતિવ્રત્યનો બેનમૂન આદર્શ આચરી બતાવ્યો ! !

શાણ્ડિલી પતિને લઈ સુખરૂપ ઘેર આવી પહોચી. પણ તેના શાપથી ભયભીત થએલો સૂર્ય પતિવ્રતાના વચનને માન આપી આઠ દિવસ થયાં આકાશમાં સંતાઈ રહ્યો હતો. સૂર્યનો ઉદય ન થવાથી સર્વત્ર અંધકાર વ્યાપી ગયો અને હાહાકાર મચી રહ્યો. વખતનું ભાન ન રહેવાથી બ્રાહ્મણોનાં યજ્ઞયાગાદિ કર્મો અટકી ગયાં, અને યજ્ઞજીવી[1] દેવોને ઉપવાસ પડવા લાગ્યા. આખરે ઇંદ્રસભામાં બધા ભેગા થઈ વિચાર કરવા લાગ્યા કે આમા મૃત્યુલોકના લોકોનો કંઈ દોષ નથી. તેમનો દોષ હોત તો અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ભયંકર રોગચાળો વગેરેથી તેમને ઠેકાણે લાવત. પણ આ તો સૂર્ય ઊગે નહિ એટલે બિચારા ધર્મકર્મ પણ કેવી રીતે કરે ? માટે ચાલો બ્રહ્મદેવ પાસે જઈને પૂછીએ.

૧. મૃત્યુલોકના પુણ્ય પર જીવતા.

આવો નિશ્ચય કરી બધા બ્રહ્મદેવ પાસે આવ્યા, અને વંદન કરીને મૃત્યુલોકના ત્રાસની કહાણી કહી સંભળાવી પોતાની આફતનું વર્ણન કરવા લાગ્યા. બ્રહ્મદેવે કહ્યુઃ—હે દેવો ! આ બધા ઉત્પાતનું મૂળ સતીનો શાપ છે. શાણ્ડિલીના ભયથી સૂર્ય ઊગી શકતો નથી. માટે કહું તે ઉપાય કરો. સામાન્ય માણસનો અહીં ગજ વાગે તેમ નથી.

*તેજે તેજ શમે સહુ, સૂરજ આગળ દીપ,
તેમ સતીગણ સહુ નમે, જોઈ સતીપ્રદીપ.[1] અ. ૭. ૧૯૪

માટે પતિવ્રતાશિરોમણિ સતી અનસૂયાને પ્રાર્થીને પૈઠણમાં લઈ જાઓ એટલે શાણ્ડિલીને સમજાવી એ તમારૂં કામ સિદ્ધ કરશે.

બ્રહ્મદેવની આજ્ઞા થતાં તેઓ તેમને પણ સાથે લઈ રેવાતટે અનસૂયાશ્રમે આવ્યા. દેવોને આવતા જોઈ અત્રિઅનસૂયા હાથ બાંધી[2] સામે ધાયાં, અને તેમને વંદન કરી આશ્રમમાં આણી, આસન આપી પૂજનાદિ કરી પૂછવા લાગ્યા—હે દેવો ! કેમ પધારવું થયું ? આપના આવવાથી અમારૂ ઝુંપડું પાવન થયું છે. અમે આપની શી સેવા કરી શકીએ તેમ છીએ ?

દેવોઃ—હે સતી ! તારૂં ખાસ કામ પડ્યુ છે. તારૂં નામ અને ઉજ્જવળ તપ સાંભળી અહીં આવ્યા છીએ શાણ્ડિલીએ શાપ આપી સૂર્યોદય અટકાવ્યો છે તેથી બધે હાહાકાર વર્તી રહ્યો છે. માટે અમારી સાથે તુ પૈઠણ આવ અને ફાવે તેમ કરી સતીને સમજાવી સૂર્યોદય કરાવ. તારા

૧. સતીશ્રેષ્ઠ. ૨. અતિશય નમ્રતાની નિશાની રૂપે

વગર બીજાનુ એ માને તેમ નથી

દેવોની વિનતિ સાભળી અનસૂયાએ કહ્યુ કે તમે દેવલોક છો તમારે માટે કઈ અશકય નથી છતા મને માન આપો છો એ તમારી મોટાઈ છે ભલે તમારી ઇચ્છા છે તો હુ સાથે આવી બનતુ કરૂ એમ કહી પતિને સાથે લઈ દેવો સાથે તે શાણ્ડિલીને ત્યા પૈઠણ ગઈ

શાણ્ડિલીએ સૌનો પ્રેમપૂર્વક સત્કાર કરી વદન કર્યું, અને અનસૂયાને પ્રેમથી આલિગન આપી કહેવા લાગી — હે દેવી ! આમ અચાનક દાસીને બારણે શે આવવુ થયુ ? ખૂબ તસ્દી લીધી તારા આવવાથી ઘર પાવન થયુ છે થાકી ગઈ હોઇશ માટે બેસ

અનસૂયા —હે સાધ્વી ! ધન્ય છે તારી પતિભક્તિને !!

પતિવ્રતા સાધ્વી તણી, કીર્તિ ત્રિભુવન ગાય
પતિસેવાથી ક્ષિતિતલે શુ શુ કહે ન થાય ?
કાયા વાચા મન થકી, કરે પતિની સેવ
તરી તારે અન્યને કરે દીનને દેવ અ ૭ ૧૫૧–૫૨

હુ પણ આ પથે જ ચાલુ છુ, અને પતિની સેવામા પરમાનદ અનુભવુ છુ

અનસૂયાના આવા અમૃતવેણ સાભળી શાણ્ડિલી બોલી – સત્ય છે દેવી ! તે દર્શન આપી મને ઠીક ઉત્તેજન આપ્યુ છે પતિ એજ સતીના પ્રાણ છે પતિસેવારૂપી તપના ફળરૂપે જ મને આજે તારૂ અને આ દેવોનુ દર્શન થયુ છે એમ હુ માનુ છુ કહો, બધાનુ આવવુ કેમ થયુ !

અનસૂયા —તારા શાપથી સૂર્યનો ઉદય થતો નથી તેથી કાળનો નિર્ણય થઈ શકતો નથી કર્મનો લોપ થયો

છે; લોકો સ્વચ્છંદી બન્યા છે; બધાનો વિનાશ થવા બેઠો છે. તારા જેવીને હાથે આવો અનર્થ થાય એ ઠીક નથી. મારૂં માનીને તું સૂર્યને ઊગવાની રજા આપ એજ મારી ઇચ્છા છે.

શાણ્ડિલીઃ—હે સતી ! તું કહે છે તે ખરૂં છે, પણ સૂર્યનો ઉદય થતાં જ માંડવ્ય ઋષિના શાપને લીધે મારા પતિના પ્રાણ છૂટી જશે, અને મારા દુઃખનો પાર નહિ રહે. પછી પતિ વિના હું કેમ જીવી શકીશ ?

અનસૂયાઃ—મારામાં વિશ્વાસ રાખ. તારો પતિ મરણ પામશે તો હું તેને જરૂર જીવતો કરીશ. તેની તું ચિંતા ન કર. યમની તાકાત નથી કે મારી આજ્ઞા સિવાય તેને અહીંથી ઊઠાવે. માટે લોકનું ભલું તાકી તરત સૂર્યોદય થાય તેમ કર. તને એક ક્ષણ પણ દુઃખી નહિ થવા દઉં !

આવાં દિલાસાનાં વચન સાંભળી શાણ્ડિલી સૂર્યને વંદન કરી પ્રાર્થના કરવા લાગી—બુદ્ધિપ્રેરક હે સવિતાનારાયણ ! તને ધન્ય છે. મર્યાદાનું પાલન કરનાર તું મારા વચનને માન આપી આટલો વખત ઉદય પામ્યો નથી, પણ તેથી લોકોમાં ખળભળાટ થઈ રહ્યો છે. માટે હું ઇચ્છું છું કે હવે તું કૃપા કરીને ઉદય પામ.

આ પ્રમાણે શાણ્ડિલીની રજા મળતાં સૂર્યનારાયણે પોતાનાં હજારો કિરણો વડે જગતમાં પ્રકાશ કર્યો; અને તેથી અંધકાર દૂર થતાંની સાથે જ કૌશિકના પ્રાણ પણ છૂટી ગયા. એ દેખી અનસૂયાએ તરત જ હાથમાં પાણી લઈ સંકલ્પ કર્યો કે જો મેં પતિને શ્રેષ્ઠ દેવત માની તેની અખંડપણે અનન્ય સેવા કરી હોય તો મારા પાતિવ્રત્યના

અંશથી[1] આ કૌશિકના દેહમાં પ્રાણનો ફરી સંચાર થાઓ, અને તે પૂર્ણ તંદુરસ્ત રહી સો વરસ સુધી જીવો. એમ કહી સતીએ પાણી મૂક્યું. અને બધા દેવોના આશ્ચર્ય વચ્ચે ઊંઘમાંથી ઊઠયો હોય તેમ કૌશિક આળસ મરડી બેઠો થયો. તેનો બધો રોગ નાશ પામ્યો. તંદુરસ્ત અને દિવ્યદેહી યુવાન જેવો તેને ફરી ઊઠેલો જોઈ ને શાણ્ડિલીના આનંદનો પાર ન રહ્યો. અનસૂયાને તે અનેકાનેક ધન્યવાદ આપવા લાગી.

આ અદ્ભુત ઘટનાથી લંપટ કૌશિક પણ તદ્દન બદલાઈ ગયો. સતીના પાતિવ્રત્યના પ્રભાવથી દુષ્ટ વાસનાઓ લય થઈ તેનું મન ગંગાજળની માફક નિર્મળ બન્યુ; અને તે શાણ્ડિલી પ્રત્યે દેવીની પેઠે જોવા લાગ્યો.

દેવ, ગંધર્વ અને કિન્નરો સતીનો જયજયકાર કરી તેમને અનંત ધન્યવાદ દેવા લાગ્યા. આકાશમાંથી પુષ્પ-વૃષ્ટિ થઈ. અપ્સરાઓ આનંદથી સતીના ગુણ ગાતી નાચવા લાગી. અને સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો.

દેવોએ પ્રસન્ન થઈ અનસૂયાને ઇચ્છિત વરદાન માગવાનું કહ્યું. અનસૂયા વદન કરી બોલી:—હે દેવ ! હું શું માગું ? પતિભક્તિથી હું કૃતાર્થજ છું. વળી અખંડ પતિસેવા કરી શકું અને પતિથી કદિ વિયોગ ન પામું એ એકજ પ્રાર્થના છે. છતાં કાંઈ આપવું જ હોય તો બ્રહ્મા, હરિ, હર ત્રણે મારા પુત્ર થાય અને દેવમાતા તરીકે હું જગતમાં ધન્ય થાઉં એજ એક માગું છું.

'તથાસ્તુ' કહી દેવો હર્ષથી પોતપોતાને સ્થાને ગયા, અને અત્રિઅનસૂયા રેવાતીરે પાછાં ન જતાં ત્યાંથી માહુરગઢ પર જઈ વસ્યાં.

---

૧. નદિ જેવા ભાગથી.

## ૩. શ્રીદત્તજન્મ

રવિશૃતિ માસ જે માર્ગશીર્ષ ઉત્તમ;
ચતુર્દશીયુત[1] પૌર્ણિમા લગ્ન[2] ઉત્તમોત્તમ.
બુધવાસર વાસરમણિ,[3] મૃગ નક્ષત્ર એમ,
પ્રદોષસમયે[4] પુત્ર એ, થયા ત્રિમૂર્તિ તેમ ! અ ૮. ૮૨-૩૩

માહૂરગઢ પર તપશ્ચર્યા કરતાં કરતાં એ ઋષિદંપતીને કેટલોક કાળ થઈ ગયો. એક દિવસ અત્રિઋષિ ધ્યાનમાંથી જાગ્રત થયા તે સમયે તેમના નેત્રમાંથી એક દિવ્ય જ્યોતિ નીકળી અને પતિને વંદન કરવા જતાં અનસૂયાના શરીરમાં દાખલ થઈ. તેજ જ્યોતિ ગર્ભરૂપે વૃદ્ધિંગત-થઈ નવમાસ નવ દિન સુધી બાળસ્વરૂપે તેમના ઉદરમાં રહી.

છેવટે પ્રભુપ્રાકટ્યનો એ પુણ્યયોગ આવ્યો. માગશર માસની ચૌદશ પર પૂનમની સાંજ હતી. વાર બુધવાર હતો. એવે પુણ્યયોગે મૃગનક્ષત્રમાં ભગવાન ત્રિમૂર્તિ સ્વરૂપે અનસૂયાની સામે પ્રગટ થયા. શરીર પર બધે ભસ્મ ચોળેલી હતી. અંગેઅંગમાથી તેજનાં કિરણો ઝરી રહ્યાં હતાં.માથાપર જટાનો મુગટ, નીચેના બે હાથમાં માળા અને કમંડળ, વચલા બેમાં ડમરુ અને ત્રિશૂળ, ઉપરનામાં શંખ અને ચક્ર-એવાં દિવ્ય આયુધો ! ભગવો લંગોટ, ગળામાં રુદ્રાક્ષની માળા, એવુ અદ્વિતીય બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ દિવ્ય સ્વરૂપ સામે ખડું જોઈ અત્રિ અને અનસૂયાને પરમ આનંદ થયો. સાષ્ટાંગ પ્રણામ કરીને ગળગળા થઈ આંસુભીની આંખે તેઓ પ્રાર્થના કરવા લાગ્યાંઃ—હે પ્રભો ! આદિ અંત અને

૧. ચૌદશી સાંજની પૂનમ. ૨. તિથિ નક્ષત્રોનો યોગ. ૩. બધા વારમા રત્ન જેવો. ૪. મધ્યાકાળે.

## ભગવાન દત્તાત્રેય

" श्रौदं धौदं सुदंत हृतनततनत तारकं स्थस्थं

नौमि श्रीमित्रमित्र सुरनरवरदं देशिक सिद्धसिद्धं ।



शाधि स्वं धिष्ण्यधिष्ण्यं हर दरमरस मा त्यज त्यक्तत्यक्तम्

मा बाळ बाहबाहं सुत मुत तत हे तारयों रङ्क—'रङ्कम्' ॥ "

મધ્યમાં એક રૂપે રહેનાર તું અજ, અક્ષય ને અવિનાશી સચરાચર વ્યાપી રહ્યો છે. તારા દર્શનથી અમને પરમ સંતોષ થયો છે. પરંતુ પુત્રરૂપે મારે ત્યાં જન્મ લેવાનું તેં વચન આપ્યું છે તેનું કેમ ? આ રૂપ જોઈ તું અમારે ઉદરે જન્મ્યો છું એમ જગત શી રીતે માનશે ? માટે હે નાથ ! બાળસ્વરૂપ ધારણ કરી તું તારું વરદાન પૂરું કર. પુત્રભાવથી લાલનપાલન નિમિત્તે તારી સેવાભક્તિ કરતાં અમારો માયાભ્રમ દૂર થશે; અને અમે પોતાને કૃતાર્થ માનીશું.

પતિપત્નીનાં આ વચન સાંભળી ભગવાન ત્રિમૂર્તિ બોલ્યાઃ—હે ઋષીશ્વર ! તમે ચિન્તા ન કરો. અમે અને અમારી પત્નીઓએ પૂર્વે તમને જે વરદાનો આપ્યાં છે તેનું સ્મરણ કરાવવા માટે જ, તેમજ જગતમાં ભક્તિનો મહિમા ફેલાવવા માટે આવા દિવ્યરૂપે તમને દર્શન દીધા છે. તમ બંનેની અનન્ય નિષ્ઠા દેખી

આપ્યું મારું દાન મેં, માનો નિશ્ચય એહ;
રહીશ તમ સ્વાધીન હું, આજ્ઞાધીન સદેહ. અ. ૮. ૫૭

એમ કહી ભગવાન તત્કાળ ત્રણ બાળક રૂપે દેખાવા લાગ્યા. અત્રિઅનસૂયાના આનંદનો પાર ન રહ્યો. સ્વર્ગમાં દુંદુભી વાગવા લાગ્યાં. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. અપ્સરાઓ નાચવા લાગી. વિશ્વનું વાતાવરણ સુખ ને શાન્તિમય બની ગયું.

મૂળપુરુષ જ્યાં અવતરે, ઊડે અખંડ ગુલાલ !
દુઃખો નાસે દશ દિશા, ટળે દુરિત દુષ્કાળ ! અ. ૮ ૬૩

ઋષિએ [1]જાતકર્મસંસ્કાર કર્યો અને બધે આનંદે-આનંદ વર્તી રહ્યો. બારમે દિવસે નામકરણસંસ્કાર કરી

[1]. જન્મ વખતે કરાતો વિધિ.

ઋષિએ દત્ત, ચંદ્ર અને દુર્વાસા એવાં પ્રેમથી તેમનાં નામ પાડ્યાં. જેણે પોતાની જાતનું દાન આપ્યું એવા વિષ્ણુનો અંશ તે દત્ત. અમૃતના ઝરાસમો બ્રહ્મદેવનો અંશ તે ચંદ્ર. અને ક્રોધની મૂર્તિરૂપ શંકરનો અંશ તે દુર્વાસા. પછીથી ત્રણે બાળકને પારણામાં નાંખી મતી મધુર હાલરાં ગાઈ હીંચોળવા લાગી. ખરેખર ! અનસૂયાના એ ભાગ્યને કોણ વર્ણવી શકે ? યજ્ઞયાગથી જેની તૃપ્તિ ન થાય તે પ્રભુ સતીનું ધાવણ પી ઓડકાર દેવા લાગ્યા !

એમ કેટલાક દિવસ આનંદમા જતાં ઋષિની આજ્ઞા લઈ ચંદ્ર આકાશમા જઈ ચદ્રમંડળમાં રહ્યા, અને દુર્વાસા પણ માતપિતાને વદન કરી તેમની રજા લઈ લોકકલ્યાણ માટે જગતમાં વિચરવા નીકળી પડ્યા. આમ બનેના જવાથી માતા અનસૂયાને શોક થવા લાગ્યો. તે જોઈ શ્રીદત્ત ભગવાને પોતાનાં ત્રણ મુખ અને શખ, ચક્ર, ગદા, પદ્મ, ત્રિશૂળ અને કમંડળયુક્ત છ હાથવાળુ દિવ્ય સ્વરૂપ બતાવીને કહ્યુ કે હુ ત્રણે દેવનુ સ્વરૂપ છું. માટે તેમના જવાથી કાંઈ ગયુ નથી. મારામા જ ત્રણે દેવો રહેલા છે એટલુ જ નહિ પણ આખુ વિશ્વ મારામા સમાએલુ છે તે જો. એમ કહી તેમણે માતાને પોતાના વિશ્વરૂપનુ દર્શન કરાવ્યુ. સતી દિઙમૂઢ બની ગઈ. પણ થોડી જ વારમા તે પાછા બાળસ્વરૂપે રમવા લાગ્યા.

માયાનુ મોજું અનસૂયા પર ફરી વળ્યું. તે તેમને પુત્રરૂપે જોવા લાગ્યાં અને ખોળામા લઈ ધવરાવવા મંડયાં. પ્રભુ પણ બાળકની પેઠે લીલા કરી તેમને આનદમાં ન્હવાડવા મડયા. જે મૂગાને બોલતો કરે તે બોબડું બોલે,

પાંગળાને પર્વત ચઢાવે તે ચાલતાંચાલતાં ગબડી પડે ! મા તેની પાછળ પકડવા દોડે તો હાથમાં ન આવે ને થાકીને બેસે એટલે દોડીને કોટે વળગી પડે ! મા ડીલ ચોળીને ન્હવડાવે કે તરત જ આખે શરીરે ધૂળ ચોળી એને ખીજવે ! આમ બાળચેષ્ટા કરી માતપિતાને આનંદ આપતાં સાત વર્ષ વહી ગયાં. આઠમે વર્ષે ઋષિએ તેમને જનોઈ દીધું એટલે પિતાની આજ્ઞા લઈ તેઓ કૈલાસ ગયા. ત્યાં મહાદેવને પ્રસન્ન કરી ટૂંક સમયમાં જ બધાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. પછી ગોદાવરીને કિનારે [1]પાંચાલેશ્વર આવી ઉગ્ર તપશ્ચર્યા કર્યા બાદ માહૂરગઢ આવી માતપિતાને વંદન કરી ત્યાં રહેવા લાગ્યા.

પોતે લોકઉપાધિ ટાળવા ધીમેધીમે લંગોટી ફેંકી દઈ સ્મશાનમાં દિવસોના દિવસ નગ્ન પડી રહેવા મંડ્યા, અને અનેક પ્રકારની વિચિત્ર ચેષ્ટા કરવા લાગ્યા. કદી દૂરથી પથ્થર ફેંકે, મોઢેથી ન બોલાય તેવું બોલે ને હંમેશાં આત્માનંદમાં મસ્ત રહી કોઈને પાસે ન આવવા દેતાં એકલા રમે. કવચિત્ બાળક, કવચિત્ જુવાન, તો કવચિત્ વૃદ્ધ થઈને ફરે; કવચિત્ માથે જટા હોય, તો કવચિત્ મુંડન કરાવે; કવચિત્ ચિંથરેહાલ, કવચિત્ નવરૂા તો કવચિત્ બાદશાહી પહેરવેશમાંઃ—એમ કવચિત્ ત્યાગી કવચિત્ સંગ્રહી, કદી ભોગી કદી યોગી, કદી જ્ઞાની કદી કર્મી જેવા દીસે. ઘડીમાં હૃષ્ટપુષ્ટ થઈ ફરે, તો ઘડીમાં હાડપિંજરસમા દેખાય; કદી રાજા કદી ભિખારી, કદી [2]દંડી કદી અદંડી,[3] કદી બ્રહ્મચારી કદી ગૃહસ્થ; કદી વાનપ્રસ્થ કદી સંન્યાસી

૧. ગક્ષસજીવન જ્યાં ભગવાનના રેતીનાં પગલાં છે. ૨. દંડ ધારેલા સંન્યાસી. ૩. દંડ વિનાના પરમહંસ.

તો કદી વિરુદ્ધાશ્રમી[1] અવધૂત જેવા દેખાય. આવી એમની બાલ, ઉન્મત્ત, પિશાચ, જડવત્ વિચિત્ર લીલા જોઈ એમનું સત્યસ્વરૂપ જાણનાર જ્ઞાનીઓ એમને વંદન કરતા, અને મૂઢજન શંકાથી દૂર રહી કુતર્ક કરતા. પણ

કેવળ દેખે ભાવને, નવ દેખે અવગુણ;
નિર્ગુણ ભક્તિવશ થયો, દેવ જેહ સગુણ! અ ૮. ૧૧૬

એવા એમની દિનચર્યા પણ વિચિત્ર હતી. સહ્યાદ્રિ પર નિવાસ હોવા છતાં સ્મર્તૃગામી એ ભક્તોએ સંભારતાં જ ફાવે ત્યા પ્રગટ થતા. રાતે માહૂરગઢમાં સૂએ, સવારે ગંગાજીમાં સ્નાન કરે, કુરુક્ષેત્રમાં આચમન કરે, ગાણગાપુરમાં ધ્યાન ધરે, [2]ધૂતપાપેશ્વરમાં ભસ્મ લગાવે; કરહાટમા[3] સંધ્યા, કોલ્હાપુરમાં ભિક્ષા અને પંઢરપુરમાં તિલક કરે; પાંચાલેશ્વરમાં જમે, તુંગભદ્રામાં પાણી પીએ; બદરિનારાયણમાં કથા સાંભળે, ગીરનાર પર વિશ્રામો લે ને પશ્ચિમસાગરે જઈ સાયંસંધ્યા કરે.

ભક્તોના ઉદ્ધાર માટે આમ જુદેજુદે સ્થળે જુદેજુદે વેષે ફરી ભક્તોનું કલ્યાણ કરનાર એ કલિતારક ભગવાન દત્તાત્રેયની ભક્તિથી કેટલાયે જન આજસુધી તરી ગયા છે. વેદધર્મા કીર્તનથી, સહસ્રાર્જુન શ્રવણથી, આયુ દાસ્યથી, અલર્ક વંદનભક્તિથી, યદુ અર્ચનથી, વિષ્ણુદત્ત સેવનથી, અને પરશુરામ [4]સખ્યથી તેમના ઉત્તમ પદને પામ્યા છે. તેમના ચરણે સર્વસ્વ અર્પણ કરવારૂપ આત્મનિવેદન ભક્તિથી પણ અનેક ભક્તો તેમના સ્વરૂપમાં લીન થયા છે. [5]વૈષ્ણવશિરોમણિ પ્રહ્લાદ પણ તેમને શરણે ગયા હતા.

---

૧. આશ્રમવેષ એક, તો ઢંગ બીજો, ને ક્રિયા વળી ત્રીજી જ. ૨. ધોપેશ્વર. ૩. કહાડ. ૪. મિત્રના. ૫. વિષ્ણુભક્તોમાં શ્રેષ્ઠ.

## ૪. પ્રહ્લાદાદિને ઉપદેશ

કહ્યું રહસ્ય તને બધું, તેનો સદા વિચાર
કર સાવધ એકાંતમાં; મા કર વાણીવિલાસ;
અધિકારી વિણ નવ પચે, કાચો પારો ખાસ. અ.૯. ૬૯–૭૦

નરસિંહ ભગવાને હિરણ્યકશિપુને મારી પ્રહ્લાદને ગાદીએ બેસાડયો હતો; અને નારદના ઉપદેશથી એ ભગવાનના ભજનમાં દિવસો ગાળી ન્યાયનીતિથી રાજ્ય ચલાવતો હતો. પણ હૃદયમાં આત્મજ્ઞાનનો પ્રકાશ થયો ન હોવાથી તેનું ચિત્ત શાંત થયું નહોતું. એ કોઈ કોઈ વખત થોડો વખત સ્થિર રહેતું, પણ ઘડીમાં પાછું અસ્થિર બની જતું અને ક્ષોભનો પ્રસંગ આવતો. તેથી તે સંપૂર્ણ શાંતિ અનુભવી શકતો નહિ, ને મનની પ્રસન્નતા મેળવવા ઘણીવાર આમતેમ ફર્યો કરતો.

એક વખત શિકારને બ્હાને સહ્યાદ્રિ પર રખડતાં રખડતા તે કાવેરીના તટ પર જઈ પહોચ્યો. ત્યાં તેણે એક અલમસ્ત માણસને ધૂળમાં નચિંત પડી રહેલો જોયો. તેની દિવ્ય કાન્તિ જોઈ પ્રહ્લાદે નમન કરીને તેને પૂછયું કે અહીં આમ નિશ્ચિંત થઈને ધૂળમાં સૂતેલા આપ કોણ છો? આપ નથી કંઈ ઉદ્યમ કરતા કે નથી કંઈ ખોરાક લેતા, છતાં સશક્ત શાથી દીસો છો?

દેખી વિચિત્ર લોક આ, કરો ન કાંઈ ક્ષોભ;
વર્તો રાગદ્વેષ વિણુ, સમાન ને નિઃક્ષોભ! અ. ૯. ૧૬

આપ જણાઓ છો તો જ્ઞાની છતાં જાણીને અજાણ્યા બની આવી વિચિત્ર વર્તણુક કેમ રાખો છો?

પ્રહ્લાદનાં આવાં વચન સાંભળી મંદહાસ્ય કરીને એ અવધૂતજી બોલ્યાઃ—હે નારદશિષ્ય! સાંભળઃ પૂર્વેનાં અનેક પુણ્યોથી મનુષ્યલોક પ્રાપ્ત થાય છે. ત્યાં જીવાત્મા તન તોડી સુખ માટે અનેક પ્રયત્ન કરે છે; છતાં તેને સાચું સુખ મળતું નથી, અને ઊલટું દુઃખ જ પ્રાપ્ત થાય છે. કારણકે લોકો બહારની વસ્તુઓમાં સુખ માટે વલખાં મારે છે જ્યારે શાશ્વત[1] સુખ તો અંતરાત્મામાં રહેલું છે, એવો નિશ્ચય થવાથી હું લોકપ્રવૃત્તિથી નિવૃત્ત થયો છું; અને આનંદ ને સુખના સાગરસમા મારા આત્મામાં જ નિષ્ઠા રાખી હું અખંડ અને સર્વોત્તમ સુખનો ઉપભોગ કરું છું. તેથી મને જરાપણ શોક, મોહ, દુઃખ, ચિંતા કે ભય નથી; અને દૈવવશાત્ જે કંઈ આવી મળે તેમાં સંતોષ માની આમ આત્માનંદમાં મસ્ત પડી રહું છું.

પ્યાસો પાણી છોડીને, દોડે મૃગજળ પાસ.
અથડાઈ અંતે મરે, તેમજ માયાદાસ. અ.ઙ. ૩૧
વણમાગ્યે આવી મળે દુઃખ જેમ, સુખ તેમ
દૈવે વણમાગ્યે મળે, યત્ન નિરર્થક એમ. ,, ૩૨

એવું જાણી કોઈની સ્પૃહા ન રાખતાં કોઈ દિવસ જંગલમાં, તો કોઈ દિવસ શહેરમાં, તો વળી કોઈ દિવસ જંગલવસ્તી બંનેને છોડી સ્મશાનમાં આનંદથી પડી રહું છું. કોઈ દિવસ સારાંસારા વસ્ત્રાભૂષણ સજી તો કોઈ દિવસ નગ્ન ચિંથરેહાલ, કોઈ દિવસ ગાડીમાં તો કોઈ દિવસ પગપાળો, કોઈ દિવસ પંડિત પેઠે શાસ્ત્રચર્ચા કરતો તો કોઈ દિવસ મૂરખ પેઠે આચરણ કરતો ફરી જગતનું નાટક જોયા કરું છું.

૧. અક્ષય, અવિનાશી.

નથી કોઈની નિંદા કરતો કે નથી કોઈની સ્તુતિ કરતો. રાગદ્વેષથી અળગો રહી બ્રાહ્મણ, ચાંડાળ, ગાય કૂતરાં બધાંને આત્મરૂપ માની સર્વનું શ્રેય ઈચ્છું છું. આમ કહી ભગવાન મૂગા રહ્યા.

એ દિવ્ય ઉપદેશ સાંભળી પ્રહ્‌લાદના ચિત્તનાં આવરણો ખસી ગયાં. તેના હૃદયમાં સત્ય જ્ઞાનનો પ્રકાશ થયો અને તેણે અત્રિપુત્ર અવધૂતને અંતરે ઓળખ્યા ને સાષ્ટાંગ પ્રણામ કરી પૂજનાદિ કર્યું. તેમની આજ્ઞા મળ્યા પછી ત્યાંથી વિદાય થયો.

રાજ્યમાં આવી સ્ત્રીપુત્રાદિથી અલિપ્ત રહી તે આત્મચિંતન કરતાં કરતાં લાંબું પ્રારબ્ધ ભોગવી અંતે મોક્ષ પામ્યો.

× × ×

એવી જ રીતે એક દિવસ છંદઃશાસ્ત્ર રચનાર પિંગલ નાગ માહુરગઢ આવી પહોંચ્યો. ભગવાન કાળા આમળાના ઝાડ નીચે એક અનાર્ય જેવો વેષ લઈને બેઠા બેઠા શાસ્ત્રીય રીતે મધુર કંઠે વેદપઠન કરી રહ્યા હતા. એ જોઈ નાગે પૂછ્યું:—આ નિંદિત આશ્રમ કયો છે? નથી બ્રહ્મચારીનાં ચિન્હ કે નથી ગૃહસ્થીનું નિશાન, નથી વાનપ્રસ્થનું રૂપ કે નથી સંન્યાસીનાં લક્ષણ! ને બેઠો છે તો માથે જટાનો ભારો બાંધી મોટો સિદ્ધનો બેટો થઈને!! બોલ, આવો વાહ્યાત્ય માર્ગ કોની પાસેથી શીખ્યો?

દત્તઃ—હે નાગ! જરા ધીરો તો થા. તેં ગણાવ્યા તેથી જુદો આ મારો પાંચમો આશ્રમ છે અને આત્મજ્ઞાનીઓ એ સારી પેઠે જાણે છે.

રાગદ્વેષાતીત જે, સદા વૈરાગ્યયુક્ત;
પંચમ આશ્રમ આ નકી તેનો, જાણે મુક્ત. અ.૯. ૮૮.

અવધૂતનો આ જવાબ સાંભળી નાગના ચિત્તમાં

પ્રેરણા થઈ કે આ તો સાક્ષાત્ ભગવાન દત્ત છે. તરત જ પ્રભુના ચરણમાં તે નમી પડયો અને પ્રાર્થના કરવા લાગ્યો કે હે પ્રભો ! મારો વાંક ક્ષમા કરો. મેં ભૂલથી આપની અવગણના કરી છે !

ભગવાને તેને આશ્વાસન આપી શાંત કર્યો અને આત્મવિદ્યાનો બોધ કરી તેનામાં જ્ઞાનદીપ પ્રગટાવ્યો. પિંગલ- કૃતાર્થ બની ઘેર ગયો.

× × × ×

એક સમયે એવી જ રીતે સાધ્ય દેવોએ ચિત્તની શાંતિ માટે પ્રશ્ન કરતા ભગવાન આ પ્રમાણે કહેવા લાગ્યાઃ– સાત્ત્વિક ગુણો વડે અંતઃકરણને શુદ્ધ કરવું અને મનને ખૂબ સંયમમાં લાવી પરમાત્મામાં સ્થિર કરવું. ટાઢતડકો, સુખદુઃખ, માન અપમાન, નિંદાસ્તુતિ વગેરે સહન કરવાં, કામ ક્રોધાદિક શત્રુઓને હણી સદા સંતોષમાં રહેવું. કોઈની લાગણી દુભાય એવું બોલવું નહિ. અન્યનાં વાગ્બાણ સહન કરવાં. સંતોનો સંગ કરવો; અન્ય સંગ કરવો નહિ. પરછિદ્ર જોવાં નહિ, ને તેનો ઉચ્ચાર તો પ્રાણાન્તે પણ કરવો નહિ. સત્ય, પ્રિય, પ્રમાણસર ને હિતકારક બોલવું. બીજાનુ ભૂંડું ન તાકવું. પ્રાણ જતાં પણ વચનભંગ ન કરવો. વિષયકથા ને વિષયીજનોનો સંગ કરવો નહિ. ભય, ચિંતા, શોક, મોહ રાખવાં નહિ. પ્રારબ્ધાનુસાર જે મળે તેમા સંતોષ માનવો. મન, વચન, કર્મથી શુદ્ધ રહેવું, ને સદા શ્રદ્ધાપૂર્વક ભગવાનનું ભજન કરી આત્મચિંતનમાં મગ્ન રહેવું. ટૂંકમાં બધું પ્રભુને સોંપી

બ્રહ્મ સત્ય, મિથ્યા બધું માની ક્ષણભંગુર,
ચિંતા બાંધી ચાકડે, રે'વું નિશ્ચિંત ઉર. અ૯. ૧૦૬

ભગવાનની આવી અમૃતવાણી સાંભળી સાધ્યદેવો પ્રસન્ન થયા, અને સાષ્ટાંગ પ્રણામ કરી પોતાને સ્થાને ગયા.

તે દિવસથી દત્ત ભગવાનની કીર્તિ દિવસે દિવસે વધારે ફેલાવા લાગી. પરિણામે ઋષિમુનિઓ અને અન્ય જનોનાં ટોળેટોળાં દર્શન ઉપદેશની આશાએ તેમની પાછળ પડવા લાગ્યા. મોટામોટા રાજામહારાજાઓ પણ તેમની પાછળ ભમતા રહેતા. આવાઓની શુષ્ક જીજ્ઞાસાવૃત્તિથી કંટાળી અને સંગ દુઃખનું મૂળ છે એમ જાણી તેમની પરીક્ષા માટે ભગવાન અનેક વિચિત્ર લીલા કરતા.

આમ જ એક દિવસ કેટલાક મુનિઓ તેમની પાછળ પડ્યા. ભગવાન એકાએક એક ઊંડા તળાવમાં ડૂબકી મારી સો વરસ સુધી સતાઈ રહ્યા. આથી કેટલાક મુનિઓ કંટાળીને જતા રહ્યા. બાકીનામાના કેટલાકને બહાર આવી નગ્ન સ્ત્રી સાથે ગેલ કરતા હોય એવો ભાસ કરાવી નસાડ્યા.

ઈશ્વર ફાવે તે કરે ધર્મવ્યતિક્રમ[1] જાણ,
તેજસ્વીને ના નડે, હોય અગ્નિવત્ માન અ ૯. ૧૨૦

એ વચન પ્રમાણે પ્રભુની માયાની નિર્દોષતા તેઓ ન સમજી શક્યા. પરિણામે તેમના દર્શન ઉપદેશનો અમૂલ્ય લાભ ગુમાવી બેઠા. અડગ શ્રદ્ધાથી જેઓ બેસી રહ્યા તેમને ભગવાને પોતાની બધી માયા સંકેલી મૂળ સ્વરૂપે દર્શન આપી યોગ્ય ઉપદેશ કર્યો, અને અદ્વૈતામૃત પીવાડી સંતુષ્ટ કર્યા. એવા એકનિષ્ઠ ભક્તોમાં સહસ્રાર્જુન મુખ્ય હતો.

---

૧. ઉલ્લંઘન; વિરુદ્ધ વર્તન.

## ૫. સહસ્રાર્જુન

યોગી પુત્ર થશે તને, સપ્તદ્વીપપતિ જેહ,
મત્મમ સ્મૃતિગામી બધે, અકુંઠિતગતિ એહ. અ.૧૦ ૫૮

સત્યયુગમાં કૃતવીર્ય નામે એક ચંદ્રવંશી રાજા હૈહયકુળમાં થઈ ગયો. તે મહા પરાક્રમી, ધાર્મિક અને વૈભવશાળી હતો, પરંતુ ચ્યવન ઋષિના શાપથી તેનાં સો પુત્રોનો નાશ થયો હતો. આમ પ્રજા વિનાનો થવાથી તે રાજા બહુ ચિંતામા રહેતો અને રાજકાજમા તેનુ ચિત્ત ચોંટતું ન હતું.

એક દિવસ એના પૂર્વ પુણ્યયોગે ગુરુ બૃહસ્પતિ ત્યા જઈ પહોંચ્યા. ખિન્નચિત્તે રાજાએ તેમને પ્રણામ કર્યા અને પ્રાર્થના કરતાં કહ્યુ :—હે સદ્ગુરો ! આપના ચરણકમળના દર્શનથી મારા સર્વ દુ:ખો દૂર થશે એવો મારો વિશ્વાસ છે. હુ પાપી અપુત્ર છું. મારા વંશનો વિસ્તાર થાય એવો કોઈ ઉપાય આપ કૃપા કરીને બતાવો.

બૃહસ્પતિ:—હે રાજા ! તું ચિંતા ન કર. હુ તને રવિસપ્તમી નામના મહાવ્રતનો વિધિ બતાવું તે પ્રમાણે તું તે વ્રતનું આચરણ કર એટલે તારી પુત્રકામના પૂરી થશે.

આ રીતે આશ્વાસન આપી બૃહસ્પતિએ કૃતવીર્યને રવિવાર ને સાતમ હોય તે દિવસે રવિસપ્તમીનુ વ્રત કરવાનો વિધિ વિસ્તારથી કહી બતાવ્યો અને ભગવાન સૂર્યનારાયણના પ્રસાદથી જરૂર તને પુત્રપ્રાપ્તિ થશે એવી આશિષ આપી પોતે વિદાય થયા.

ગુરુમુખે આ ઉપાય સાભળી રાજા ખૂબ પ્રસન્ન થયો, અને બૃહસ્પતિની આજ્ઞા પ્રમાણે બતાવેલા વિધિ મુજબ અડગ શ્રદ્ધાથી રવિસપ્તમીનું વ્રત કરવા લાગ્યો.

આ વ્રત કરવામાં દિવસો વ્યતીત થવા લાગ્યા. તે દરમ્યાન એક દિવસ યાજ્ઞવલ્ક્યની મહાજ્ઞાની સ્ત્રી સતી મૈત્રેયી રાજભવનમાં આવી પહોંચી. રાણીએ તેને પ્રણામ કરી સંતાન સંબંધી પોતાના દુઃખની સઘળી હકીકત કહી સંભળાવી. મૈત્રેયીએ આશ્વાસન આપીને કહ્યું:—હે રાણી! તું અનંતવ્રત કર એટલે તારૂં કાર્ય જરૂર સિદ્ધ થશે. વ્રતની શરૂઆત માગશર શુદ્ધ પૂનમથી કરવી અને દર પૂનમે અનંત ભગવાનનું પૂજન કરી સાંજે એક વખત દૂધભાત ખાઈને રહેવું. એક વરસ સુધી વ્રત કર્યા પછી શાસ્ત્રવિધિ મુજબ તેને ઉજવવું. આમ કરવાથી તારાં બધાં પાપ નાશ પામી તને ચક્રવર્તી પુત્રરત્નની પ્રાપ્તિ થશે.

વ્રતવિધિ સાંભળીને રાણી શીલધરા અતિ પ્રસન્ન થઈ, અને પ્રેમપૂર્વક તેને પ્રણામ કરવા લાગી. મૈત્રેયી આશીર્વાદ આપી પોતાને આશ્રમે ગઈ.

રાજાની સંમતિ લઈને રાણીએ અનંતવ્રત કરવા માંડયું અને ભગવાન દત્તની ઉપાસના શરૂ કરી. તેની અનન્ય ઉપાસનાથી પ્રસન્ન થઈને ભગવાન દત્ત તેને સ્વપ્નમાં કહેવા લાગ્યા કે હે રાણી! શ્રદ્ધાપૂર્વક વ્રત કર્યાના પ્રભાવથી તને આખી પૃથ્વીનો ધણી, અને કોઈથી ન જીતાય એવો યોગી પુત્ર થશે. સ્મરણ કરતાં જ હાજર થઈ લોકોની ઇચ્છાઓ પૂર્ણ કરે એવો પ્રભાવશાળી એ થશે. એમ કહી અવધૂત અદૃશ્ય થયા. રાણી આનંદાવેશમાં જાગી ઊઠી ને સ્વપ્નની બધી વાત રાજાને કહી, જે સાંભળતાં રાજાના આનંદનો પાર ન રહ્યો.

વખત જતાં રાણી ગર્ભવતી થઈ. તે પદ્માસન લગાવી કેંક વખત સુધી ધ્યાનમાં બેસી રહેતી અને વાતો કરતી

ત્યારે તત્ત્વજ્ઞાનની વાતો કરતી. આવી ચેષ્ટાથી રાજાને ખાત્રી થઈ ચૂકી કે તેને જરૂર યોગી પુત્ર થશે. યથાકાળે ખૂબ ધામધૂમથી રાણીને બધા સંસ્કાર કરવામાં આવ્યા. યોગ્યકાળે રાણીએ પુત્રને જન્મ આપ્યો. તે સમયે અંધારી રાત હોવા છતાં દિશાઓમાં ઉજાસ મારવા લાગ્યો, આકાશ સ્વચ્છ થયું, મંદમંદ પવન વાવા લાગ્યો, ગંધર્વો ગાવા મંડયા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, સમસ્ત વિશ્વમાં આનંદ આનંદ થઈ રહ્યો દેવોએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી અને દુંદુભી વાગવા લાગ્યાં. સંત સિદ્ધોએ 'દીર્ઘાયુ થા' નો આશીર્વાદ આપ્યો.

બ્રાહ્મણોને બોલાવી રાજાએ ગાય, વસ્ત્ર, ધન, જમીન અને આભૂષણોનું દાન કર્યું. જોષીઓએ ભવિષ્ય ભાખ્યુઃ— હે રાજા ! તારો આ પુત્ર તપોબળે કરીને ભગવાન દત્તનો કૃપાપાત્ર બનશે. વળી શત્રુઓને જીતી સપ્તદ્વીપ પૃથ્વીનો માલિક બની ચક્રવર્તી તરીકે ખૂબ પ્રસિદ્ધ થશે. તેના નામથી ખોવાએલી વસ્તુ જડશે. સ્મરણ કરતાં વેંત જ તે હાજર થશે. અનંતવ્રતના પ્રભાવથી હજારો વર્ષ સુધી રાજ્ય કરશે અને સૂર્યવ્રતે કરીને હંમેશાં નિરોગી અને તંદુરસ્ત રહેશે!

રાજાની પ્રસન્નતાનો પાર નહોતો. સોળમે દિવસે તેનુ અર્જુન નામ પાડયું. યોગ્ય ઉંમરનો થતાં ખૂબ ધામધૂમથી તેને જનોઈ દીધું, ને વિદ્યાભ્યાસ કરાવી ભણાવીગણાવી હોશિયાર કર્યો. થોડા સમય બાદ તેના પિતા દેવલોક પામ્યા એટલે પ્રધાન અને નગરલોકોએ રાજ્યની લગામ હાથમાં લેવા તેને વિનંતિ કરી.

અર્જુન—જે રાજા પ્રજા પાસેથી કર લઈ પ્રજાનું

ચોરાદિથી રક્ષણ ન કરે અને પ્રજાહિત ન સાચવે તે કર્તવ્ય-ભ્રષ્ટ થઈ નરકે જાય છે એવું શાસ્ત્રવચન છે. રાજ્ય કરતાં જાણે અજાણ્યે અનેક પ્રકારના અન્યાય ને અધર્મ થાય, ક્રોધ કે લોભને કારણે રાજનીતિનો ત્યાગ કરવામાં આવે, કદી ગુન્હેગારો છૂટી જાય અને નિર્દોષ માર્યા જાય, બીજાઓ પર વિશ્વાસ રાખતાં બધું બરાબર સંભાળી ન શકાય અને અન્યાય અધિકારીઓ કરે તોપણ તેમના પાપનો ચોથો ભાગ રાજાને ભોગવવો પડે. માટે હું રાજ્યાસને બેસવા ઇચ્છતો નથી.

અર્જુનનાં એવાં વચન સાંભળી રાજગુરુ ગર્ગાચાર્ય બોલ્યાઃ—હે રાજા ! તું કહે છે તે યથાર્થ છે. આ ભૂમિ ગાય જેવી છે અને પ્રજા વાછરડા સમાન છે. જો વાછરડારૂપી પ્રજાનું યોગ્ય રીતે પોષણ કરવામા ન આવે તો ધરતીમાંથી કંઈજ પેદા થાય નહિ. વળી પ્રજાને શિક્ષા કરવામા પણ સમતોલપણુ જાળવવું રહ્યું.

તીક્ષ્ણ દંડથી પીડીને, પ્રજા હાથથી જાય,
મૃદુ દંડે માથે ચઢે, યુક્ત દંડ સુહાય. અ ૧૦. ૮૮

માટે જો તને બીજાઓ પર વિશ્વાસ ન હોય અને અધિકારીઓ તને છેતરી જશે એમ લાગતુ હોય તો તું યોગાભ્યાસ કર. તેના પ્રભાવથી તું એકલો અનેકરૂપે કામ કરી શકીશ; અને બધાને પહોંચી વળીશ. બીજાની તારે જરૂર નહિ પડે. તું ભગવાન દત્તને શરણે જા, અને એ અત્રિનંદન અવધૂતનુ શ્રદ્ધાપૂર્વક પૂજન કરી તેમને પ્રસન્ન કર.

દુર્મતિને દૂર ન્હે, સન્ત ભક્ત સમીપ,
માન મૂકી તેહની, વેગે દોડ સમીપ અ.૧૦. ૯૯

તે સમદૃષ્ટિવાળા બ્રહ્મા, વિષ્ણુ અને શંકરરૂપ ભગવાન દત્તાત્રેય

તારૂં રક્ષણ કરશે. જંભાસુરથી ત્રાસીને દેવરાજ ઇંદ્ર પણ તેમને શરણે ગયો હતો. માટે હે અર્જુન ! વિલંબ ન કરતાં તું તેમને શરણે જા.

યોગૈશ્વર્ય દત્ત એ, કરશે કૃતાર્થ એમ,
નાના શક્તિ આપીને, ધૃતિ મતિ પણ તેમ.
• અને મુક્તિ આપશે, મા ટર તુ સદૈવ,
ટર સેના નિશ્ચય થળી, અર્પી મન ને દેવ. અ ૧૦.૧૦૫–૧૦૭

ગર્ગમુનિનાં એવાં વચન સાંભળી અર્જુન બોલ્યોઃ—હે મુનિ ! એ જંભ કોણ હતો? તેણે ઇંદ્રને શો ત્રાસ આપેલો અને ઇંદ્રે ભગવાન દત્તાત્રેયને કેવી રીતે પ્રસન્ન કરેલા? એ સઘળી હકીકત આપ કૃપા કરીને મને કહો એટલે હું પણ તે પ્રમાણે વર્તી ભગવાનને પ્રસન્ન કરૂં.

ગર્ગઃ—હે અર્જુન ! સાંભળ જંભ નામનો એક મહા-સમર્થ દૈત્ય હતો. સમસ્ત ભૂમંડળ જીતી તે સ્વર્ગમાં પહોંચ્યો અને દેવોને તેણે કહેવડાવ્યુ કે સ્વર્ગ મને સોંપી દો, નહિ તો મારે યુદ્ધ કરવું પડશે. દેવોએ આ વાતની ઇંદ્રને ખબર આપી કે તરત જ દેવસૈન્ય સહિત ઇંદ્ર લડવા માટે બહાર આવ્યો. દારૂણ યુદ્ધ થયુ. પોતાના પરાક્રમ વડે દેવોએ દૈત્યસૈન્ય પાછું તો હઠાવ્યુ, પણ જંભને આની જાણ થતા ખૂબ જોરથી તે દેવો પર તૂટી પડયો. તેણે દેવોને નસાડયા, કેટલાકના હાથપગ ભાંગ્યા, તો કેટલાકના માથા ઉડાવ્યા. લોહીની નીકો વહેવા લાગી ! આથી ઇંદ્રને ખૂબ ક્રોધ ચઢયો અને વજ્ર લઈ તેણે દાનવગેના પર ખૂબ જોરથી મારો ચલાવ્યો ને દૈત્યોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો જંભ પણ મૂર્છિત થઈ ભોંય પર પડયો. પણ થોડીજ વારમા બેવડા બળથી તે

ઊઠયો અને દેવોને સજ્જડ હાર આપી સ્વર્ગનુ રાજ્ય કબજે કર્યું.

દેવો સ્વર્ગમાથી નાઠા, ને દૈત્યની બીકથી મેરુ પર્વતની ગુફામા ભરાઈ બેઠા. આખરે હતાશ થઈ ને બધા ગુરુ બૃહસ્પતિની પાસે ગયા ને પોતાની દુ:ખદ કહાણી કહી સભળાવી સલાહ પૂછવા લાગ્યા. દેવગુરુએ ધીરજઆપીને કહ્યુ કે તમે નિરાશ ન થતા સૌ ભેગા મળીને અત્રિપુત્ર દત્તાત્રેયને શરણે જાઓ તે સહ્યાદ્રિ પર રહે છે. ત્યા જઈ સેવા કરીં તેમને પ્રસન્ન કરો તેમના વરદાનથી તમારૂ કાર્ય થશે ! બૃહસ્પતિની આજ્ઞા માથે ચઢાવી દેવો ઇંદ્ર સહ સહ્યાદ્રિ પર ગયા. ભગવાન ત્યા નગ્ન સ્વરૂપે બેઠા હતા દેવોને આવતા જોઈ તેમને ભ્રમમા નાખવા તેમણે વિચિત્ર લીલા કરવા માડી. પણ બૃહસ્પતિએ ભણાવેલા દેવો છેતરાય એવા નહતા તેઓ પ્રણામ કરીને અડગ શ્રદ્ધાથી પ્રાર્થના કરતા બેસી રહ્યા ભગવાને તેમના તરફ જોયુ સરખુ નહિ છતાય અડગ નિશ્ચયથી ટકી રહી તેઓ આશ્રમની હલકામા હલકી પણ સેવા કરવા લાગ્યા. તેમનો મક્કમ નિશ્ચય જોઈ છેવટે ભગવાને તેમના પર દયા લાવીને પૂછ્યુ.—હે દેવો ! સ્વર્ગના ધામ છોડી અહી કેમ આવવુ પડયુ ? દીલગીર કેમ દેખાવ છો ? તમારી જે ઇચ્છા હોય તે કહો

ભગવાનના આવા શાતિભર્યા વચન સાભળી નમન કરીને ઇંદ્રે જભના ત્રાસની હકીકત અથઇતિ કહી સભળાવી, અને વધારામા કહ્યુ—હે પ્રભો ! આપનાથી શુ અજાણ્યુ છે? જભે અમારૂ રાજ્ય પડાવી લીધુ છે, ને અમારા યજ્ઞભાગને તે ખાઈ જાય છે. તેથી અમે સ્થાનભ્રષ્ટ થઈ ને તેની બીકે બેબાકળા બની ભટકતા બની ગયા છીએ હે કૃપાનિધિ !

આપ અમારૂં રક્ષણ કરો. અમે આપને શરણે આવ્યા છીએ.

ઇંદ્રવચન સાંભળી ભગવાને આશ્વાસન આપીને કહ્યુઃ— હે દેવો ! તમે દૈત્યોની સાથે યુદ્ધ કરતા કરતા તેમને અહીં સુધી લઈ આવો એટલે હું તેમની શક્તિ હરી લઈ બધાને યમધામ પહોંચાડીશ.

આ સાંભળી દેવો પ્રસન્ન થયા ને ભગવાનને નમસ્કાર કરી સ્વર્ગમાં ગયા. તેમને જોતાં જ દૈત્યો ક્રોધથી દોડયા અને તુમુલ યુદ્ધ થયું. દૈત્યોનો અસહ્ય મારો સહન ન થવાથી દેવો નાઠા અને તેમની પાછળ પડેલા દૈત્યોને ધીમે ધીમે સહ્યાદ્રિ સુધી ખેંચી ગયા. બીકના માર્યા દેવો ભગવાનની પાછળ ભરાવા લાગ્યા. દૈત્યોને આવતા જોઈ ભગવાને માયા રચી. એક સુંદર સ્ત્રી ઉત્પન્ન કરી પોતાની પાસે તેને બેસાડી તેની સાથે ગેલ કરવા લાગ્યા. એ સ્ત્રીરત્ન જોઈ દૈત્યો તેના પર મોહિત થયા અને દેવોને ભૂલી, દીવા તરફ દોડતા પતંગીઆની માફક તેની તરફ દોડયા. તેમને દેવોની બીક તો હતીજ નહિ એટલે પેલી સુંદર સ્ત્રીને પાલખીમાં નાખી માથા પર મૂકી તેઓ ઘર તરફ ચાલવા લાગ્યા. એ જોઈ ભગવાન દત્ત હસવા માંડયુ અને કહ્યું કે ઊઠો! હવે જોઈ શું રહ્યા છો! તૂટી પડો દૈત્યો પર!!

સર્વ રોગોમાં કહ્યો, પરસ્ત્રી દોષ મહાન;
નિમેષમાત્રે દૈત્યનો થાશે કચ્ચરઘાણ. અ ૧૧. ૬૮

માટે ઊઠો. તમે માત્ર નિમિત્ત જ છો. પરસ્ત્રીના સ્પર્શરૂપી પાપથી તેઓ મરી ચૂકેલા જ છે; અને સ્ત્રીના મોહમા શુધબુધ ખોઈ બેઠા છે, માટે મારો. વિજય તમારો છે મારી આશિષથી તમને જરાપણ ઈજા થશે નહિ.

ભગવાનની આજ્ઞા થતાં દેવોએ દૈત્યો પર ક્રોધે ભરાઈ ખૂબ જોરથી મારો ચલાવ્યો. નિસ્તેજ થએલા દૈત્યોનો ક્ષણમાં ખોડો નીકળી ગયો. જંભ અને તેના હજારો દૈત્યો જોતજોતામાં હતા નહતા થઈ ગયા. દેવો વિજય મેળવી ભગવાન પાસે આવ્યા અને તેમને નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યાઃ— હે પ્રભો! આપે અમારા પર દયા કરી જંભના ત્રાસમાંથી અમને ઉગાર્યા છે. અમે આપને નમસ્કાર કરીએ છીએ.

ભગવાને તેમને માથે હાથ મૂકી આશીર્વાદ આપતાં કહ્યું કે મારા ભક્તોને શું કમી છે ? હવે સુખેથી સ્વર્ગનુ રાજ્ય ભોગવો !

આ રીતે ભગવાનની આશિષ મેળવી દેવો સ્વર્ગમાં ગયા. ઇંદ્ર અને દેવો ત્યારથી નિયમિત ભગવાન દત્તને શરણે રહી તેમની ભક્તિ કરે છે.

માટે હે અર્જુન! એવા પ્રભાવશાળી દત્ત ભગવાનને શરણે જઈ તું પણ સદ્ભાવથી તેમની સેવા કર એટલે તારી પણ ચિંતા જરૂર દૂર થશે. ગર્ગમુનિનાં એવાં વચન સાંભળી અર્જુન સહ્યાદ્રિ તરફ ચાલી નીકળ્યો.

## ૯. શરણગમન ને વરપ્રાપ્તિ

ભલે પડે આ દેહ પણ, રહે ભાવ કાયમ;
થાય અન્યથા ના કદિ, એ નિશ્ચય મક્કમ.
ત્વચ્ચરણે મન સર્વદા, રહે સુનિશ્ચલ એમ;
માગું ના બીજુ કશું ! ભાવે પ્રાર્થે તેમ. અ.૨૨ ૧૪૪–૧૪૫

મુનિચરણે વંદન કરીને ચાલી નીકળેલો સહસ્રાર્જુન ઠેઠ ત્યાં જઈ પહોંચ્યો ત્યારે જ થોભ્યો. સહ્યાદ્રિની શોભા જોતાં જ તેના ક્ષુબ્ધ ચિત્તે શાંતિ અનુભવી. ખળખળ વહેતાં

પાણીનાં ઝરણા, મંદમંદ વાતો શીતળ પવન, વૃક્ષવેલીઓની ઘાડી ઘટાઓ, મોરના નાચ, કોયલના ટહુકા, અને ભાત-ભાતનાં ફળફૂલની સમૃદ્ધિવાળો વનપ્રદેશ જોઈ અર્જુનને અતિશય આનંદ થયો. માર્ગે ચાલતાં ઓચિંતા તેણે ધૂળમાં પ્રભુચરણનાં ચિન્હ પડેલાં જોયાં. વજ્ર, અંકુશ આદિ શુભ ચિન્હોથી અંકિત એ પગલા જોઈ એનું હૈયુ આનંદથી ઉછળવાં લાગ્યુ, અને આંખમાથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. ઘડીભર તે દેહભાન ભૂલી ગયો થોડીવારે પાછો દેહભાન પર આવતા એ પદચિન્હને વારવાર વંદન કરી ભૂમિ પર આળોટવા લાગ્યો, અને ત્યાંની પુણ્ય રજ માથા પર મૂકી બોલવા લાગ્યો—ધન્ય છે આ ધરતીને કે જે દેવોને પણ દુર્લભ એવાં પ્રભુપદ આમ પ્રેમથી પોતાની છાતી પર ધારણ કરે છે ! ધન્ય છે આ વૃક્ષોને કે જે પ્રભુને ફળફૂલની ભેટ ધરી જીવન સફળ કરે છે ! અરે આ ભક્તરાજ પર્વતને પણ ધન્ય છે કે પોતાના શિર પર ભગવાન દત્તની ચરણરજ ધારણ કરે છે !

એમ ત્યાંની દરેક વસ્તુને ધન્યવાદ આપતો તે આગળ ચાલ્યો. એટલામા દૂરથી એક આશ્રમ જણાયો. આજુ-બાજુની બધી દિશાઓ વેદના ધ્વનિથી ગાજી રહી હતી, અને પશુપખીઓ ચોમેર નિર્ભય ફરતા હતા. પવિત્ર અને નિર્દોષ વાતાવરણ ઉપરથી અર્જુને તરતજ અનુમાન કર્યું કે ભગવાન દત્તાત્રેયનો આશ્રમ તે આજ હોવો જોઈએ. એ તો હરખભેર તે તરફ દોડયો.

આશ્રમ પાસે તે આવ્યો તો ત્યાં તેણે એક ભવ્ય મૂર્તિ બેઠેલી જોઈ. તેનુ સ્વરૂપ કરોડો કામદેવોને હઠાવે

તેવું હતું ! આખનું તેજ સૂર્યચદ્રને શરમાવે એવુ હતું !! માથે અગ્નિની જ્વાળા સગી પિંગટ જટા શોભતી હતી. શરીર ધૂળથી ખરડાએલુ હતુ. તે દિગબર મૂર્તિ હતી.

અર્જુનને જોઈ ભગવાને તેની કસોટી કરવા માટે જ કહ્યુ કે અહીં કેમ આવે છે? દૂર ચાલ્યો જા એમ ક્રોધપૂર્વક કહેવા છતા અર્જુન પ્રભુના પગ પાસે પહોચી ગયો. એટલે તો પ્રભુએ તેને ખૂબ જોરથી લાત મારીને ખરાબ વચનો કહેવા માડયા પરતુ ગર્ગમુનિનો પઢાવેલો અર્જુન આ બનાવટી લીલાથી છેતરાઈ ભય પામી શાનો પાછો હઠે? તે ત્યા જ રહીને

પતિક્રોધથી ના ખસે, સતી જેમ પળમાત્ર
ભાવે સેવા આચરે, તેમ ભૂપ સત્પાત્ર અ ૧૧ ૧૨૫

એમ તનમનથી સેવા કરતા ઘણા દિવસ વહી ગયા એક વખત તેનો ભાવ નાણી જોવા પ્રભુએ તેના બને હાથ દૃષ્ટિ માત્રથી ભોંય પર પાડી દીધા અને ઉપરથી સભળાવ્યુ — તું નાહક શરીર કા ગુમાવે છે? આ હાથ તો ગયા જ ! અને હવે રહ્યા છે પ્રાણ તે પણ જશે જ ! મારા સગથી તને કઈ લાભ થવાનો નથી હુ ભ્રષ્ટ છુ પૂરુ ન્હાતો ધોતો પણ નથી. પિશાચ જેવો ફાવે ત્યા પડી રહુ છુ મને બોલવાનુ પણ કયા ભાન છે? માટે અહીંથી ચાલ્યો જા, નહિ તો વગર મોતે મરીશ.

ભગવાનના આ વચન સાભળી અર્જુન ગદ્ગદ્ કઠે પ્રાર્થના કરવા લાગ્યો —હે પ્રભો ! સામાન્ય માણસની માફક બોલી મને શા માટે મોહ પમાડો છો? આપ સાક્ષાત્ પરમાત્મા છો આપની માયાનો પાર હુ પામર શુ પામી

શકું ? આપ સદા શુદ્ધ જ છો સર્વને શુદ્ધ કરનાર એવા આપને અશુદ્ધિ સ્પર્શી જ કયાથી શકે ? હે પ્રભો ! આપના ચરણોમાં મારી ભક્તિ દૃઢ રહે એ જ મારી પ્રાર્થના છે

અર્જુનની આવી અડગ ભક્તિભરી વાણી સાભળી ભગવાન પ્રસન્ન થયા તેમણે તેને વરદાન માગવા કહ્યુ અર્જુને હાથ જોડી કહ્યુ —આપ મારા પર પ્રસન્ન થયા હો તો મને અખૂટ સમૃદ્ધિ આપો વળી હુ એકલોજ ન્યાયનીતિથી સમગ્ર પ્રજાનુ રક્ષણ કરૂ, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થો ઉત્તમ રીતે સાધુ, મને પારકાના ચિત્તનુ જ્ઞાન થાય, ને મારી કીર્તિ સર્વ દિશાઓમા ફેલાય, મારૂ સ્મરણ કરતા ખોવાએલી વસ્તુ પાછી મળે, ભક્તને સ્મરણ કરતા જ દર્શન આપી હુ કૃતાર્થ કરૂ, પૃથ્વી, પાણી કે આકાશમા સ્વેચ્છાપૂર્વક ફરી શકુ, સ્વર્ગ, પાતાળ કે ફાવે ત્યા બેઅટક જઈ શકુ, આઠે સિદ્ધિઓ પ્રાપ્ત કરૂ, શત્રુઓનો સહાર કરી બધે વિજય મેળવુ મને ઇચ્છામાત્રે હજાર હાથ ઉત્પન્ન થાય, હુ ચક્રવર્તી થાઉ, અવળે રસ્તે ન ચઢી જાઉ, સદા સત્સગ કરૂ, દુષ્ટને ન્યાયપૂર્વક શિક્ષા કરૂ, અતિથિઓથી મારૂ ઘર સદા ભરેલુ રહે, ભડારો ભરપૂર રહે અને મરૂ તો આપના જેવા મારાથી વિશેષ પ્રસિદ્ધિવાળા હોય એવા પુરુષ સાથે લડતા મરૂ એવુ વરદાન આપવા કૃપા કરો

ભગવાને હસતે વદને કહ્યુ કે તારૂ માગેલુ બધુ તને મળશે એ પ્રમાણે ભગવાનના મુખમાથી વચન નીકળતા જ તેના ગરી ગએલા બને હાથ પાછા ફૂટયા ભગવાનની આ અકળ લીલા જોઈ અર્જુન નવાઈ પામ્યો તે ખૂબ પ્રેમથી પ્રભુના પગમા પડયો ભગવાને તેને માથે હાથ મૂકી

ઉઠાડયો, અને જવાની આજ્ઞા આપતા કહ્યુ —હે અર્જુન! જા, હવે ચિંતા ન કર! સુખેથી તારૂ રાજ્ય સભાળ!!

પ્રભુની આજ્ઞા માથે ચડાવી અર્જુન વંદન કરી ત્યાથી ચાલવા મંડયો. તે ખૂબ ગળગળો થઈ ગયો. તેની આખમાથી આસુ વહેવા લાગ્યા ફરીફરીને પાછુ જોઈ તે કહેતો જતો કે હે પ્રભો! આ નિરાધાર બાળકને ભૂલશો નહિ, અને આપના ચરણનુ હૃદયમા સદા સ્મરણ રહેજે

આમ ભગવાનથી વિખૂટા પડતા તેને અનહદ દુ:ખ થતુ હતું, છતા 'દત્ત દત્ત દત્ત દત્ત' એમ બોલતો બોલતો તે ચાલવા લાગ્યો અને થોડા સમયમા નર્મદાને કાઠે આવેલી પોતાની રાજ્યધાની માહિષ્મતીમા આવી પહોચ્યો.

ગજમત્રી અને પ્રજાજનોએ વાજતેગાજતે સામૈયુ કરી તેને મહેલમા આણ્યો ઋષિમુનિઓ વેદના મત્રો પઢવા લાગ્યા જ્યોતિષીઓએ યોગ્ય મુહૂર્ત જોયુ અને બધાએ મળી ખૂબ ધામધૂમથી તેનો યથાવિધિ રાજ્યાભિષેક કર્યો તે દિવસે આખા રાજ્યમા ઘેરેઘેર ઉત્સવ થઈ રહ્યો હતો આસોપાલવ અને મોતીના તોરણો તથા ધ્વજપતાકાઓથી આખી રાજધાની શણગારવામા આવી હતી રાતના માહિષ્મતી નગરી અને રાજમહેલો રોશનીથી ઝળકી રહ્યા હતા ગરીબો અને બ્રાહ્મણોને અન્નવસ્ત્ર, ગાય, ક્ષેત્ર વગેરેનુ ખૂબ દાન અપાયુ વસુ, રુદ્ર, આદિત્ય, મરુદ્ગણો, સિદ્ધો, ગધર્વો અને કિન્નરો પણ તે મહાપ્રતાપી રાજાના અભિષેક વખતે પધાર્યા હતા. તેની રાજસભા ઇદ્રના દરબાર જેવી શોભી રહી હતી

તેજ દિવસે તેણે રાજ્યમા સાદ પડાવ્યો કે મારા

વિના કોઈએ હથિયાર ધારણ કરવું નહિ! કોઈએ હિંસા કે ચોરી કરવી નહિ! જે આ હુકમનું ઉલ્લંઘન કરશે તેને ઠેર મારવામાં આવશે!!

યોગની સિદ્ધિના બળે તે એકલો જ અનેકરૂપે સિપાઈથી તે સેનાપતિ સુધીના બધાય અધિકારીઓનું કામ કરવા લાગ્યો. પ્રજાનું પુત્રની માફક તે પાલન કરતો ને સંકટસમયે જાતે હાજર રહી લોકનાં દુ:ખ દૂર કરતો. આમ સઘળો કારભાર એકલે હાથે કરવા છતાં કોઈપણ કામમાં ખામી આવતી નહિ. બધા કામો અદ્ભુત સફળતાથી ચાલતાં હતાં. રોગ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુષ્કાળ, ચોરી, હિંસા કે દુશ્મનોનો ભય શો તેની પ્રજાને ખબર જ ન હતી! યોગ્ય સમયે જોઈતો વરસાદ વરસતો ને ધનધાન્યની રેલંછેલ રહેતી. આથી પ્રજા દિવસે દિવસે વધારે આબાદ બની અને રાજાને ધન્યવાદ આપવા લાગી. આમ તેની કીર્તિ દેશેદેશ પ્રસરી.

યજ્ઞયાગાદિ ધર્મકાર્ય પણ તે ખૂબ કરતો. દત્ત ભગવાને તેને જે દિવસે વરદાન આપેલું તે દિવસ મહા વદ આઠમનો હતો. તે દિવસે દરસાલ તે અનઘાષ્ટમીનું વ્રત કરતો. આખો દિવસ ઉપવાસ કરી ચોવીસે કલાક ભજન-કીર્તનમાં ગાળતો અને બીજે દિવસે બ્રાહ્મણભોજન કરાવી પારણાં કરતો. આ વ્રત કરનારને ભગવાન દત્ત દર્શન આપી તેના ધારેલાં કામ પાર પાડે છે એમા સંશયને સ્થાન નથી. એવું એ વ્રત અર્જુન ખૂબ ભાવથી કરતો. વળી દરરોજ તે ભગવાન દત્તને દર્શને જતો. નવીન વસ્તુ મળે કે પહેલી તેમને ચરણે ધરતો. કોઈ કોઈ વખત રાત પણ ત્યા રહેતો અને પ્રભુની અનન્ય ભાવથી સેવા કરતો.

એ પરાક્રમી રાજા એક વખત પોતાની રાણીઓ સાથે નર્મદા નદીમાં રમત કરતો હતો, તેવામાં નારદની ઉશ્કેરણીથી રાવણ તેની સાથે લડવા માટે આવ્યો. તેને જોતાં વારમાં જ અર્જુને પોતાની સ્ત્રીઓને આંખના ઇસારાથી એને બાંધવાની આજ્ઞા કરી. યોગેશ્વર અર્જુનની આજ્ઞાથી તેની રાણીઓએ અહંકારી રાવણને પકડીને બાંધ્યો. અર્જુનનાં છોકરાં રાવણને રમકડું માનીને રમાડતાં, મૂછો ખેંચતાં, ચૂંટી ખણતાં, ધોલ મારતાં અને એવી એવી ગમત કરતાં; પણ રાવણ ચૂં કે ચાં કરી શકતો નહિ. કુબેરને આ વાતની ખબર પડતાં જ તે અર્જુન પાસે આવ્યો અને પ્રાર્થના કરીને રાવણને છોડાવ્યો. અર્જુનના અગાધ બળનુ આથી વિશેષ પ્રમાણ શું હોઈ શકે?

ભગવાન દત્તની કૃપાથી રાજા અને પ્રજા સુખ-શાંતિથી દિવસો ગાળવા લાગ્યા. ભૂમંડળ જીતી પોતે ચક્રવર્તી બન્યો અને નવખંડ પૃથ્વી પર રાજ્ય કરવા લાગ્યો. દશે દિશાઓમા તેની આણ પ્રવર્તી અને બીજા તમામ રાજાઓ તેને પૂજવા લાગ્યા.

## ૭. પુનઃ ભગવાનને શરણે

જઉં શરણ એને ફરી, ભાવે પ્રભુ ચરણ,
કોણ તારક એહ વિણ, ટાળે જન્મમરણ? અ.૧૨. ૭૭

રાજવૈભવ ભોગવતાં ચોરાશી હજાર વરસ વીતી ગયા, અને પાછો પૂર્વના પુણ્યબળે અર્જુનના ચિત્તમાં વૈરાગ્યનો ઉદય થયો. રાજ્યનો વૈભવ, સત્તા, કારભાર બધું તેને નીરસ લાગવા માંડયું. બધા ઉપરથી મોહ ઊડી ગયો. તેને વિચાર આવ્યો કે સાક્ષાત્ ભગવાને મને દર્શન આપ્યાં

પણ જેમ કોઈ અભાગી ભિક્ષુક રાજાની પાસે કોદરાની ભીખ માગે તેમ મેં મૂરખે નાશવંત વસ્તુઓ માગી અને અવિનાશી સુખના ભંડારવાળું પરમાત્માના સ્વરૂપનું ખરું જ્ઞાન ન માગ્યું. સંસારના તમામ સંબંધો સ્વાર્થના છે અને મરણ સમયે એક પ્રભુ વિના બીજું કોઈ બેલી નથી એવું મને ભાન ન રહ્યું. માટે હવે ફરીથી ભગવાન દત્તને શરણે જાઉં અને તેમના સ્વરૂપનું જ્ઞાન મેળવી જિંદગી સફળ કરું.

એ પ્રમાણે નિશ્ચય કરીને અર્જુન સહ્યાદ્રિ પર ગયો. ભગવાન પહેલેથી જ ધ્યાનમાં બેઠા હોય તેમ આંખો મીંચીને બેઠા. કેમકે

વણ પરીક્ષ્યે જ્ઞાનનું, કરતાં દાન અજાણ,
ફળે ન કોઈ શિષ્યને; થાય અનર્થ મહાન્ અ.૧૨. ૮૦

અર્જુને ખૂબ કાલાવાલા કર્યા, પ્રાર્થનાઓ કરી, પણ ભગવાને આંખ ખોલી જ નહિ. એટલે અર્જુને ખાવુંપીવું છોડી દઈને અનન્ય ભાવે ભજન કરવા માડયુ. વૈરાગ્યના સાચા આવેશથી તેનું હૃદય પીગળ્યું હતું; તે ગદ્ગદ્ કંઠે પ્રભુને વિનવવા લાગ્યોઃ—હે પ્રભો ! મારા ગુન્હા માફ કર. તારી પાસે નાશવંત વસ્તુઓ માગી મેં મારી જિંદગી એળે ગુમાવી છે. તારાં દર્શન વિના અત્યારે મને ખૂબ દુઃખ થાય છે. હે વિશ્વંભર ! તું સર્વવ્યાપક અને અંતર્યામી છે. શું તું મારું દુઃખ નથી જાણતો ? આ દીન અપરાધી પર દયા લાવીને જરા તો આંખ ઊઘાડ. હે કૃપાનિધાન ! ઘર, સગાંસંબંધી, રાજવૈભવ, બધું છોડીને હું તારે શરણે આવ્યો છું. સંસારના અસહ્ય તાપોના સ્મરણથી હું બળી રહ્યો છું. તારા ચરણમાં સ્થાન આપી મારું ચિત્ત શાંત કર. હે દીનવત્સલ ! તું

તરછોડીશ તો હું ક્યા જઈને ઠરીશ ?

એમ પ્રાર્થના કરતાં કરતા તે બેભાન થઈ ગયો. કેટલેક સમયે મૂર્છા વળી અને જાગ્યો ત્યારે તો સવાર થઈ ગયુ હતું. પ્રેમથી ફરી તે પ્રાર્થના કરવા લાગ્યો. તે સમયે સિદ્ધો, દેવો, કિન્નરો, અપ્સરાઓ વગેરે પ્રભુને દર્શને આવી વદન પરિક્રમા કરી ચાલ્યાં ગયા. સહ્યાદ્રિ ઉપર રહેતા બ્રાહ્મણો અને ઋષિમુનિઓ પણ ભગવાનના દર્શન કરી પ્રદક્ષિણા નમસ્કાર કરી ચાલ્યા ગયા. એટલામા શાંતતપા નામનો એક તેજસ્વી મુનિ હાથમા માટી અને પાણીનો લોટો લઈને આવ્યો. ભગવાન મૌન રાખી તે માટી અને લોટો લઈને નૈઋત્ય દિશામા શૌચ માટે ગયા થોડીવારમા પ્રભુ પાછા ફર્યો ત્યા તો બીજો મુનિ માટી અને જળ લઈ ઊભો જ હતો તેણે ભગવાનના હાથપગ ધોવડાવ્યા. પછી તૈયાર રાખેલા દાતણથી મો સાફ કર્યું અને સરોવરમા સ્નાન કર્યું દેવતર્પણ કરી ઉપર આવે છે ત્યા એક જણ ભસ્મ અને વલ્કલ લઈને ઊભો જ હતો તેની પાસેથી ભસ્મ લઈ પ્રભુએ ભસ્મ કરી અને વલ્કલ ઓઢયુ પછી નિત્યનુ સધ્યાદિક કર્મ કરી ફરીથી ધ્યાનમા બેસી ગયા

ભગવાનને એ રીતે ફરી ધ્યાનમા બેઠેલા જોઈ અર્જુનની આખમાથી ચોધાર આસુ વહેવા લાગ્યા એ જોઈ શાતતપાને દયા આવી તેણે ભગવાનને વિનતિ કરી કે હે પ્રભો ! આ બિચારો ક્યારનોય ઊભો છે, અને ખાનપાન મૂકી દઈ આપનું સતત સ્મરણ કરે છે. તેને શા માટે નિરાશ કરો છો ? તેના ઉપર થોડી તો દયા કરો !

ભગવાને હસતા હસતા કહ્યુ કે એ સો સારો ભક્ત

છે. એને શાની ખોટ છે? સઘળી સિદ્ધિઓ તો મે એને આપી છે વધુ સમૃદ્ધિની ઇચ્છા હોય તો તે આપુ!

ભગવાનના વચન સાભળી અર્જુન નમસ્કાર કરીને બોલ્યો —હે ભગવન્! આપ ઘટઘટનુ જાણો છો હજુ ક્યાસુધી મારી પરીક્ષા કરશો? સમૃદ્ધિ આપી આપે ખરેખર મને શિક્ષા કરી છે!

ક્ષણભગુર લક્ષ્મી બધી, સિદ્ધિ ચચળ તેમ,
ના ઇચ્છે મન સર્વથા, થયુ વિરક્ત એમ અ.૧૧. ૧૩૪

માટે ધનની વાત છોડી મને દાઝ્યા પર ડામ ન દો! ક્ષણિક સમૃદ્ધિ અને વિષયસુખથી કટાળી હુ અક્ષય એવા મોક્ષસુખની ભીખ માગવા આવ્યો છુ. માટે જ્ઞાનદીક્ષા આપી બાળકની ઇચ્છા પૂર્ણ કરો શાસ્ત્રો વાચીને હુ થાક્યો, પણ તેમાથી મને શાતિ મળી નહિ અનેક પરસ્પર વિરોધી, અનેક જાતના, મતમતાતરોથી ભરેલા શાસ્ત્રોના વમળમા મારી બુદ્ધિ ગૂચવાઈ જાય છે કોઈ કઈ કહે છે ને કોઈ કઈ કહે છે એથી તો મન વધારે ચગડોળે ચઢે છે, અને ઇન્દ્રિયો હાથમા રહેતી નથી માટે કૃપા કરી મને સત્ય માર્ગ બતાવો

ભગવાન હસીને બોલ્યા —ધન્ય છે અર્જુન! પ્રારબ્ધના બળથી તુ રાજકાજમા પડયો હતો, પરતુ મારી સેવાના પુણ્યથી તારા ચિત્તમાં વૈરાગ્યનો ઉદય થયો છે અને તને આ મોક્ષમાર્ગે વળવાનુ સૂઝ્યુ છે માટે મોક્ષનુ દુર્લભ સુખ આ જ દેહે તુ ચાખીશ! ચિતા ન કર

શાસ્ત્રો બધા અનેક રીતે એક જ તત્ત્વનો બોધ કરે છે તે જૂઠા નથી બરાબર વિચાર કરવાથી દરેકનો સાર એક જ છે એમ જણાય છે તે વિષે એક પુરાતન કથા છે તે

તું સાભળ —

એક દિવસ દેવગુરુ બૃહસ્પતિ પોતાના શિષ્યોને અભ્યાસ કરાવતા બેઠા હતા, તેવામા ઇંદ્ર ત્યા જઈ પહોચ્યો અને ગુરુને નમસ્કાર કરી પાસેના આસન પર બેઠો બધા વિદ્યાર્થીઓને જુદા જુદા શાસ્ત્રોનો અભ્યાસ કરતા જોઈને ઇંદ્રે બૃહસ્પતિને પ્રશ્ન કર્યો —હે ગુરુદેવ! આપ આ શિષ્યોને કામશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સગીતશાસ્ત્ર, મત્રશાસ્ત્ર, આયુર્વેદ વગેરે શાસ્ત્રો શામાટે શીખવો છો? જન્મોજન્મથીજ જેઓ સસારના મોહમા પડેલા છે તેમને આ સસારમા જોડનારા શાસ્ત્રોથી શો લાભ થશે? તેમને સીધો જ્ઞાનમાર્ગનો ઉપદેશ કેમ નથી કરતા?

ઇંદ્રના વચન સાભળી બૃહસ્પતિ કહેવા લાગ્યા કે હે દેવેન્દ્ર! શાસ્ત્રો બધનકારક નથી અને બધાનુ તાત્પર્ય 'મનુષ્યને બધનમાથી છોડવવાનુ' એ એક જ છે. દરેક શાસ્ત્રથી ક્રમેક્રમે ચિત્તશુદ્ધિ થઈ મનુષ્ય છેવટે મોક્ષને માર્ગે વળે છે તે સબધમા સાત દષ્ટાતો છે એ સાભળવાથી તારી શકાનુ નિવારણ થશે

કાપિલ્યપુરમા વિચિત્ર નામે એક હોશિયાર શિલ્પશાસ્ત્રી રહેતો હતો તે બાધકામમા એટલો કુશળ હતો કે તેના બાધેલા મકાનમા કદી જીવજતુ, રોગ વગેરે કઈ થતું નહિ, અને ઉત્સવ, કીર્તનાદિ ધર્મકાર્ય હમેશા થયા કરતા આને લીધે રહેનારની સદા આબાદી થતી આથી તેને પુષ્કળ કામ મળ્યા કરતુ પરિણામે તેની પાસે અઢળક દ્રવ્ય ભેગુ થયુ પોતે સત્ય અને સ્વધર્મથી જીવન ગાળતો અને હજારો નોકરચાકરોનુ તેનાથી પોષણ થતુ તેથી તેની કીર્તિ દેશ

વિદેશ ચોમેર ફેલાઈ.

મરણ પછી દિવ્યદેહ પામી તે સ્વર્ગમાં ગયો. ત્યા પુણ્ય ભોગવીને પાછો પૃથ્વી પર રાજાને ત્યાં જન્મ્યો. ગાદી પર આવ્યા પછી યજ્ઞયાગ, દેવાલયો, અન્નછત્રો, વાવકૂવા, વિદ્યાગૃહો વગેરે ઘણા પુણ્યકાર્યો તેને હાથે થયાં મરણ પછી ઘણો કાળ સ્વર્ગસુખ ભોગવી પાછો પવિત્ર બ્રાહ્મણકુળમા જન્મ્યો. ત્યાં તેનુ નામ તેના પિતાએ દેવશર્મા પાડ્યુ. પૂર્વના સસ્કારે તે જન્મથી જ શાત અને સર્વનુ ચિત્ત હરનારો હતો. યોગ્યકાળે જનોઈ આપીને તેને ગુરુઘેર મોકલ્યો ત્યા વેદશાસ્ત્રાદિ સર્વ વિદ્યા ભણીગણીને ઘેર આવ્યો એટલે યોગ્ય કન્યા સાથે તેનુ લગ્ન કરવામા આવ્યું. તેણે ગૃહસ્થજીવન શરૂ કર્યું પઠનપાઠન, [1]યજન યાજન, સાત્ત્વિક પ્રતિગ્રહ, અને દાન એ આદર્શ બ્રાહ્મણના છ કર્મ કરીને તે જીવન ગુજારતો, અને સત્ય, દયા, તપ, શૌચ[2], ક્ષમા, સરળતા, શમ[3], દમ[4] અને શ્રદ્ધાથી ભજન પૂજન કરતો આવા નિષ્કામ કર્મથી તેનુ ચિત્ત શુદ્ધ થવા લાગ્યુ, અને વૈરાગ્ય આવવાથી ગૃહસ્થાશ્રમ પૂરો કરી તેણે વાનપ્રસ્થાશ્રમ લીધો; એટલે વનમા રહી યોગ્ય ગુરુની સેવા કરી તે શાસ્ત્રોનુ શ્રવણ મનન કરવા લાગ્યો. અને કાળે કરીને વૈરાગ્ય પરિપકવ થતા તેણે સર્વસગ પરિત્યાગ કરી સન્યાસી બનીને યોગાભ્યાસથી ચિત્ત સ્થિર કર્યું થોડા વખતમા જ ગુરુએ ઉપદેશેલા જ્ઞાનનો દૃઢ અનુભવ કરી પોતે જીવન્મુક્ત બન્યો, અને બાકી રહેલુ પ્રારબ્ધ ભોગવી

૧ યજ્ઞ કરવા અને કરાવવા. ૨ અતર્બાહ્ય શુદ્ધિ. ૩. મનોનિગ્રહ ૪. ઇંદ્રિયનિગ્રહ.

મરણાન્તે વિદેહમુક્તિ પામ્યો.

એ પ્રમાણે બધાં શાસ્ત્રો પ્રભુનાં વાકયો છે એમ માનીને વર્તવાથી દરેક શાસ્ત્ર ધીમેધીમે પરમ પદે પહોચાડે છે, જેમ આ કડીઓ યથાશાસ્ત્ર પોતાનું કર્મ કરવાથી આખરે મુક્ત થયો. હે ઇંદ્ર! હવે બીજું દૃષ્ટાંત કહું છું તે સાભળ—

માહિષ્મતી નગરીમા એક સંગીતવિદ્યામા પ્રવીણ અને કામશાસ્ત્રને જાણનાર બ્રાહ્મણ રહેતો હતો. તે કવિ હતો અને [1]સામુદ્રિકશાસ્ત્રમા પણ એક્કો હતો. શાસ્ત્રમા કહેલા લક્ષણવાળી પદ્મિની સ્ત્રી મળે તોજ લગ્ન કરવું એવો તેણે નિશ્ચય કર્યો હતો.

એકદા તે કોઈ રાજાને ત્યા જઈ ચઢયો વાતનો પ્રસ ગ નીકળતા રાજાએ પોતાની રૂપવતી પુત્રી તેને દેખાડી. પદ્મિનીના બધા લક્ષણો તેનામા જોઈ બ્રાહ્મણ તેના પર મોહિત થયો. કન્યા પણ એ યુવાન અને ગુણી બ્રાહ્મણને જોઈ મુગ્ધ બની રાજાને સ તતિમા આ એક જ કન્યા હોવાથી બ નેનો પ્રેમ જોઈ ખૂબ ધામધૂમથી તેણે તેમના લગ્ન કર્યાં, અને બ્રાહ્મણને અર્ધું રાજ્ય આપી ઘરજમાઈ તરીકે રાખી લીધો.

બ્રાહ્મણ રાજાને ત્યા જ એક જુદા મહેલમા રહેવા લાગ્યો. કામશાસ્ત્રના નિયમ મુજબ તે ગૃહસ્થાશ્રમ ચલાવતો. તેની સ્ત્રી પણ પતિવ્રતા હતી એટલે ગૃહસ્થાશ્રમમા પણ બ ને જણા પરમાન દ ભોગવવા લાગ્યા.

મૃત્યુ પામતા બ ને ગ ધર્વલોકમા ગયા, અને ત્યા પણ પતિપત્ની થયા. સ ગીતશાસ્ત્રમા ખૂબ પ્રવીણ હોવાથી બધા ગ ધર્વોમા તેમનુ માન વધ્યુ.

---

૧. હસ્તરેખાશાસ્ત્ર

એક દિવસ તેઓ હિમાલય પર વાદ્યો સાથે મીઠા સ્વરે ગાતાં હતાં. તેમનું મધુર સંગીત સાભળીને શંકર પ્રસન્ન થયા, અને વરદાન આપતાં બોલ્યા કે તમે સ્વર્ગમા જઈને રહો. ત્યા ઇંદ્રને ખુશ કરી સ્વર્ગનો આનંદ ભોગવો. એટલે તેઓ સ્વર્ગમાં જઈને રહ્યાં.

બ્રહ્મલોકમાં એક દિવસ ઉત્સવ હતો. ત્યાં ઘણા ગંધર્વો ભેગા થયા હતા. દેવોની સાથે આ બે જણ પણ હતા. બધા ગાનતાનમા આ બે જણનો સૂર સૌથી વધારે આકર્ષક હોવાથી બ્રહ્મદેવનું ધ્યાન એ તરફ ખેંચાયું. તેમણે બધા ગવૈયાઓને ગાતા બંધ કરી એ બેને ગાવાની આજ્ઞા કરી. તેમના ગાયનથી બ્રહ્મદેવ એટલા ખુશ થયા કે વરદાન આપી તેમને સદાને માટે પોતાની પાસે રાખી લીધા, અને ધીમેધીમે તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. પરિણામે કાળે કરી બંને મુક્ત થયા. એ પ્રમાણે કામશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રના સાધનથી પણ તે વિપ્ર ક્રમેક્રમે બ્રહ્મલોકમાં જઈ મુક્તિ પામ્યો

હે ઇંદ્ર ! હવે ત્રીજુ દૃષ્ટાંત સાભળ —ગોદાવરીને કાઠે વેદશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. તે સદાચરણી અને ધાર્મિક હતો, અને ભગવાન દત્તનો અનન્ય ઉપાસક હતો. તેને એક પુત્ર હતો. તે દૈવયોગથી સાત પિશાચોથી પીડાતો હતો. ઘણાઘણા ઉપાયો કરવા છતાં તેનું તે દુઃખ દૂર થયું નહિ વેદશર્મા પોતાના દુર્દૈવ માટે ખૂબ શોક કરતો, અને એ દુઃખ દૂર કરવા ભગવાનને પ્રાર્થના કરતો. તેનો ઉત્કટ ભાવ જોઈ ભગવાન દત્ત એક દિવસ બપોરે ભિક્ષુકના વેષમા તેને ત્યા જઈ ચઢયા. તેમનું શરીર બહારથી ખૂબ ગંદું હતું.

માખો બમણે દેહ પર, દુર્ગંધાંગી એમ;
દોડે પાછળ કૂતરાં, બાહુક જેવો તેમ. અ.૧૧. ૧૧૯

છતાં આંખોમાં અજબ તેજ અને કપાળની ભવ્યતા ને મનોહરતા જોઈ વેદશર્માએ જાણ્યું કે નક્કી આ ભિક્ષુકના વેષમાં દેવ જ પધાર્યા છે.

ભિક્ષા મળતાં જ ભગવાન તો ત્યાંથી ચાલવા લાગ્યા. વેદશર્મા પણ એ કોણ છે તેનો નિશ્ચય કરવા તેમની પાછળ પાછળ ગયો. ભગવાને તેને પાછો કાઢવા પથરા ફેંકવા માંડ્યા અને ગાળો પણ દેવા માંડી. પણ તે તો ડગ્યો જ નહિ ને ! છેવટે બંને ઠેઠ જંગલમાં ગયા. ભગવાને તેની અડગ નિષ્ઠા જોઈ તેના પર દયા કરી પોતાનું ખરું સ્વરૂપ તેને બતાવ્યું. છ હાથ અને ત્રણ મુખવાળું એ દિવ્ય સ્વરૂપ જોઈ વેદશર્મા પ્રસન્ન થયો અને ગળગળો થઈ પોતાનું દુઃખ રડવા લાગ્યોઃ—હે પ્રભો ! મારા પુત્રને ભૂતો પીડી રહ્યાં છે. તેનું દુઃખ મારાથી સ્હેવાતું નથી, માટે કૃપા કરીને મને બચાવો.

ભગવાને તેના પર દયા કરી અને જપવિધાન બતાવી સાત મંત્રો આપ્યા અને કહ્યું કે રોજ એક એક મંત્રનો પ્રયોગ કરજે; એટલે સાત દિવસે સાત ભૂત દૂર થશે. એમ કહી ભગવાન અદૃશ્ય થયા.

વેદશર્મા હરખાતો હરખાતો ઘેર ગયો અને ભગવાને કહ્યા પ્રમાણે મંત્રોનો પ્રયોગ કરવા માંડ્યો. સાત દિવસ જતાં તેનો પુત્ર ભૂતબાધાથી તદ્દન મુક્ત થયો. મંત્રના બળથી બ્રાહ્મણની ચિત્તશુદ્ધિ થઈ અને તે મોક્ષપદને પામ્યો.

એ પ્રમાણે મંત્રશાસ્ત્ર દ્વારા તે બ્રાહ્મણ તરી ગયો.

## ૮. વિષ્ણુદત્તનું ઉપાખ્યાન

ધન્ય વિપ્ર ઉદાત્ત એ, જેનું વિશુદ્ધ ચિત્ત;
આરાધી શ્રીદત્તને, કર્યું સર્વનું હિત. અ.૧૪. ૧૦૧

સહ્યાદ્રિ પાસે માતાપુર ગામમાં વિષ્ણુદત્ત નામે એક ધાર્મિક અને સદાચારી બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી પણ પતિવ્રતા હતી. તે બંને ભગવાન દત્તની અનન્ય ભાવથી ભકિત કરતાં હતાં. વિષ્ણુદત્ત શાસ્ત્રમાં કહેલાં સર્વ કર્મો વિધિ પ્રમાણે કરતો અને મહાન કર્મકાંડી તરીકે પ્રસિદ્ધ હતો.

તેના ઘર આગળ એક પીપળો હતો. તેના ઉપર એક બ્રહ્મરાક્ષસ રહેતો હતો. વૈશ્વદેવ કર્યા પછી ભૂતબલિનો ભાત વિષ્ણુદત્ત તે પીપળા નીચે મૂકતો. પેલો બ્રહ્મરાક્ષસ તે ખાઈ જતો. તે બીજાઓને દુઃખ દેતો, પણ વિષ્ણુદત્તના ઘરના કોઈપણ માણસને પીડા કરતો નહિ. ઘણા દિવસ બ્રાહ્મણનું સાત્ત્વિક અન્ન ખાવાથી તેની મતિ પલટાઈ. તે પ્રસન્ન થયો અને એક દિવસ વિષ્ણુદત્ત આગળ પ્રગટ થઈ તેને વરદાન માગવા કહ્યું. બ્રહ્મરાક્ષસનું પ્રચંડ શરીર અને ભયંકર મોઢું જોઈ વિષ્ણુદત્ત ગભરાયો. પણ રાક્ષસે તેને શાંતિ આપતાં કહ્યું:—હે વિષ્ણુદત્ત ! તું બ્હીશ નહિ. હું તારૂં બલિદાન ખાઈને પ્રસન્ન થયો છું, અને તને વરદાન દેવા આવ્યો છું. માટે ઇચ્છા હોય તે માગી લે !

વિષ્ણુદત્તે ગભરાતાં ગભરાતાં વિચાર કર્યો કે હું પૈસો, ઘર કે જમીનજાગીર માગીશ તો તે કેટલો વખત ટકે તેનો ભરોસો નથી. સ્વર્ગ સુદ્ધાં નાશવંત છે. તો પછી માગવું શું ? તેનાથી કંઈ નિશ્ચય થઈ શકયો નહિ. તેથી તરતજ પોતાની

સ્રી કને જઈને તેની સલાહ પૂછી તેણે બરાબર વિચાર કરીને કહ્યું '—સ્વામિન્ ! ભગવાન દત્તનું દર્શન થાય એવું વરદાન માગો એટલે સૌ માગ વાના થશે. ભગવાન પ્રસન્ન થતા આપણને બીજા કશાની જરૂર નહિ રહે

એ પ્રમાણે સ્રીની સલાહ લઈ બહાર આવીને બ્રાહ્મણ કહેવા લાગ્યો—હે ભૂત ! તું મારા પર પ્રસન્ન જ થયો હોય તો મને ભગવાન દત્તનું દર્શન કરાવ. એ વિના મારી બીજી કંઈ ઈચ્છા નથી.

ભૂત—હે વિપ્ર ! તારૂં કામ ઘણું જ મુશ્કેલ છે. છતા વચનથી બધાયો છું એટલે જરૂર તે કરીશ

કીધો જે ઉપકાર તે, તેનો બદલો લેશ,
જો ના વાળુ આમ તો, ધિક્ ધિક્ મુને અશેષ અ ૧૪ ૨૮

છતા અમે ભૂતલોકો ભગવાનથી ખૂબ ડરતા હોઈ બાર ગાઉ દૂર નાસીએ છીએ માટે હું તને દૂરથી ભગવાન ઓળખાવીશ હિંમતથી પાસે જઈ તું એમના ચરણ પકડજે, અને શ્રદ્ધાથી તેમની સેવા કરજે એટલે તારૂં કામ થશે. આટલું બોલી રાક્ષસ અદૃશ્ય થયો અને વિષ્ણુદત્ત વિસ્મય પામતો ઘરમા ગયો

એક દિવસ એક દારૂના પીઠા આગળ દારૂડીઆના વેષમા ભગવાનને ફરતા જોઈ રાક્ષસે તરતજ વિષ્ણુદત્તને ખબર આપી કે જો પેલા દારૂના પીઠા પાસે ગાડા જેવો ફરે છે તે જ ભગવાન દત્ત પોતે છે માટે શંકા કર્યા વગર ત્યા જઈ તેમને ચરણે પડ અને તારૂં કલ્યાણ સાધ

ભૂતના વચન સાંભળી વિષ્ણુદત્ત પીઠા તરફ દોડયો તો ખરો, પણ પાસે જતા એ ગાંડાની સાફક ફરતા અને

માખીઓ બમણુતા તથા દુર્ગંધથી ભરેલા શરીરવાળા આદમીને જોઈ એને થયુ કે શુ ભગવાન આવા હોય ? વળી આવા દારૂડીઆની સેવા કરતા લોકો મને પણ ગાડો ગણશે, અને એ મદ્યપીના સગથી મને પાપ પણ લાગશે ! એવી કુશકાઓ થતા જ ભગવાન અદૃશ્ય થયા

વિષ્ણુદત્તને તરતજ સમજાયુ કે એ ભગવાન જ હતા આવેલી તક આમ ગુમાવવા માટે તે ખૂબ દીલગીર થયો અને પોતાના દીલમા ખેદ કરવા લાગ્યો કે હુ કેવો અભાગી છુ ! જો એ સાચે જ દારૂડીઓ હોત તો આમ એકાએક અદૃશ્ય થઈ શકત ખરો ? હવે બ્રહ્મરાક્ષસને હુ શું કહીશ ? અને સ્ત્રીને પણ શુ મો બતાવીશ ? હર હર ! મે મારે હાથે જ મારો ઘાત કર્યો છે ! એમ ચિતા કરતો કરતો તે ઘેર ગયો. ભૂતે તેની વાત જાણી થએલી ભૂલ માટે તેને ઠપકો આપ્યો પણ બ્રાહ્મણે કાલાવાલા કર્યા એટલે આશ્વાસન આપતા તેણે કહ્યુ —જા, ચિતા ના કર ફરી કોઈ દિવસ દર્શન કરાવીશ. પણ શ્રદ્ધા ડગે નહિ તેની કાળજી રાખજે.

થોડાક દિવસ પછી ફરીથી એક દિવસ બ્રહ્મરાક્ષસે કહ્યુ — જો, પેલો શરીર પર ધૂળ ઉરાડીને સ્મશાનમા કુરકુરિયાની સાથે રમે છે એ જ દત્ત અવધૂત છે. મને ભૂત ધારીને મારામા અવિશ્વાસ લાવીશ નહિ પૂર્વજન્મમા હુ દત્તભક્ત હતો, પણ બીજા બ્રાહ્મણોનો તિરસ્કાર કરવાથી ભૂત થયો છુ છતા પૂર્વના સસ્કારથી ભગવાનને ઓળખુ છુ માટે શકા કર્યા વિના તું એ અવધૂતને શરણે જા

ભૂતના વચન સાભળી વિપ્ર હિમત રાખી સ્મશાનમાં ગયો. તેને આવતો જોઈ ભગવાને દૂરથી હાડકા મારવા

માંડ્યાં. વિષ્ણુદત્ત મરણની બીકથી મૂઠીઓ વાળી ઘર તરફ નાઠો. એ જોઈ ભૂતે એને ખૂબ ધિક્કાર્યો. છતાય એના ઉપકારનું સ્મરણ કરી ફરીથી એક વાર ભગવાન બતાવવાનું વચન આપ્યુ.

એક દિવસ બ્રહ્મરાક્ષસે ફરીથી કહ્યુઃ—જો, પેલો સ્મશાનમા મરેલા ગધેડાનું માંસ તોડીતોડીને કાગડા અને કૂતરાને વહેંચી આપે છે તે જોયો ? જા, એ જ દત્ત છે.

આ વખતે શ્રદ્ધા ડગી ને પાછો આવ્યો તો તું અને તારૂં કરમ ! ફરીથી હવે તારૂં કામ મારાથી નહિ બને. માટે હિંમત રાખી મૂક દોટ અને શ્રદ્ધા રાખી પકડ એના ચરણ ! ભગવાન સંતુષ્ટ થઈ વરદાન માગવાનુ કહે તો 'શ્રાદ્ધમાં જમવાનુ નિમ ત્રણ આપવા આવ્યો છુ તે સ્વીકારી ગરીબને સેવાનો લાભ આપશો.' એટલુ જ માગજે. પત્નીએ પણ તેને ખૂબ હિમત આપીને ન ડગમગવાનુ કહ્યુ. એટલે વિષ્ણુદત્ત રાક્ષસે બતાવેલે સ્થાને સ્મશાનમા ગયો. તેને આવતો જોઈ ભગવાને ક્રોધથી લાલ થઈને ફાવે તેમ બોલવા માંડ્યુ, અને તેના પર માંસ અને હાડકાનો મારો ચલાવ્યો; પણ આ વખતે વિપ્ર ડગ્યો નહિ. હિંમતથી પાસે જઈ તેણે ભગવાનના ચરણ પકડ્યા, એટલે એમણે કૃપા કરીને પૂછ્યુ કે કેમ રે ! ત્રણ ત્રણ વખતથી તું મારી પાસે ફરી ફરીને કેમ આવ્યા કરે છે ? પગ છોડ અને બોલ, તારે મારૂ શુ કામ છે ? વિષ્ણુદત્તે નમસ્કાર કરીને કહ્યુ કે હે પ્રભો ! મારે ત્યા પિતૃશ્રાદ્ધ છે તે પ્રસંગે આપ જમવા પધારો એટલી આ સેવકની વિનતિ છે. પ્રભુ હસતે મોંએ તેનુ આમંત્રણ સ્વીકારીને પોતાના અસલ સ્વરૂપમા તેની આગળ પ્રગટ થયા ત્રણ મુખ, અને છ હાથવાળું

તેજના પુંજ જેવું દિગંબર ત્રિમૂર્તિ સ્વરૂપ જોઈ વિષ્ણુદત્તના હર્ષનો પાર ન રહ્યો. કૂતરાઓ વેદસ્વરૂપે દેખાવા લાગ્યા, કાગડાઓ શાસ્ત્રો બન્યા, અને સ્મશાનને ઠેકાણે પવિત્ર યોગાશ્રમ જણાવા લાગ્યો. આવું દિવ્ય દૃશ્ય નિહાળી વિષ્ણુદત્ત કૃતાર્થ બની હાથ જોડી ઊભો જ રહ્યો.

એ જોઈ ભગવાને કહ્યું—જો, હું બપોરે બરાબર શ્રાદ્ધ સમયે આવી પહોંચીશ પણ મારી પંક્તિએ બેસવા યોગ્ય બીજા બ્રાહ્મણ હશે તો જ પાટલે બેસીશ એ યાદ રાખજે.

વિષ્ણુદત્ત ઘેર આવ્યો. તેની સ્ત્રી તથા ભૂત તેની હકીકત જાણી ખુશ થયા. યોગ્ય સમયે રસોઈ તૈયાર થઈ ગઈ પણ પ્રભુની પંક્તિએ બેસી શકે તેવા બ્રાહ્મણ ક્યાંથી લાવવા તેની ચિંતામાં વિષ્ણુદત્તને ડૂબેલો જોઈને બ્રહ્મરાક્ષસે કહ્યું —હવે ચિંતા શીદ કરે છે? અગ્નિ અને સૂર્યને આમંત્રણ આપ. ભગવાન જાતે જ જ્યાં જમવા પધારવાના છે ત્યાં દેવોને આવ્યા વગર છૂટકો જ ક્યાં છે? તારૂં તો કામ થયું, પણ દેવ પ્રસન્ન થતાં મને ભૂલીશ નહિ હો!

બરાબર બાર વાગે બ્રાહ્મણના વેષમાં પ્રભુ પધાર્યા અને પૂછવા લાગ્યા કે બીજા બ્રાહ્મણો ક્યાં છે? વિષ્ણુદત્ત તો એ દિવ્ય રૂપ જોઈ આભો બની ઊભો જ રહ્યો. પણ તેની સ્ત્રીએ આસન આપી તેમને બેસાડ્યા અને કહ્યું કે આપ બેસો. હવે વાર નથી. બધું તૈયાર છે અને બ્રાહ્મણો પણ આવ્યામાં જ છે એમ કહી સતીએ સૂર્યનું આવાહન કર્યું અને અગ્નિશાળામાં જઈ પ્રાર્થનાપૂર્વક અગ્નિને આમંત્રણ આપ્યું કે હે દેવ!

યોગેશ્વર બેસી રહ્યા, રાહ જોઈ સાક્ષાત્. અ.૧૪. ૮૨
આશ્રમની લાજ તમારે હાથ છે. માટે બ્રાહ્મણ થઈ વહેલા ધાઓ.

સતીનું આમંત્રણ સ્વીકારી બંને દેવ તરત જ બ્રાહ્મણના વેષમાં આવ્યા. યથાવિધિ શ્રાદ્ધ થઈ ગયું. અને અનેક યજ્ઞયાગાદિથી પણ જે ન રીઝે તે દેવ ભક્તે પીરસેલા શ્રાદ્ધાન્નથી તૃપ્ત થયા; અને તેમની આશિષથી વિષ્ણુદત્તના પિતૃઓની પણ સદ્‌ગતિ થઈ.

જતાં જતાં વિષ્ણુદત્તે ભગવાનને પ્રાર્થના કરીઃ—હે પ્રભો ! આપે દયા કરી મને દર્શન આપીને મારો તો ઉદ્ધાર કર્યો જ છે, પણ ખરેખર તો બ્રહ્મરાક્ષસની મદદથી જ મને આપનાં દુર્લભ દર્શન સહજ રીતે થયાં છે એટલે આપ એનો ઉદ્ધાર કરવાની કૃપા કરો.

ભગવાને કહ્યું કે એ ભૂતને આ ખાતાં વધેલું અન્ન આપજે. તેનાથી એનો ઉદ્ધાર થશે. તું પણ પત્ની સહ બધી વાતે સુખી થઈ અંતે મોક્ષ પામીશ! એમ કહી ભગવાન દત્તે પરોપકાર માટે તેને ઉત્તમ વિદ્યા આપી. સૂર્યે ઇચ્છા પ્રમાણે ઊડનારૂં સુંદર વિમાન આપ્યું અને અગ્નિએ સર્વ સિદ્ધિઓ આપી. એ પ્રમાણે વરદાનો આપી દેવો અંતર્ધાન થયા.

કર્મકાંડી વિષ્ણુદત્ત એ પ્રમાણે ભગવાનની કૃપા પ્રાપ્ત કરી આ લોક અને પરલોકનું સુખ મેળવી તરી ગયો.

## ૯. શાસ્ત્રતાત્પર્યની એકતા

શોધી શાસ્ત્રો સાધકે, લેવુ સાર જ્ઞાન;
પાણી મૂકી હંસ જ્યમ, ગ્રહે દૂધ મીમાન્. અ. ૧૫. ૧૮૯

ગોદાવરીને તીરે હરિશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો. મૂળ નક્ષત્રમાં તેને એક પુત્ર થયો, જેને પરિણામે

માતાપિતા નાની વયમા જ મરણ પામ્યા યોગ્ય કાળે તેનુ લગ્ન થયુ, પણ જન્મથી જ શરીરે રોગી હોવાથી સુખ શુ તે તેણે જોયુ નહિ બચપણથી જ તેને ગુલ્મ[1] રોગ લાગુ પડયો હતો તેમા જ તેરમે વરસે ક્ષય, અઢારમે વરસે જલોદર, ઓગણીસમે વરસે કફ, ઉધરસ અને ભગદર લાગુ થયા, અને છેવટનુ બાકી હોય તેમ ત્રિદોષે પણ જોર કર્યું હોમ, હવન, મતરજતર અને ઓસડવેસડાદિ કરી થાકયા, પણ એકેય રોગ નરમ પડયો નહિ આખરે પતિને મરણ પથારીએ પડેલો જોઈ તેની સોળ વરસની જુવાન સ્ત્રી દત્તભક્ત વિષ્ણુ દત્તની કીર્તિ સાભળી તેને ત્યા ગઈ, અને બધી હકીકત કહી સભળાવી પતિ ઉપર કૃપા કરી પોતાને સૌભાગ્યદાન આપ વાની વિષ્ણુદત્તને પ્રાર્થના કરી

વિષ્ણુદત્તને દયા આવી તરત જ તે તેની સાથે તેને ઘેર ગયો તેના પતિને જોઈને કહ્યુ કે પૂર્વના પાપોને લીધે આ રોગો થયા છે શાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્તો કરવાથી તે બધા શમી જશે

એ બધુ કરવાની તત્પરતા બતાવતા વિષ્ણુદત્તે તેને વિધિ બતાવ્યો તે પ્રમાણે દરેક રોગ માટે તેની પત્નીએ જુદા જુદા પ્રાયશ્ચિત્તો કરાવતા થોડા સમયમા જ સર્વરોગ જતા રહ્યા, અને બ્રાહ્મણ નિરોગી તથા દિવ્ય દેહવાળો થઈ બેઠો થયો વિષ્ણુદત્તે તેને આશીર્વાદ આપ્યો જેથી ઐશ્વર્ય, આયુષ્ય, પ્રજા કીર્તિ અને સદ્બુદ્ધિ મેળવી દત્ત ભક્તિ કરી તે બ્રાહ્મણ અતે મુક્તિ પામ્યો

એમ હે ઈદ્ર! મત્રશાસ્ત્રથી આ બ્રાહ્મણ નિરોગી થઈ

---

[1] વાયુ ગોળો

વિષ્ણુદત્તના અનુગ્રહથી અંતે સદ્ગતિ પામ્યો. માટે

બુદ્ધિ શુદ્ધ કરી કરે, ગાત્ર ભ્રાંતિને દૂર
યુક્તિથી, દષ્ટાંત આ સાંભળ પંચમ, શૂર । અ. ૧૪. ૧૪૩

મહાદ્રિની ઉત્તરે એક બ્રાહ્મણ રહેતો હતો. એક દિવસ કામ સારૂ તેને બહારગામ જવાનું થયું. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે હું પરગામ જાઉં છું; એક મહિને પાછો આવીશ. તું સાવધ રહેજે. સ્ત્રીએ 'સારૂ' કહી ભાતું બાંધી આપ્યું એટલે બ્રાહ્મણે ચાલવા માંડયું.

પતિ ગયા પછી બ્રાહ્મણી ગામની ભાગોળે આવેલા તળાવે સ્નાન કરવા ગઈ. ત્યાં એક પીપળા પર એક ખાખરો ભૂત રહેતો હતો. તેણે તેને જોઈ અને તેના પર મોહિત થયો. બ્રાહ્મણી ન્હાઈધોઈ ઘેર જતી હતી તેવામાં એનો પતિ એક મહિનો ઘેર આવવાનો નથી એમ જાણી, કપટથી તેના જેવો વેષ ધારણ કરી પેલો ખળ પણ પાછળ પાછળ ગયો.

ભોળી બ્રાહ્મણીએ તેનુ કપટ ન જાણી તેને પતિ જ માની પ્રેમપૂર્વક પૂછ્યુ કે એક મહિને પાછા આવવાનુ કહી ગયા હતા અને એકાએક તરત જ કેમ પાછા ફર્યા? ભૂતે ઠાવકું મો રાખી જવાબ આપ્યો કે હુ જેને મળવા જતો હતો તે રસ્તામા સામો જ મળ્યો. એણે એક મહિને આવવાનુ કહ્યુ એટલે હુ ત્યાથી જ પાછો વળ્યો.

બ્રાહ્મણીએ તેનું કહેવું સાચું માની તેની સાથે ગૃહસ્થાશ્રમ ચલાવવા માડયો. ભૂત પણ ચતુર હોવાથી–વેષ અને વર્તન બધી રીતે–બ્રાહ્મણની માફક વર્તવા લાગ્યો, છતાં તેના રાક્ષસી સ્વભાવથી બ્રાહ્મણીને તેને વિષે ધીમેધીમે શકા થવા લાગી. પણ લોકલાજની મારી તે બધુ દુઃખ મૂગે

માટે ખૂબ સાવચેતીથી જોજો એમ કહી વિષ્ણુદત્તે એક ઝારી મંગાવી બંનેને કહ્યુ કે આ ઝારીના મો માટે અંદર પેસી ટોટી વાટે બહાર નીકળે તે સાચો ગણાશે અને ઘર તથા સ્ત્રી તેને મળશે ! ભૂતને ભાન ન રહ્યુ તે તરતજ અંદર દાખલ થયો વિષ્ણુદત્તે એકદમ દત્ત નામની પ્રચંડ ગર્જના કરી ઝારીના મો અને ટોટી મંત્રથી બંધ કરી દીધા ભૂત ઘેરાયો અને હતાશ થયો પછી તે ઝારીને મંત્રથી સુરક્ષિત કરી પર્વતમા ઊંડે દાટી દેવામા આવી અને બાબરો જગતને પીડતો કાયમને માટે બંધ થયો

લોકો વિષ્ણુદત્તની 'જય જય' બોલાવવા લાગ્યા બ્રાહ્મણ અને તેની પત્નીએ તેને નમસ્કાર કર્યા અને કરેલા ઉપકાર માટે તેનો આભાર માની બધા ઘેર ગયા

વિષ્ણુદત્તે તો પ્રથમથી જ ભૂતને ઓળખ્યો હતો, પણ લોકોને પાકી ખાત્રી કરાવવા આવી રીતે ક્રમે ક્રમે તેમનો સંશય દૂર કર્યો દરેક શાસ્ત્ર આવી રીતે ક્રમેક્રમે સંશયો દૂર કરી અંતે મોક્ષપદને પમાડે છે ભ્રમ દૂર થયા વિના જ્ઞાન સ્થિર થતું નથી અને જ્ઞાન સ્થિર થયા વિના નિર્ભયતા પ્રાપ્ત થતી નથી

હે ઇંદ્ર ! એ વિષે એક છેલ્લુ દૃષ્ટાંત કહુ છુ તે ધ્યાન દઈને સાભળ —

પૈઠણ ગામમા એક બ્રાહ્મણ હતો પૂર્વજન્મના અભ્યાસથી તે જન્મથી જ જ્ઞાની હતો પણ લોકસંગથી ડરી લોકોપાધિથી દૂર રહેવા હંમેશા પિશાચની પેઠે વર્તતો અને ફાવે ત્યા ગાડાની માફક પડી રહેતો તેનાં માતપિતાએ તેની આ ચેષ્ટાને રોગ કે ભૂતબાધા માનીને ઓસડવેસડ ને મંત્રતંત્ર

કર્યા કર્યા; પણ કશાની ટેકી લાગી નહિ. એવામાં વિષ્ણુદત્તનો મહિમા તેમના સાંભળવામાં આવ્યો એટલે પેલા પુત્રને લઈ તેને ત્યાં ગયાં અને નમસ્કાર કરી પોતાના પુત્રની ઉન્મત્ત દશાની હકીકત કહી સંભળાવી. વિષ્ણુદત્તે કહ્યું કે તમે ચિંતા ન કરો. વિષ્ણુદત્તે એને જોતાં જ એની સ્થિતિ ઓળખી અને તેને આનંદ થયો. તેણે તેનાં માબાપને આશ્વાસન આપી કહ્યું કે તમે ચિંતા ન કરો. પુત્રને મારી પાસે મૂકી ભોજન કરી તમે મેડીએ વિશ્રાંતિ લો. હું તેને હમણાં ઠેકાણે લાવું છું.

માબાપ 'વારૂ' કહી આરામ લેવા ગયાં એટલે વિષ્ણુદત્તે છોકરાને પાસે બોલાવી કહ્યું કે તું જ્ઞાની છે છતાં આવી અવળી ચેષ્ટા કેમ કરે છે? શુદ્ધ અને નિઃસંગ એવા તને સંસારનો રંગ શી રીતે લાગે? માટે આ પિશાચવૃત્તિ મૂકી દે અને લોકના કલ્યાણને માટે પણ શાસ્ત્રાધારે કર્મ કર! કારણકે અજ્ઞાની જનો તારા જેવા જ્ઞાનીના આચારનું અનુકરણ કરે છે. વળી

અનાસક્ત વર્તે સદા, ત્યજે કર્મફળઆશ;
અહંકાર જાણે નહિ, મોક્ષ તેહનો દાસ. અ.૨૫. ૧૫૯

માટે આસક્તિ ત્યજી યથાપ્રાપ્ત[1] કર્મ કર. તેથી તારી બ્રહ્મનિષ્ઠાને બાધ પણ નહિ આવે અને તારાં માતપિતાને પણ સંતોષ થશે. માટે મારું માની આ ખોટું ગાંડપણ છોડી દે.

વિષ્ણુદત્તનાં આવાં ઉત્તેજક વચનો સાંભળી તેનો ભ્રમ નિર્મૂળ થયો, અને બધી અવળી ચેષ્ટા મૂકી દઈ ઘરમાં જઈ તે સ્વસ્થ ચિત્તે આનંદથી જમ્યો.

---

૧. જે વખતે જે કરવાની જરૂર પડે તે.

મોઢે સહન કરી રહી.

માસ પૂરો થતાં જ બ્રાહ્મણ ઘેર આવ્યો. બધી રીતે પોતાના જેવા જ બીજા માણસને ઘરમાં જોઈ તેને નવાઈ લાગી. તેણે પેલા કપટીને બહાર કાઢી મૂકવા ઘણીએ ધમકીઓ આપી, પણ ભૂત થોડો જ ડરે એવો હતો ? તેણે સાચા બ્રાહ્મણને જ વેષધારી કહી ગાળો દેવા માંડી.

તું કપટી તું ખજ કહી, લડે પરસ્પર એમ;
થયા લોક ભેગા સહુ, ભૂલે એ પણ તેમ. અ ૧૫ ૨૬

ધાંધલધમાલ જાણી સગાંવહાલા દોડી આવ્યાં. પણ સાચા જૂઠાનો નિર્ણય કોઈ કરી શકયું નહિ. છેવટે બધાએ મળી ઠરાવ કર્યો કે પ્રસિદ્ધ દત્તભક્ત વિષ્ણુદત્ત સર્વજ્ઞ છે તે ખરી હકીકત કહેશે; માટે બંનેને લઈ ત્યાં ચાલો.

બધાંને એ યોજના ગમી. લોકો તે બંનેને તથા બ્રાહ્મણીને લઈ વિષ્ણુદત્તને ઘેર ગયા. વિષ્ણુદત્તે તેમની હકીકત સાંભળી લઈ તેમને ધીરજ આપીને બેસાડયાં. પછી ભૂતને માથે લાલ અને બ્રાહ્મણને માથે ધોળી નિશાની મંત્રીને તેણે બાંધી, ને લોકોને કહ્યું કે જુઓ, આ નિશાનીઓ મંત્રેલી હોઈ કોઈથી બદલી શકાશે નહિ. માટે તેના ઉપર ધ્યાન આપશો.

પછી તેણે બ્રાહ્મણને કહ્યું કે તારા ઘરનાં વાસણો, વસ્ત્રો, દાગીના વગેરે સામાન ગણી બતાવ તથા તારી સ્ત્રીના ગુપ્ત ચિન્હો પણ કહી સંભળાવ. બ્રાહ્મણે કહ્યું કે સોના ચાંદીના વાસણો અને કિંમતી વસ્ત્રો પૂછો તો હું ગણાવી શકીશ, તેમજ મારી સ્ત્રીનાં બાહ્ય ચિન્હો કહી શકીશ. પણ આપના પૂછ્યા પ્રમાણે નાનીસૂની બધી જ હકીકત હું બરાબર કહી શકું તેમ નથી. વિષ્ણુદત્તે ભૂતને પણ એ જ પ્રશ્ન પૂછયો.

ભૂતે તો તરત જ બધું ગણાવવા માંડયું, અને ઉપરથી કહ્યું કે ઘર મારૂં છે, સ્ત્રી મારી છે, પછી એ બધું હું કેમ ન જાણું ? ઘરની ઇંટો કહો તો તે પણ ગણી બતાવું. એ સાંભળી લોકો વિસ્મય પામ્યા અને અંદરઅંદર કહેવા લાગ્યા કે આ જ ચોર હોવો જોઈએ.

વિષ્ણુદત્તે બીજી રીતે કસોટી કરી. બંનેને તેણે આજ્ઞા આપી કે તમે પેલા દશ માઇલના ખેતરની પરિક્રમા કરી આવો ! બંને ચાલી નીકળ્યા. ભૂત તો થોડીજ વારમાં આવી ગયો અને રસ્તાની નાનામાં નાની એંધાણી પણ કહી બતાવવા લાગ્યો ! બ્રાહ્મણ બિચારો હાંફતો હાંફતો બે પહોરે પાછો આવી શકયો અને રસ્તાનું કોક કોક મોટું ચિહ્ન જ કહી શકયો. આથી લોકોની વિશેષ ખાત્રી થઈ કે પહેલો આવનાર જ ભૂત હોવો જોઈએ.

વિષ્ણુદત્તે વળી ત્રીજી વખત ખાત્રી કરી બતાવી. તેણે બંનેને કહ્યું કે આ પર્વતની પ્રદક્ષિણા કરી આવો અને ત્યાં રહેતા સિદ્ધોનાં દર્શન કરી તેમનાં નામ ગોત્ર પૂછી લાવજો. આ પ્રમાણે પરિક્રમા કરી જે પહેલો આવશે તે સાચો બ્રાહ્મણ ગણાશે. પાછા બેઉ જણા નીકળી પડયા. ભૂત એક કલાકમાંજ પાછો ફર્યો અને જોએલા ઘણા સિદ્ધોનાં નામ અને ગોત્ર પણ કહી સંભળાવ્યાં. બ્રાહ્મણ ઢીલો ઘેંસ થઈ પાંચ પહોરે પાછો આવ્યો. એને–મનુષ્યને–સિદ્ધનાં દર્શન કયાંથી થાય ? એટલે કોઈપણ સિદ્ધનું નામઠામ તો કહી જ કયાંથી શકે ? આથી લોકોને પૂરી ખાત્રી થઈ કે પેલો માણસથી ન બની શકે એવું બધું કરી બતાવનાર ભૂત હતો.

વિષ્ણુદત્તે લોકોને કહ્યું કે હવે આ છેલ્લી પરીક્ષા છે,

માટે ખૂબ સાવચેતીથી જોજો. એમ કહી વિષ્ણુદત્તે એક ઝારી મંગાવી બંનેને કહ્યું કે આ ઝારીના મોં માટે અંદર પેસી ટોટી વાટે બહાર નીકળે તે સાચો ગણાશે અને ઘર તથા સ્ત્રી તેને મળશે ! ભૂતને ભાન ન રહ્યું. તે તરતજ અંદર દાખલ થયો. વિષ્ણુદત્તે એકદમ દત્ત નામની પ્રચંડ ગર્જના કરી ઝારીનાં મોં અને ટોટી મંત્રથી બંધ કરી દીધા. ભૂત ઘેરાયો અને હતાશ થયો. પછી તે ઝારીને મંત્રથી સુરક્ષિત કરી પર્વતમાં ઊંડે દાટી દેવામાં આવી અને બાબરો જગતને પીડતો કાયમને માટે બંધ થયો.

લોકો વિષ્ણુદત્તની 'જય જય' બોલાવવા લાગ્યા. બ્રાહ્મણ અને તેની પત્નીએ તેને નમસ્કાર કર્યા અને કરેલા ઉપકાર માટે તેનો આભાર માની બધા ઘેર ગયા.

વિષ્ણુદત્તે તો પ્રથમથી જ ભૂતને ઓળખ્યો હતો, પણ લોકોને પાકી ખાત્રી કરાવવા આવી રીતે ક્રમે ક્રમે તેમનો સંશય દૂર કર્યો. દરેક શાસ્ત્ર આવી રીતે ક્રમેક્રમે સંશયો દૂર કરી અંતે મોક્ષપદને પમાડે છે. ભ્રમ દૂર થયા વિના જ્ઞાન સ્થિર થતું નથી અને જ્ઞાન સ્થિર થયા વિના નિર્ભયતા પ્રાપ્ત થતી નથી.

હે ઇંદ્ર ! એ વિષે એક છેલ્લું દૃષ્ટાંત કહું છું તે ધ્યાન દઈને સાંભળઃ—

પૈઠણ ગામમાં એક બ્રાહ્મણ હતો. પૂર્વજન્મના અભ્યાસથી તે જન્મથી જ જ્ઞાની હતો. પણ લોકસંગથી ડરી લોકોપાધિથી દૂર રહેવા હંમેશાં પિશાચની પેઠે વર્તતો અને ફાવે ત્યાં ગાંડાની માફક પડી રહેતો. તેનાં માતપિતાએ તેની આ ચેષ્ટાને રોગ કે ભૂતબાધા માનીને ઓસડવેસડ ને મંત્રતંત્ર

કર્યા કર્યાં; પણ કશાની ટેકી લાગી નહિ. એવામાં વિષ્ણુદત્તનો મહિમા તેમના સાંભળવામાં આવ્યો એટલે પેલા પુત્રને લઈ તેને ત્યાં ગયા અને નમસ્કાર કરી પોતાના પુત્રની ઉન્મત્ત દશાની હકીકત કહી સંભળાવી. વિષ્ણુદત્તે કહ્યું કે તમે ચિંતા ન કરો. વિષ્ણુદત્તે એને જોતા જ એની સ્થિતિ ઓળખી અને તેને આનંદ થયો. તેણે તેનાં માબાપને આશ્વાસન આપી કહ્યું કે તમે ચિંતા ન કરો. પુત્રને મારી પાસે મૂકી ભોજન કરી તમે મેડીએ વિશ્રાંતિ લો. હું તેને હમણાં ઠેકાણે લાવું છું.

માબાપ 'વારૂ' કહી આરામ લેવા ગયાં એટલે વિષ્ણુદત્તે છોકરાને પાસે બોલાવી કહ્યું કે તું જ્ઞાની છે છતાં આવી અવળી ચેષ્ટા કેમ કરે છે ? શુદ્ધ અને નિઃસંગ એવા તને સંસારનો રંગ શી રીતે લાગે ? માટે આ પિશાચવૃત્તિ મૂકી દે અને લોકના કલ્યાણને માટે પણ શાસ્ત્રાધારે કર્મ કર ! કારણકે અજ્ઞાની જનો તારા જેવા જ્ઞાનીના આચારનું અનુકરણ કરે છે. વળી

અનાસક્ત વર્તે સદા, ત્યજે કર્મફળઆગ,
અહંકાર જાણે નહિ, મોક્ષ તેહનો દાસ અ.૨૫. ૧૭૯

માટે આસક્તિ ત્યજી યથાપ્રાપ્ત[1] કર્મ કર. તેથી તારી બ્રહ્મનિષ્ઠાને બાધ પણ નહિ આવે અને તારા માતપિતાને પણ સંતોષ થશે. માટે મારૂં માની આ ખોટું ગાંડપણ છોડી દે.

વિષ્ણુદત્તનાં આવા ઉત્તેજક વચનો સાભળી તેનો ભ્રમ નિર્મૂળ થયો, અને બધી અવળી ચેષ્ટા મૂકી દઈ ઘરમાં જઈ તે સ્વસ્થ ચિત્તે આનંદથી જમ્યો.

---

૧. જે વખતે જે કરવાની જરૂર પડે તે.

અજ્ઞ અનીના હાથનું ખાતા પવિત્ર એમ
નાની બીતિ પનમા, થઈ વૃત્તિ સ્થિર તેમ અ ૧૫ ૧૭"

એટલે વિષ્ણુદત્તે તેના માબાપને બૂમ પાડી તેઓ પોતાના પુત્રને તદ્દન શાંત, શાણો અને તેજસ્વી જોઈ ખૂબ પ્રસન્ન થયા, અને વિષ્ણુદત્તને વદન કરી તેની દિવ્ય શક્તિની સ્તુતિ કરતા કહેવા લાગ્યા કે હે બ્રાહ્મણશિરોમણિ! આપે અમારા ઉપર ખૂબ દયા કરી છે, અનેક જાતના ઉપચારો કરવા છતા જે ન સુધર્યો તે અમારો આ પુત્ર કેવળ આપની દિવ્યદૃષ્ટિથી સુધરી ગયો છે ખરેખર આપે એને નવો જન્મ આપ્યો છે! એમ કહી તેનો ફરીફરીથી ઉપકાર માની પુત્રને લઈ ઘેર ગયા

હે ઇંદ્ર! નાના મોટા બધા શાસ્ત્રો ભ્રમ ઉપજાવનારા નહિ પણ આ પ્રમાણે ક્રમેક્રમે ભ્રમ દૂર કરનારા છે એ મે તને કહેલા સાત દૃષ્ટાતોથી સમજાયુ હશે

બૃહસ્પતિના વચન સાભળી ઇંદ્રે પ્રણામ કરી કહ્યુ કે હે ભગવન્! આપને તસ્દી આપી તે માટે હુ ક્ષમા યાચુ છુ મારો સશય દૂર થયો છે, અને શાસ્ત્રનુ સાચુ રહસ્ય જાણી મને સતોષ પણ થયો છે એમ કહી ઇંદ્ર બૃહસ્પતિની આજ્ઞા લઈ ઘેર ગયો

શાસ્ત્રોનુ આ રહસ્ય સાભળી સહસ્રાર્જુન પણ સતુષ્ટ થયો અને ભગવાન દત્તને ફરીફરી વદન કરવા લાગ્યો

---

## ૧૦. અર્જુનને ઉપદેશ અને રાજકારભાર

દેવોને યજ્ઞો થકી, શ્રાદ્ધે પિતૃગણ તેમ;
દાને દ્વિજ સંતોષીને, પ્રજા પાળ સપ્રેમ. અ.૨૦. ૪૦
અંતર્નિંદ રહી સદા, [1]પ્રવાહપ્રાપ્ત કર કર્મ;
પાપપુણ્ય તુજને નહીં, તું નિર્લેપ અકર્મ. ,, ૪૪

એવી રીતે શાસ્ત્રોનું રહસ્ય સમજાયા પછી અર્જુને પ્રશ્ન કરવાથી ભગવાને એને પંચીકરણ, ક્રિયાયોગ, જ્ઞાનયોગ વગેરેનો અમૂલ્ય ઉપદેશ આપ્યો.

યોગના યમનિયમાદિ આઠ અંગોનું વિવેચન કરતાં ભગવાન કહેવા લાગ્યા કે હે અર્જુન ! યમ દશ છે. અહિંસા, સત્ય, અસ્તેય, દયા, બ્રહ્મચર્ય, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર અને શૌચ. જડચેતન બધાં પરમાત્માના સ્વરૂપો છે એમ સમજી કાયા, વાચા કે મનથી કોઈને જરાપણ દુઃખ ન દેવું તેને અહિંસા કહે છે. યથાર્થ અને પ્રિય બોલવું તેને સત્ય કહે છે. બીજાની ઘાસના તરણા સરખી નજીવી વસ્તુ પણ ન ચોરવી તેને અસ્તેય કહે છે. પ્રાણીમાત્ર માટે દાઝ રાખવી તે દયા. મૈથુનનો સર્વથા ત્યાગ તે બ્રહ્મચર્ય. નિષ્કપટ અને સરળ વર્તન તે આર્જવ. અપકારનો બદલો લેવાની વૃત્તિ વગર બીજાએ આપેલા દુઃખો સહન કરવાં તે ક્ષમા. ફાવે તેવું નુકશાન થવા છતા પણ મનમા વિકાર ન થાય તે ધૃતિ. માફક આવે તેવું અને યોગ્ય પ્રમાણમાં ખાવું તેને મિતાહાર કહે છે. બે ભાગ અન્નથી અને એક ભાગ પાણીથી ભરી બાકીનો એક ભાગ વાયુ માટે ખાલી રાખવો તે ખોરાકનું યોગ્ય પ્રમાણ ગણાય. માટી વગેરેથી અને પાણી વડે શરીરને સ્વચ્છ રાખવું અને ધ્યાન તથા શુભ વિચારો વડે ચિત્ત શુદ્ધ રાખવું તેને

---

૧. સહજ ભાવે આવી પડે તે.

શૌચ કહે છે. એ પ્રમાણે દશ યમ બરાબર પાળવા જોઈએ.

તેમજ તપ, સંતોષ, આસ્તિકતા, શ્રવણ, દાન, પૂજન, શ્રદ્ધા, હ્રી, વ્રત અને જપ એ દશ નિયમોનું પાલન પણ અતિ જરૂરનું છે. ચાંદ્રાયણ[1] વગેરેથી કષ્ટ સહન કરી શરીરશુદ્ધિ કરવી તેને તપ કહે છે. પ્રારબ્ધયોગે જે મળે તેનાથી પ્રસન્ન રહેવું તેને સંતોષ કહે છે. વેદ વગેરે સચ્છાસ્ત્રો અને સદ્‌ગુરુનાં વચનોમાં વિશ્વાસ રાખવો તેને આસ્તિકતા કહે છે. વેદાંત વગેરે પરમાત્મસ્વરૂપનો વિચાર કરનારાં શાસ્ત્રોનું સદ્‌ગુરુને મુખે વિવેચન સાંભળવું તેને શ્રવણ કહે છે. નિઃસ્વાર્થ બુદ્ધિથી પોતાની માલિકીની ધન વગેરે વસ્તુઓ સુપાત્રને આપવી તેને દાન કહે છે. પ્રભુના ચરણમાં સર્વસ્વ અર્પણ કરવું તે પૂજન. સત્કર્મમાં પ્રીતિ તે શ્રદ્ધા. ખરાબ કર્મ કરવામાં શરમ હોવી તે હ્રી. એકાદશી વગેરે હરિદિને ઉપવાસ, પૂજન આદિ કરવાં તેને વ્રત કહે છે. અને ગુરુએ ઉપદેશેલા મંત્રનો નિત્ય અભ્યાસ તે જપ. એ જપ ત્રણ પ્રકારનો છેઃ વાચિક, ઉપાંશુ અને માનસિક. મોટેથી બોલીને જપ કરવો તે વાચિક; સહેજ હોઠ ફફડે તેવી રીતે કરવો તે ઉપાંશુ; અને મનથી કરવો તેને માનસિક કહે છે. તેમાં વાચિક કનિષ્ઠ, ઉપાંશુ મધ્યમ અને માનસિક જપ ઉત્તમ ગણાય છે. સર્વ દેશ અને સર્વ કાળમાં આ યમનિયમોનું પાલન

૧. પડવે એક, બીજે બે એમ અજવાળિયામાં રોજ એક એક કોળીઓ વધારતા જઈ પૂનમે પંદર કોળીઆ ખાવા અને અંધારિયામાં ચૌદશે ચૌદ, તેરશે તેર એમ રોજ એક એક કોળીઓ ઘટાડતા જવું તેને ચાંદ્રાયણ વ્રત કહે છે. કોળીઓ મોટા આમળાથી વધારે મોટો ન હોવો જોઈએ.

કરવાથી ખૂબ જ લાભ થાય છે.

જેનાં અહિંસા, દયા અને ક્ષમા સિદ્ધ થયાં છે તેની આગળ પ્રાણીઓ એક બીજા પ્રત્યેનો કુદરતી વેરભાવ ભૂલી જાય છે. અને તેથી જ ઋષિમુનિઓના આશ્રમોમાં વાઘ અને ગાય, સાપ અને ઉંદર વગેરે પરસ્પર વેરવાળાં પ્રાણીઓ પણ પોતાનું વેર ભૂલી આનંદથી નિર્ભયપણે ફરતાં જણાય છે. સત્ય અને આર્જવથી અનુષ્ઠાન વગેરે કર્મો જલદી ફળે છે. અસ્તેય સિદ્ધ થતાં પુષ્કળ ધનસંપત્તિ મળે છે. દાન અને ધૃતિ સિદ્ધ થતા માણસને પૂર્વજન્મનું જ્ઞાન થાય છે. બ્રહ્મચર્ય સુસ્થિર થતાં વીર્ય અચળ થઈ મહાન કાર્યો કરવાની શક્તિ આવે છે. હ્રી અને બાહ્ય શૌચ સિદ્ધ થતાં શરીરનો મોહ દૂર થાય છે. અંતઃશૌચથી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, અને ઇંદ્રિયો પર વિજય, અંતઃકરણની શુદ્ધિ તેમજ આત્મદર્શનની યોગ્યતા પણ આવે છે. મિતાહાર, તપ અને વ્રતથી સર્વ અશુદ્ધિઓ દૂર થઈ શરીર અને ઇંદ્રિયો સંબંધી સિદ્ધિઓ–અલૌકિક કાર્ય કરવાની શક્તિ–પ્રાપ્ત થાય છે. સંતોષથી જોઈતું સુખ મળે છે. શ્રવણ અને આસ્તિકતાથી દેવનું દર્શન થાય છે અને શ્રદ્ધા, જપ તથા પૂજનથી સમાધિ થાય છે.

આ યમનિયમો બધી સાધનાનું મૂળ અને પરમાત્માની સાથે એકતારૂપ યોગમહેલના પાયારૂપ છે. માટે તેને બરાબર આચરણમાં મૂકી આગળ અભ્યાસ કર. એમ કહી આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વગેરે અંગોનું પણ વિસ્તારથી વર્ણન કરી ભગવાને અર્જુનને યોગનું સંપૂર્ણ જ્ઞાન આપ્યું.

ભગવાનની આજ્ઞા લઈ અર્જુન પાસેની ગુફામાં રહી યોગનો અભ્યાસ કરવા લાગ્યો. ધીમેધીમે છ માસ સુધી સમાધિમાં રહી શકે એટલો અભ્યાસ તેણે દૃઢ કર્યો. પછી ફરી સમાધિમાં બેઠા તે વરસ સુધી ઊઠયો નહિ, ત્યારે ભગવાને હસ્તસ્પર્શ કરી તેને જાતે જાગ્રત કર્યો. ભગવાનની દિવ્ય મૂર્તિ જોઈ અર્જુન પ્રસન્ન થયો અને તેમના મોહક સ્વરૂપમાં દેહભાન ભૂલી તલ્લીન બની ગયો.

એ જોઈ ભગવાને તેને આલિંગન આપી કહ્યું કે હે અર્જુન! હવે તું મારો અનન્ય ભક્ત બની ચૂક્યો છે. તારી સાધના સફળ થઈ છે. માટે હવે ઘેર જા અને તારું રાજ્ય સંભાળ! અર્જુને વંદન કરી કહ્યું કે હે પ્રભો! આપના ચરણની અમૂલ્ય સેવાનો લાભ છોડીને હવે હું ક્યાં જાઉં? મારું ચિત્ત માનતું નથી.

છોડી અમૃત કો ભજે કાંજી નીરસ હાય ?
અક્ષય પદ નિર્વાણ આ, કાં છોડું ગુરુરાય? અ.૨૦. ૨૧

ભગવાને તેને સમજાવીને કહ્યું કે હે અર્જુન! આમ ગાંડો મા થા. મારા સ્વરૂપમાં તારું ચિત્ત હંમેશાં સ્થિર રહેશે. પણ તું સ્વધર્મનો ત્યાગ કરી આમ અહીં પડી રહીશ તો જગત પર તેની શી અસર થશે?

સિદ્ધોનું દેખી યદિ ચાલે લોકો નેમ,
અનાચાર વર્તે બધે, થાય કુલક્ષય એમ. અ ૨૦. ૨૫

માટે જા અને લોકોને ધડા મળે તેટલા માટે તારું કર્મ કર. તારી જ્ઞાનનિષ્ઠામાં એથી બાધ નહિ આવે. મારો આશીર્વાદ છે. જા! ભગવાનની આજ્ઞા માથે ચઢાવી અર્જુન પ્રેમથી ગળગળો થઈ નમસ્કાર કરીને ઘેર આવ્યો.

તેના આવવાના સમાચાર મંત્રીને મળતાં આગેવાન પ્રજાજનો અને રાજસેવકો વાજતેગાજતે સામા આવી તેને રાજમહેલે લઈ ગયા. માહિષ્મતી નગરી ધજાપતાકાઓ, આસોપાલવ અને મોતીનાં તોરણો તથા રોશનીથી અમરાપુરીથી અધિક શોભી રહી હતી. સંગીત અને વાજીંત્રના સૂરોથી વાતાવરણ ગાજી રહ્યું હતું. શેરીએ શેરીએ અર્જુનનો જયજયકાર થતો હતો; અને લોકોનાં ટોળાં અબીલ ગુલાલ ઉડાડી આનંદ બતાવતાં હતાં.રસ્તે અર્જુનને માથે ઉતારીને ઉછાળેલાં પૈસા, મોતી, માણેક, હીરા વગેરેથી કેટલાય ગરીબો ધનવાન બની ગયા. સોળ હજાર રાણીઓએ રત્નદીપથી આરતી ઉતારી. એ પ્રમાણે ચક્રવર્તી અર્જુન રાજમહેલે આવી પહોંચ્યો.

તેણે રાજ્યની લગામ હાથમાં લીધી અને ન્યાયનીતિથી રાજ્ય ચલાવવા માંડયું. ધર્મકથા વગેરે પણ ખૂબ થવા માંડયાં. તેણે દશ હજાર યજ્ઞો કરી બ્રાહ્મણોને ભાવતાં ભોજન, ધાન, સુવર્ણ, ગાયો, ભૂમિ અને કન્યાદાનથી સંતુષ્ટ કર્યા, અને દેવોને પણ પ્રસન્ન કર્યા. જ્યા સિદ્ધિઓ જાતે સેવામા હાજર હોય ત્યા વૈભવમા શી ખામી હોય ? તેનો યજ્ઞવૈભવ જોવા આવનાર દેવોના વિમાનોની આકાશમાં પણ ઘણી ભીડ થતી.

તેના રાજ્યમાથી દુકાળ, અકાળ મૃત્યુ, ચોરી, કપટ, અધર્મ વગેરે પલાયન કરી ગયાં. કોઈ સ્ત્રી વ ધ્યા કે વિધવા ન હતી. દુષ્ટોને શિક્ષા અને સંતોનુ રક્ષણ કરવાનુ કામ તે એકલો અનેક રૂપે કરતો અને આ રીતે પ્રજાને સ્વર્ગથી પણ અધિક સુખ આપવા લાગ્યો.

એક દિવસ તેણે કર્કોટક નાગના પુત્રોને દુરાચાર કરતા જોયા એટલે તેમની સાથે યુદ્ધ કરી તેમને હરાવી કેદ કર્યા.

તેમનું રાજ્ય લઈ લીધું અને ત્યાં બીજું નગર વસાવી પોતાની રાજધાની માહિષ્મતીમાં પાછો ફર્યો.

એક દિવસ નર્મદા નદીમાં પોતાની હજારો સ્ત્રીઓ સાથે ક્રીડા કરતાં કરતાં તેણે પોતાના હજાર હાથ વડે નર્મદાના પ્રવાહને પણ બીજી દિશામાં વાળી દીધો. આથી પશ્ચિમ સમુદ્રને ક્રોધ ચઢયો. તે વેગથી પ્રચંડ ઉછાળા મારતો અર્જુન તરફ ધસી આવ્યો; પણ અર્જુન અલૌકિક શક્તિવાળો હોવાથી તેણે હસતાં હસતાં પોતાના હજાર હાથ ઊંચા કરીને સમુદ્ર ઉપર પછાડયા. આ જબર મારથી સમુદ્રનું શરીર હાલી ઊઠયું અને તે નાઠો. સમુદ્રમાં રહેતાં પ્રાણીઓ અને નાગલોકો ગભરાયાં. આખરે તે અમૂલ્ય રત્નોની ભેટ લઈને અર્જુન પાસે આવ્યો; તેને નમી પડયો અને પોતાના ગુન્હા માટે માફી માગવા લાગ્યો. અર્જુને તેને નિર્ભય રહેવાનું વચન આપ્યું. પ્રારબ્ધ ભોગવવા જ દેહ ધારણ કરી રહેલા જીવનમુક્તને રાગદ્વેષ કે માનાપમાનની અસર શાની હોય?

જ્ઞાની અને અજ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ એકસરખી હોવા છતાં તેમાં આકાશપાતાળ જેટલો ફેર છે! જ્ઞાની ભોગ ઇચ્છતો નથી છતાં આવેલા ભોગથી ગભરાતો નથી કે ભાન ભૂલી ગાંડો પણ થતો નથી. અજ્ઞાની ભોગની પાછળ ભૂત થઈ ભમે છે, એટલે તે ન મળે તો દુઃખી થાય છે અને મળે તોપણ પરિણામે આવતા દુઃખથી ચિંતામાં પડે છે. જ્ઞાનીને રાગદ્વેષ નથી; અજ્ઞાની રાગદ્વેષથી ભરેલો હોય છે, તેથી તે મોહશોકમાં ડૂબેલો અને ભયભીત રહે છે. અજ્ઞાની દુઃખમાં જ જીવન ગુમાવે છે, જ્યારે જ્ઞાની સતત સુખનો સ્વાદ લે છે. જ્ઞાનીનાં કર્મ નિષ્કામ અને નિરહંકાર હોવાથી તે પુણ્ય-પાપથી પર હોય છે. એટલે જ્ઞાનીને તેનું ફળ ભોગવવાનું

હોતું નથી. અજ્ઞાનીનાં કર્મ કામનાથી ભરેલાં અને અહંકાર-પ્રેરિત હોવાથી પુણ્યપાપવાળા કોઈ પણ અજ્ઞાનીને તેનાં સારાં નરસાં ફળ ભોગવવાનાં હોય છે.

અર્જુન આવી જીવન્મુક્ત સ્થિતિમાં રાજ્ય ચલાવી રહ્યો હતો. આખરે તેનું એ પ્રારબ્ધ પૂરૂં થવાનો સમય આવી પહોંચ્યો. તેના હંમેશના યજ્ઞોથી દેવો ગભરાયા. તેમને ચિંતા થવા લાગી કે અર્જુન કદાચ સ્વર્ગનુ રાજ્ય લઈ લેશે. તેઓ તેનુ તપ સહન કરી શકયા નહિ. તેઓ તેને ભ્રષ્ટ કરવાનો વિચાર કરવા લાગ્યા. આખરે બધાએ મળીને નિર્ણય કર્યો કે અર્જુન બ્રાહ્મણોનો ભક્ત છે માટે બ્રાહ્મણના વેષમા જઈ સૂર્યદેવે કોઈપણ ઉપાયે તેની શક્તિ હરી લેવી.

દેવોના નિર્ણય પ્રમાણે સૂર્યદેવ તદ્દન દુબળા, દરિદ્ર બ્રાહ્મણનો વેષ ધારણ કરીને મધ્યાન્હે અર્જુનને બારણે જઈ ઊભા. પેટ પીઠને ચોંટી ગયુ છે, આંખો ઊંડી ઊતરી છે, માથું કપે છે અને હાડકા દેખાય છેઃ એવા સાવ હાડપિંજર સમા, લથડિયા ખાતા, દરિદ્રી બ્રાહ્મણને જોઈ અર્જુન વિસ્મય પામી પાસે ગયો. ભાવથી તેને મહેલમા આણી આસન આપી નમસ્કાર કરીને પૂછ્યું કે હે દેવ! આપ કયાંથી પધારો છો ? આપનુ નામ શું ? અને શી ઇચ્છાથી આવ્યા છો ?

સૂર્યદેવઃ—હે રાજા ! મારૂં નામ દિવાકર ભટ્ટ છે અને હું ઉદયાચળ પર રહું છું. હું ઘણા દિવસનો ભૂખ્યો છું, માટે મને ઇચ્છાભોજન આપ. તું વિપ્રભક્ત છે એવી તારી કીર્તિ સાંભળીને આવ્યો છું; માટે વિલબ ન કર.

અર્જુનઃ—આપ શાથી તૃપ્ત થશો ?

સૂર્યદેવઃ—સાતે દ્વીપની તમામ વનસ્પતિઓ મને આપ. તેથી મારી તૃપ્તિ થશે.

અર્જુન ( બ્રાહ્મણના મો ભણી જોઈ) —તથાસ્તુ

બ્રાહ્મણનું તેજસ્વી મુખ જોઈ એને વિચાર થયો કે નક્કી આવું અપૂર્વ દાન માગનાર આ દિવ્ય મૂર્તિ સામાન્ય બ્રાહ્મણ ન હોય! એ કોઈ દેવ તો નહિ હોય? અરે! પણ હું કેમ ભૂલુ છું? એ પોતાનું નામ દિવાકર બતાવે છે, વાનો ઉદયાચળ પર રહે છે, માટે જરૂર આ અતિથિરૂપે સાક્ષાત્ સવિતા નારાયણ જ છે એમ વિચાર કરી તેણે સંકલ્પજળ હાથમાં આપ્યું, અને કહ્યું કે આપ કોણ છો? સૂર્યદેવ હો એવા લાગો છો! આપે માગેલું વનસ્પતિદાન મને કબૂલ છે આપ સુખે ભોજન કરો. સૂર્યદેવ તરતજ પોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થયા અને અર્જુનને ધન્યવાદ આપતા કહેવા લાગ્યા કે હે રાજા! આ વાયવ્યાસ્ત્રબાણથી બધી વનસ્પતિઓને સૂકવી નાખ એટલે અગ્નિરૂપે હું બધી ભસ્મ કરૂં. અર્જુને તરતજ એ બાણ લીધું અને છોડયું એના પ્રતાપે ધનુષ્યમાંથી વરસાદની માફક ચારે દિશામાં બાણની હેલી થવા લાગી, અને તમામ વનસ્પતિઓ સૂકાઈ ગઈ સૂર્યે પણ અગ્નિરૂપે તરતજ બધી ભસ્મ કરવા માંડી. જ્યાંત્યાં વૃક્ષો, વેલીઓ, છોડ, ઘાસ વગેરે બધાં બળી ચાલ્યાં સાતે દ્વીપમાં વનસ્પતિનું નામ ન રહ્યું

એ પ્રચંડ પ્રલયાગ્નિમાં વસિષ્ઠ ઋષિના આશ્રમના વૃક્ષો ફૂલઝાડ વગેરે વનસ્પતિઓનો પણ સંહાર થયો આગની ગરમીથી ઋષિ ધ્યાનમાંથી જાગ્રત થયા અને જ્યાંત્યાં વૃક્ષોને બળતાં જોઈ શિષ્યોને આગનું કારણ પૂછવા લાગ્યા શિષ્યોએ ખબર આપી કે એ દુષ્ટ કરણી સહસ્રાર્જુનની છે એ સાંભળતા વેંત જ ઋષિએ શાપ આપ્યો —ભગવાન દત્તના વરદાનથી ઉન્મત્ત બનેલા હે અર્જુન! તારૂં અભિમાન બેહદ વધી ગયું છે, માટે જમદગ્નિના પુત્ર પરશુરામ થોડા જ સમયમાં તારો નાશ કરશે

ખરેખર ભાવી બળવાન છે. તેથીજ વિપ્રભક્ત અને જ્ઞાની અર્જુન જેવાને હાથે આવી અઘટિત કરણી થઈ અને વસિષ્ઠ જેવા શાંત મુનિ પણ ક્રોધે ભરાઈ એવી શાપવાણી બોલ્યા. બધી દેવની લીલા છે. અર્જુનનું પ્રારબ્ધ પૂરૂં થવા આવેલું હોવાથી તેના નાશ માટે વસિષ્ઠનો શાપ માત્ર નિમિત્તરૂપ બન્યો: બીજું શું?

સૂર્યદેવ તૃપ્ત થઈ ઘેર ગયા. અર્જુને પોતાના સિદ્ધિબળ વડે બધી વનસ્પતિઓ સજીવન કરી. પણ વસિષ્ઠનો શાપ તો વજ્રલેપ રહ્યો! અને અર્જુનની બુદ્ધિ ભ્રષ્ટ થઈ તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું.

તેને અવળી મતિ સૂઝી અને સ્વર્ગનું રાજ્ય જીતી લેવાનો તેણે મનસુબો કર્યો. દિવ્ય વિમાનમાં બેસી તરત જ તે સ્વર્ગમા ગયો. રસ્તામાં કુબેરના ચૈત્રરથ બગીચાને ઉજ્જડ કર્યો અને લડવા આવેલા યક્ષ કિન્નરોને મારી નમાડી આગળ ચાલ્યો. ઇંદ્રને ખબર થઈ દેવો સહિત તે સામો થયો. દેવો અને અર્જુન વચ્ચે ભયંકર યુદ્ધ થયુ. દેવો હાર્યા અને નાઠા એટલે દેવરાજ ઇંદ્ર વજ્ર ઊંચુ કરી જાતે દોડ્યો. પણ અર્જુનના અતુલ પરાક્રમ આગળ તેનું કંઈ ચાલ્યુ નહિ. ઇંદ્રાણી સહ ઇંદ્રને પકડી લઈ વિજયથી ગર્જના કરતો તે આગળ ચાલ્યો. દેવો ગભરાયા; સ્વર્ગમાં હાહાકાર થઈ રહ્યો. દેવો ફરી ક્રોધથી લડવા આવ્યા, પણ અર્જુનના અસહ્ય માર્થી છિન્નભિન્ન થઈને પાછા ખસ્યા.

નાઠા વિવસ્ત્ર[1] કોઈ ત્યા, કોઈ મુખે શસ્ત્ર;
કોઈ આંખો મીચીને, ભાગે નીચુ તત્ર અ ૨૧. ૭૮

---

૧. નવસ્ત્રા.

છેવટે હતાશ થઈ અર્જુનને કાલાવાલા કરીને જેમતેમ ઇંદ્ર-ઇંદ્રાણીને તેઓ છોડાવી લાવ્યા.

ત્યાંથી બધા મેરુ પર્વત ઉપર આવ્યા અને મસલત કરીને ઇંદ્ર સાથે બ્રહ્મદેવ પાસે જઈ ખિન્નપણે બધી હકીકત કહી સંભળાવી. બ્રહ્મદેવની સલાહથી તેમની સાથે બધા વિષ્ણુલોકમાં ગયા અને ભગવાનને દંડવત્ પ્રણામ કરી તેમની પ્રાર્થના કરવા લાગ્યાઃ—હે નારાયણ ! દત્ત સ્વરૂપે આપે આપેલા વરદાનથી ઉન્મત્ત બનીને અર્જુને સ્વર્ગમાં કેર વર્તાવ્યો છે. બીજા કોઈનો ત્યાં ગજ વાગે તેમ ન હોવાથી આપ જ અમારૂ રક્ષણ કરો. અમે આપને શરણે આવ્યા છીએ.

વિષ્ણુએ વિચાર કર્યો કે ખરેખર ! અર્જુનને સ્વર્ગની તલમાત્ર ઇચ્છા નથી, તોપણ પ્રારબ્ધયોગે તે આવી અવળી ચેષ્ટા કરી રહ્યો છે. એ પ્રારબ્ધ હવે પૂરૂં થવા આવ્યુ છે. દેવોને બિચારાને એની શી ગમ પડે ? એણે પોતાનાથી વિશેષ ખ્યાતિવાળાને હાથે મોતનું વરદાન માગી લીધું છે. મારા વગર એવો બીજો વિશ્વમાં કોણ હોઈ શકે ? વળી એનું જોઈ ક્ષત્રિયો પણ એકદમ બહેકી ગયા છે. માટે હુ જાતે જ અવતાર ધારણ કરી અર્જુનને ઇચ્છિત મોત આપી વરદાન પૂરૂં કરૂં અને ઉન્મત્ત ક્ષત્રિયોનો સંહાર કરી ભૂભાર ઉતારૂં !

એમ નિર્ણય કરી ભગવાને બ્રહ્માદિકોને કહ્યું કે હે દેવો ! તમે ચિંતા છોડો. હું જાતેજ જમદગ્નિને ઘેર અવતાર લઈશ અને અર્જુન સાથે યુદ્ધ કરી તેનો સંહાર કરીશ. તમે નિર્ભય થઈ સ્વર્ગમાં જાવ.

ભગવાનનાં વચન સાંભળી બધા પ્રસન્ન થયા અને વંદન કરી આજ્ઞા લઈ સૌ સૌને ઘેર ગયા.

---

# ૧૧. પરશુરામાવતાર

વૈશાખે [1]સિતપક્ષમાં પુણ્ય તૃતીયા તેમ,
મિથુનલગ્ન મધ્યાહ્નમાં, રેણુકોદરે એમ
દેવપ્રાર્થનાથી ધરે હૃષીકેશ અવતાર;
વાગે દુંદુભિ સ્વર્ગમાં, પડે [2]સુમનસંભાર અ.૨૩. ૧૨-૧૩

પવિત્ર નર્મદાતટે ગુજરાતમાં ભરૂચ પાસે પ્રખ્યાત ભૃગુ-ઋષિ પોતાની સ્ત્રી ખ્યાતિ સાથે તપ કરી રહેતા હતા. તેમને ઋચિક નામે પુત્ર હતો. તે હિમાલય ઉપર તપ કરી અનેક વિદ્યાઓ પ્રાપ્ત કરીને ઘેર આવ્યો, ત્યારે ભૃગુઋષિએ તેને કોઈ લાયક કન્યા સાથે લગ્ન કરી ગૃહસ્થાશ્રમ માંડવાની આજ્ઞા કરી.

પિતાની આજ્ઞા માથે ચઢાવી ઋચિક કન્યાની શોધમાં નીકળ્યો. ધ્યાન ધરીને જોતાં ખબર પડી કે કનોજના રાજા ગાધિને ત્યાં એક સુંદર અને યોગ્ય કન્યા છે. તરતજ મનોવેગથી તે ગાધિને ત્યાં ગયો અને કન્યાનું માગું કર્યું.

ગાધિ ગભરાયો. રાજકુળના મોજશોખમાં ઉછરેલી નાજુક પુત્રીનું જંગલના એક દરિદ્ર બ્રાહ્મણને દાન કરવું તેને યોગ્ય લાગ્યું નહિ, છતાં ઋચિકના શાપનો ભય લાગવાથી યુક્તિપૂર્વક તેને પાછો કાઢવાનો વિચાર કરી તેણે કહ્યું કે બત્રીસ-લખણી મારી કન્યા જોઈ ઘણા જણ તેની માગણી કરતા હોવાથી મેં એક વિચિત્ર પ્રતિજ્ઞા કરી છે કે 'જે એક હજાર [3]શ્યામકર્ણી અશ્વ મને લાવી આપે તેને કન્યાનું દાન કરવું.' તમારાથી તે બની શકે તો મને વાંધો નથી.

૧. અજવાળિયામાં. ૨. પુષ્પવૃષ્ટિ. ૩. જેના કાન માત્ર કાળા અને બાકીનું બધું અંગ સફેદ હોય તે.

ઋચિકે 'હા' કહી ધ્યાનથી જોયું તો માલમ પડયું કે વરુણની પાસે તેવા ઘોડા છે. એટલે આકાશમાર્ગે તરત જ તે વરુણલોકમાં ગયો અને એક હજાર કાળા કાનવાળા ઘોડાઓની માગણી કરી.

એ આપવાની પોતાની ઇચ્છા ન હોવાથી, પણ ઋચિકના શાપના ભયથી, વરુણે યુક્તિથી કામ લેવા માંડયું. ઘોડાઓને ખૂબ દારૂ પાઈને છૂટા મૂકયા પછી તેણે ઋચિકને કહ્યું કે હે મુનિ ! એ ઘોડાઓ માણસને ગાંઠતા નથી, પકડવા જતાં જ કરડવા દોડી અદ્ધર ઊડે છે છતાં આપ માગણી કરો છો તો જાવ, આપનાથી પકડાય તો જોઈએ એટલા ઘોડા લઈ જાવ.

વરુણનાં વચન સાંભળી ઋચિક ઘોડાઓ પાસે ગયો તપસ્વીની નિર્દોષ દૃષ્ટિમાત્રથી ઘોડાઓ શાંત બની ગયા અને ઋચિકને વશ થયા. તે એક હજાર ઘોડા લઈ વરુણને આશીર્વાદ આપી ચાલતો થયો; અને મનોવેગે કાન્યકુબ્જ આવી તેણે ગાધિને ઘોડા અર્પણ કરી પ્રતિજ્ઞા પૂરી કરવા કહ્યું. તેની અલૌકિક શક્તિથી રાજા અજાયબ થયો. ઋચિકની યોગસિદ્ધિનું તેને ભાન થયું અને પોતાની કન્યા તેની સાથે જરાય દુઃખ નહિ પામે એવી તેની ખાત્રી થઈ એટલે યોગ્ય મુહૂર્ત સાધી ખૂબ ઠબઠબાથી પોતાની કન્યા સત્યવતીનું તેને દાન કર્યું.

ઋચિક થોડાક દિવસ ગાધિને ત્યાં રહ્યો. તે દરમ્યાન રાજા અને રાણીએ અત્યંત ભાવથી તેની સેવા કરવા માંડી. ઋચિક તેમની સેવાથી પ્રસન્ન થયો અને તેમને પુત્ર ન હોવાથી પુત્ર થવાનું વરદાન આપી સત્યવતીને સાથે લઈ પોતાને ઘેર ગયો, અને નમસ્કાર કરી બધી હકીકત માતપિતાને ચરણે નિવેદિત કરી.

સત્યવતી પતિની તથા સાસુ સસરાની ખૂબ ખંતથી સેવા કરવા લાગી. એમ કંઈક કાળ આનંદમાં ગયો. એક દિવસ ભૃગુઋષિએ પ્રસન્ન થઈ સુલક્ષણી [1]સ્નુષાને વરદાન માગવા કહ્યુ. સત્યવતીએ હાથ જોડીને કહ્યું કે હે પ્રભો! મારી બુદ્ધિ ધર્મમાં સ્થિર થાઓ. બીજું શું માગું? છતાં હું તથા મારી માતા અપુત્ર છીએ તો બંનેને સત્પુત્રની પ્રાપ્તિ થાય એજ વિનંતિ છે.

ભૃગુઋષિઃ—હે સત્યવતી! તું પવિત્ર થઈને પીપળાનું પૂજન કરી તેને ભેટજે અને તારી માતા તેજ પ્રમાણે [2]ઔદુમ્બરનું પૂજન કરી તેને ભેટે. પછી પુત્રકામેષ્ટિ યજ્ઞ કરી તેમાંનો બ્રાહ્મમંત્રથી મંત્રેલો પ્રસાદ તારે લેવો, અને ક્ષાત્રમંત્રથી મંત્રેલો પ્રસાદ તારી માતાએ લેવો. તેથી તને બ્રહ્મતેજથી યુક્ત,અને તારી માતાને ક્ષત્રિયોમાં રત્ન જેવો,પુત્ર થશે.

એમ કહી ભૃગુએ ઋચિકને ગાધિ રાજાને ત્યા જઈ બધુ કર્મ યથાવિધિ કરાવવાની આજ્ઞા આપી. સત્યવતી સાથે ઋચિક કનોજ ગયો અને ગાધિ પાસે પુત્રકામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. બધુ યથાવિધિ પૂરૂ થયું. પણ દૈવયોગે પ્રસાદ લેવામા ભૂલ થઈ. રાણીનો ભાગ કુંવરીએ અને કુંવરીનો ભાગ રાણીએ ભક્ષણ કર્યો! ત્રિકાળજ્ઞાની ભૃગુઋષિને આ વાતની ખબર થઈ ને તરતજ તે ત્યા જઈ પહોચ્યા, અને રાજાને કહ્યુ કે હે રાજા! બધું કર્મ યથાવિધિ પૂરૂ થવા છતાં પ્રસાદ લેવામાં ગંભીર ભૂલ થઈ છે. તેથી કરીને તારી રાણીને બ્રાહ્મણપુત્ર અને કુંવરીને ક્ષત્રિયપુત્ર થશે. ભૃગુનાં વચન સાંભળી ગાધિને તો કંઈ ચિંતા ન થઈ, પરંતુ

૧. છોકરાની વહુને. ૨. ઉમરડો

સત્યવતીને બહુ ખેદ થયો તે ભૃગુને ચરણે ઢળી પડી બહુ રડવા લાગી, અને કહેવા લાગી કે હે પ્રભો ! હું બ્રાહ્મણની સ્ત્રી છું મારો પુત્ર ક્ષાત્રવૃત્તિવાળો થાય તે ઠીક નહિ, એ તો આપના જેવો બ્રહ્મર્ષિ જ થવો જોઈએ

સ્નુષાના કાલાવાલાથી ભૃગુનુ હૃદય પીગળ્યુ તેમણે કહ્યુ કે હુ મ ત્રબળથી તારા ક્ષત્રિયગર્ભને બ્રાહ્મણગર્ભમા ફેરવુ છુ પણ તારો પૌત્ર તો ક્ષત્રિયગુણી જ થશે ! આ સાભળી સત્યવતી પ્રસન્ન થઈ ભૃગુઋષિ બધાને આશિષ આપી પોતાને આશ્રમે ગયા

યોગ્ય કાળે રાણી અને સત્યવતીને પુત્રરત્નો સાંપડ્યા રાજારાણીના આન દનો પાર ન રહ્યો તેમણે ધામધૂમથી એ પ્રસ ગે ઉત્સવ ઉજવ્યો સત્યવતીના પુત્રનુ નામ જમદગ્નિ પાડ્યુ, અને રાણીના કુવરનુ નામ વિશ્વામિત્ર પાડ્યુ જમદગ્નિ સાક્ષાત્ શિવના અવતાર હતા વિશ્વામિત્ર પણ મહાન તપસ્વી તરીકે પ્રસિદ્ધ થયા બ્રાહ્મમ ત્રના પ્રભાવથી ઉત્પન્ન થએલા હોવાથી ક્ષત્રિય હોવા છતા બ્રાહ્મણત્વ મેળવવા માટે તેમણે સા૦ હજાર વરસ તપ કર્યું, છતા કોઈએ તેમને બ્રહ્મર્ષિ ન કહ્યા સૌએ કહ્યુ કે જો તમારે બ્રાહ્મણ કહેવડાવવું જ હોય તો વસિષ્ઠઋષિ પાસે જાવ તેમની 'હા' થતા કોઈને વાધો નહિ રહે

વિશ્વામિત્ર એકદમ વસિષ્ઠ પાસે ગયા અને પોતાને બ્રાહ્મણ કહેવા પ્રાર્થના કરી વસિષ્ઠે ના પાડી એટલે વિશ્વામિત્રે ક્રોધે ભરાઈ વસિષ્ઠના સા૦ પુત્રોને ઘાતકી રીતે મારી નાખ્યા છતા વસિષ્ઠ શાત રહ્યા

છેવટે વિશ્વામિત્રે વસિષ્ઠને મારી નાખવાનો નિર્ણય કર્યો તે એ રાતે તરવાર, ધનુષ, બાણ વગેરે લઈ વસિષ્ઠના

શ્રમમાં ગયા. શરદ પૂનમની રાત હતી. ચંદ્રમા પૂર્ણ તેજે પ્રકાશી રહ્યો હતો. આકાશ તદ્દન સ્વચ્છ હતું. વસિષ્ઠ અને અરૂધતી ચાંદનીમાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં અને ચંદ્રના નિર્મળ પ્રકાશની પ્રશંસા કરતાં હતાં.

અરુંધતીઃ—હે સ્વામિન્! આ ચંદ્રના જેવું નિર્મળ અને શુદ્ધ બીજું કોઈ ત્રિલોકમાં હશે ખરૂં?

વસિષ્ઠઃ—આ વિશ્વમાં માત્ર વિશ્વામિત્રનું તપ જ એવું નિર્મળ છે! એના વગર બીજું કંઈ એવું નથી તે નિશ્ચય માન.

છુપાઈ રહેલા વિશ્વામિત્રને કાને આ શબ્દ પડતાં જ તેઓ પશ્ચાત્તાપથી ખિન્ન થયા. તેમની હિંસક મનોવૃત્તિ નાશ પામી અને નિર્વૈર વસિષ્ઠ પ્રત્યે તેમને પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તેમનો અહંકાર ગળી ગયો. હથિયાર ફેંકી દઈ તરતજ તે વસિષ્ઠને ચરણે પડયા અને પ્રાર્થના કરતાં કરતાં થએલા અપરાધોની માફી માગી ગળગળા થઈ કહેવા લાગ્યા કે હે નાથ!

રજેગુણી પાપી નહી. માતૃદોષથી દોષ,
અયોગ્ય વિપ્ર થવા પ્રભો વેર પાળવી આવ્યા
માર્યા પુત્રો આપના ભૂલી એ અન્યાય.
દો ક્ષમા માગી, અર્પું ચરણે કાય અ.૨૨ ૧..-૩૪

વિશ્વામિત્રને સાચો પશ્ચાત્તાપ થયો છે એવું જોઈ વસિષ્ઠે કહ્યુઃ—હે વિશ્વામિત્ર! તારા આ પશ્ચાત્તાપથી તારૂં અંતઃકરણ શુદ્ધ થયું છે અને તારૂં નિર્મળ તપ જોઈ હું સંતુષ્ટ થયો છુ. માટે એક પાત્રમાં દાળચોખા ભેગા નાખી તેને તારા માથા પર મૂક અને પછી અગ્નિનું આવાહન કર. એ યોગાગ્નિથી રંધાએલી ખીચડી પછી મને જમાડ.

એટલે એ પ્રાયશ્ચિત્ત વડે તુ શુદ્ધ બનીશ !

વિશ્વામિત્રે વસિષ્ઠની આજ્ઞા માથે ચઢાવી તેમના કહેવા પ્રમાણે ખીચડીનુ વાસણ માથા પગ મૂકી અગ્નિનુ આવાહન કર્યું અગ્નિ પ્રગટ થયો અને તેની જ્વાળાઓથી વિશ્વામિત્રનુ આખુય ક્ષાત્રશરીર બળીને ખાખ થયુ તેના પર વસિષ્ઠે મ ત્રેલુ જળ છાટયુ તરતજ નૂતન દેહથી વિશ્વામિત્ર ભસ્મમાથી ખડા થયા અને તરતજ વસિષ્ઠે તેમને બ્રાહ્મણ કહીને બોલાવ્યા ત્યારથી બધે એ રાજર્ષિ મટી બ્રહ્મર્ષિ તરીકે ઓળખાવા લાગ્યા અને પોતાના તપોબળથી ગાયત્રી મ ત્રના દૃષ્ટા તથા નવી સૃષ્ટિના સ્રષ્ટા ( રચનાર ) તરીકે પ્રસિદ્ધ થયા

આ તરફ ભગવાન શકરે જમદગ્નિરૂપે અવતાર ધારણ કરેલો જાણી પાર્વતીએ કર્ણોટકમા રેણુ રાજાને ત્યા જન્મ ધર્યો રાજાએ તેનુ નામ રેણુકા પાડયુ તે જન્મથીજ જમદગ્નિનુ ધ્યાન ધરતી હતી એનો નિશ્ચય જોઈ તે ઉમરલાયક થઈ એટલે રેણુએ પણ જમદગ્નિને બોલાવી તેમની સાથે તેનુ લગ્ન કર્યુ

દેવગ ગાને કાઠે આશ્રમ બાધીને બન્ને જણ રહેવ લાગ્યા ઋષિ અગ્નિહોત્ર ગણી તપ કરતા અને રેણુકા તેમની સેવામા હાજર રહેતી એમ આન દથી દિવસો જતા કેટલેક કાળે તેમને પાચ પુત્રો થયા પહેલાનુ નામ વસુમ ત, બીજાનુ વસુ, ત્રીજાનુ સુષેણ, ચોથાનુ વિશ્વાવસુ અને પાચમાનુ પરશુરામ

પરશુરામ સાક્ષાત્ વિષ્ણુતેજનો અવતાર હતા પૃથ્વી પર વધી ગએલા ક્ષત્રિયોના ભારને ઓછો કરવા માટે જ તેમનો જન્મ હતો યોગ્ય ઉમરે વ્રતબધ થતા પિતાની આજ્ઞા લઈ હિમાલય પર તપ કરવા ગયા મહાદેવને પ્રસન્ન

કરી તેમણે ધનુર્વેદનો સારો અભ્યાસ કર્યો અને બીજાં શાસ્ત્રો પણ સારી રીતે ભણીને ઘેર આવ્યા પછી તેઓ માતપિતાની સેવામાં દિવસ ગાળવા લાગ્યા. તેમની અનન્ય સેવા અને વિનયથી બીજા પુત્રો કરતાં તેમના ઉપર જમદગ્નિ અને રેણુકા ઉપરાંત આસપાસના અન્ય ઋષિમંડળનો પણ વિશેષ પ્રેમ હતો.

એક દિવસ સતી રેણુકા ગંગાએ સ્નાન માટે ગઈ હતી. ત્યાં ચિત્રરથ ગંધર્વને પોતાની સ્ત્રીઓ સાથે જળક્રીડા કરતો જોઈ સતીના ચિત્તમાં ક્ષણિક મોહ થયો; અને તેમના એ વૈભવ અને સુખની તેણે મનથી પ્રશંસા કરી.

પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી સતી હંમેશાં વસ્ત્રમાં જ પાણી બાંધી ઘેર લઈ જતી; પણ આ માનસિક પાપથી આજે પાણી વસ્ત્રમાં ન રહ્યું. સતી પશ્ચાત્તાપથી રડવા લાગી. તેને પોતાની જાત પ્રત્યે ધિક્કાર છૂટયો. છેવટે દેવની પ્રાર્થના કરીને ચિત્ત શાંત કર્યું અને પાણી માથે લઈ વિચારમગ્ન સ્થિતિમાં આશ્રમે પાછી ફરી.

ત્રિકાળજ્ઞાની જમદગ્નિ આગળથી જ બધું પામી ગયા હોવાથી કાળ જેવા સામે જ ઊભા હતા. રેણુકાને નીચું મોં ઘાલી આવતી જોઈ જમદગ્નિ કોપ્યા અને સતીને ધમકાવી કહેવા લાગ્યા કે હું તો દરિદ્ર વિપ્ર છું. તારા મોજશોખ અહીં પૂરા નહિ થાય. માટે રાજાને ત્યાં જા અને મન માને તેમ મ્હાલ.

> કંટાળ્યું મન તાહરું, મારાથી એ એમ;
> રંગાયું પરરંગથી, કર કાવતું તેમ. અ.૨૩. ૫૩

ખબરદાર! મારા આશ્રમમાં પ્રવેશ ન કર. જલ્દી દૂર થા. આવાં ક્રોધયુક્ત વચન સાંભળી સતી થરથર ધ્રૂજવા લાગી.

આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યા શરીર નિસ્તેજ બન્યુ કંઠ રૂંધાયો. કંઈ પણ જવાબ આપ્યા સિવાય લાકડાની પૂતળી માફક તે ત્યાંજ નીચુ ઘાલી ઊભી રહી

જમદગ્નિએ ફરીથી વાગ્બાણ છોડવા માંડ્યા અરે! તું હજીએ ઉદ્ધતપણે ઊભી જ છે? જા મો કાળુ કર, નહિ તો મોતજ આવ્યું સમજજે એવું સાંભળી મની મનમા કહેવા લાગી કે એવો યોગ ક્યાથી? પ્રારબ્ધવશાત્ હુ એકવાર તો ભૂલી, પણ હવે આ તક કેમ ચૂકુ? પ્રાણ જતા પણ હુ અહીંથી ખસીશ નહિ સાધુનો આશીર્વાદ અને ક્રોધ બને દુર્લભ છે બને મારૂ કલ્યાણજ કરશે

પતિહસ્તે મરતા નથી થશ પાપનો નાશ

ટળશ આગળ દુર્ગતિ થઈશ મુક્ત હું ખાસ અ ર૩ ૬૫

એમ વિચારી સામો જવાબ ન આપતા હાથ જોડી ઊભી જ રહી એને બાગણા આગળ એમ નિશ્ચયથી ઊભેલી જોઈ જમદગ્નિનો ક્રોધ બમણો ઉછળ્યો એમણે પોતાના મોટા પુત્રને બોલાવી આજ્ઞા કરી કે તારી માતા માનસ પાપથી ભ્રષ્ટ થઈ છે, માટે વિના વિલબે તેનો શિરચ્છેદ કર વસુમંતે શાતિથી કહ્યુ કે હે પિતા! ક્રોધ શાત કરો શાસ્ત્રમા ક્રોધની ઘણી નિંદા કરેલી છે વળી મા તો પરમ દૈવત છે તેને મારવાનુ અઘોર પાપ મારાથી કેમ થાય? પુત્રવચન સાભળી જમદગ્નિ ગર્જી ઊઠ્યા —અરે! પિતાની આજ્ઞા પાળવી એજ પુત્રનો ધર્મ એ ઊચો મૂકી ઊલટો મને જ ન્યાયશાસ્ત્ર શીખવે છે? જા, બળીને ભસ્મ થા

વચન નીકળતા જ વસુમંત રાખ થઈ ઢળી પડ્યો પછી જમદગ્નિએ બીજા પુત્ર વસુને બોલાવી એજ પ્રમાણે

આજ્ઞા કરી તેણે કહ્યુ કે હે તાત ! શાસ્ત્ર કહે છે કે પિતા કરતા માતા સોગણી શ્રેષ્ઠ છે વળી એક ઘડીભરના એના સ્તનપાનનો ઉપકાર જીદગી સુધી કદીયે પાછો વાળી શકાય એમ નથી એને શબ્દથી પણ કેમ દુભવાય ? માટે એ માતાનો વધ મારાથી નહિ થાય ! અગ્નિમા ઘી હોમ્યાની માફક આ સાભળી જમદગ્નિ વધારે સતપ્ત થયા અને એને પણ શાપીને ભસ્મ કર્યો વિશ્વાવસુ અને સુષેણની પણ એજ દશા થઈ

એટલામા સમિધ પુષ્પ લઈ પરશુરામ વનમાથી આવી પહોચ્યો જમદગ્નિએ એને પણ એજ વાત કહી. પરશુરામે વિચાર કર્યો —હુ ના પાડીશ તોપણ મારી મા બચવાની તો નથી જ અમને બ નેને શાપ આપી એ ખાખ કરશે માટે વખત વિચારી લઉ અને માતૃવધ કરી પિતાને પ્રસન્ન કરુ એ સર્વસમર્થ છે રીઝશે તો બધાને ઉઠાડતા વાર નહિ લાગે

એમ વિચારી પરશુરામે તરતજ પરશુથી માતાનુ માથુ ધડથી જુદુ કર્યું

ફૂટી ગેગો લોહીની, થતા નિરછેદ
તોએ બીજી આખ ના, એની દૃષ્ટિ અભેદ ! અ ૨૩ ૯૩

જમદગ્નિનો કોપ શાત પડયો આજ્ઞાપાલક પરશુરામની તે પ્રશસા કરવા લાગ્યા અને એના ઉપર પ્રસન્ન થઈ તેને વરદાન માગવા કહ્યુ

પરશુરામ —હે પિતા ! આપ મારા પર પ્રસન્ન થયા હો તો મારી માતા અને ભાઈઓ સજીવન થાવ, મને આ હત્યારા પ્રસગનું મુદ્દલે સ્મરણુ ન રહો, અને હુ ચિરજીવ થઈ બધે વિજયી બનુ એવુ વરદાન આપો

જમદગ્નિએ ' તથાસ્તુ ' કહી આશીર્વાદ આપ્યો તત્તજ રેણુકા અને વસુમતાદિ ભાઈઓ બેઠા થયા.

પરશુરામ માતાના ચરણમાં નમી પડયો. માતા રેણુકાએ તેને છાતી સરસો ચાંપી ધન્યવાદ આપ્યો અને આશીર્વાદ આપી કહ્યુંઃ—ધન્ય છે તને! તારા ઉત્તમ કાર્યથી હું પ્રસન્ન થઈ છું. તું સર્વત્ર પૂજ્ય બનીશ અને તારી કીર્તિનાં ગાન કરી લોક સુખ પામશે! બધે તારો વિજય થશે અને કલિકાલ કદી તને પીડી શકશે નહિ.

એ પ્રમાણે પરશુરામને આશિષ આપી સતી રેણુકા જમદગ્નિને પગે પડી અને પ્રાર્થના કરવા લાગી કે હે પ્રભો! આપે કૃપા કરી મને સઘળાં પાપમાંથી મુક્ત કરી છે. જન્મોજન્મ આપનો યોગ થાય એજ મારી પ્રાર્થના છે. એમ કહી પતિચરણમાં ફરીફરી વંદન કરવા લાગી.

જમદગ્નિએ પ્રસન્નચિત્તે કહ્યું કે હે સતી! તું તો સદા શુદ્ધ જ છે! પણ અન્યને ઉપદેશ આપવા માટેજ મેં આ લીલા કરી છે. પરશુરામની પિતૃભક્તિની પણ એમાં કસોટી થઈ છે. એનું નામ અમર થશે.

એ પ્રમાણે સર્વનાં ચિત્ત શાંત થયાં અને જાણે કશુંજ બન્યું ન હોય એમ સૌ સૌને કામે લાગી આનંદથી રહેવા લાગ્યાં.

---

## ૧૨. પરશુરામચરિત્ર

ત્યાં તો રામે પરશુથી તોડયું મસ્તક એમ;
પડયું કલેવર ભૂમિ પર, ધમ્ ધમ્ કરતું તેમ!
જ્યોતિરૂપે પ્રાણ એ, દત્તરૂપમાં જાણ,
મળ્યા અનકર્ષ વેગથી; થયા ચકિત સુર માન. અ.૨૪. ૧૭૩-૭૪

રાજા સહસ્રાર્જુન એક દિવસ શિકારે ગયો હતો.

જંગલમાં ફરતાં ફરતા જમદગ્નિનો નંદનવન સમો સુંદર આશ્રમ તેના જોવામાં આવ્યો. સૈન્ય થાકી ગયુ હતું અને ઘેર જવાની તૈયારી હતી. પરંતુ ઋષિનું દર્શન કરી ઘેર જવું એવો વિચાર કરી આશ્રમની મર્યાદા સાચવવા સૈન્ય દૂર રાખી માત્ર બેત્રણ સાથીઓને લઈ તે અંદર પેઠો. સાક્ષાત્ શિવ જેવા તેજસ્વી જમદગ્નિને જોઈ રાજાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો અને આપેલા આસન પર બેઠો.

ઋષિ જમદગ્નિ રાજાના વિનયથી ખુશ થયા અને તેને કુશળ સમાચાર પૂછવા લાગ્યા.

સહસ્રાર્જુન—આપની કૃપાથી સર્વ કુશળ છે. વિશેષ, આપના દર્શનથી હું કૃતાર્થ થયો છુ; દાસને કંઈ સેવા ફરમાવો એજ પ્રાર્થના છે.

ઋષિઃ—હે રાજા! તારા રાજ્યમાં અમે તદ્દન નિર્ભય છીએ અને દેવની દયાથી કંઈજ કમી નથી. છતા તમે બધા સૈન્ય સાથે અહીં પ્રસાદ લઈને પછી ઘેર જાઓ એવી ઇચ્છા છે! ગંગાએ જઈ સ્નાનસંધ્યાદિથી પરવારીને આવો એટલામાં રસોઈ તૈયાર થઈ જશે!

અર્જુને જમદગ્નિનું આમંત્રણ સ્વીકાર્યું. સૈન્ય સાથે પોતે સ્નાનસંધ્યા કરવા ગયો. જમદગ્નિએ કામધેનુની પ્રાર્થના કરીને તમામ સામગ્રી તૈયાર કરી દીધી. વિધવિધ પકવાનો રંધાઈ ગયા. ચાંદીના થાળ, સોનાના વાટકા, ચંદનના બાજઠો, સોનાના લોટા અને રત્નજડિત પ્યાલા હારબંધ ગોઠવી દેવામાં આવ્યા. બધે રંગોળી પૂરી દરેક પાત્ર પાસે સુગંધી ધૂપ અને દીપ મૂકી શણગાર કરવામાં આવ્યો. સુગંધી જળનો છંટકાવ કરી ભૂમિ પવિત્ર કરવામાં આવી.

સ્નાનાદિથી પરવારી અર્જુન સૈન્ય સાથે પાછો ફર્યો. સર્વે પોતપોતાને સ્થાને બેઠા. ભોજનની દરેક વાની પીરસાઈ ગઈ. જમદગ્નિએ ખૂબ આગ્રહથી બધાંને જમાડીને તૃપ્ત કર્યા. કેમર કસ્તુરીથી મઘમઘતો મુખવાસ અપાયો. પછી ઋષિએ સૂચના કરી કે આ સોનાચાંદીનાં પાત્ર તમામ ઘેર લઈ જાવ. અમારે તો એ કચરા બરાબર છે!

બધો ઠાઠ જોઈ અર્જુનને ખૂબ આશ્ચર્ય થયું! થોડાજ સમયમાં આવું સમૃદ્ધિવાળું ભોજન અને પાત્રો એ બધું ક્યાંથી આવ્યું તેની તેને કંઈ સમજ ન પડી. તેણે નમસ્કાર કરીને જમદગ્નિને એ સંબંધી પ્રશ્ન કર્યો. જમદગ્નિએ સરળતાથી કહ્યું કે એ બધો આ કામધેનુનો પ્રતાપ છે. માગેલી વસ્તુ ક્ષણવારમાં તે હાજર કરે છે અને તેથી જ જંગલમાં આ બધું મંગલ થયું છે.

અર્જુનઃ—સર્વે સિદ્ધિઓ મારે બારણે પાણી ભરે છે, છતાં કામધેનુ સિવાય બધો ભંડાર ખાલી જેવો જ છે. માટે કૃપા કરી મને એ ધેનુ આપો.

જમદગ્નિઃ—હે રાજા! એ તો મારી હોમધેનુ છે. એના ઘીદૂધ વગર મારા ધર્મકર્મનો લોપ થાય. એટલે એ હું આપી શકું એમ નથી.

રાજાએ બદલામા હજારો ગાયો અને રત્નાદિ આપવાનું કહ્યું. પણ ઋષિ ગોવિક્રય કેમ કરે? તેમણે ફરી પણ ના પાડી ને કહ્યું કે હે રાજા! તું ગોબ્રાહ્મણપ્રતિપાળક છે. આવી જબરાઈ તને ન શોભે! વળી તું ભગવાન દત્તનો ભક્ત છે. માટે વિવેક છોડી મોહમાં ન પડ.

જમદગ્નિનો બોધ તેને જરાય લાગ્યો નહિ. ગાયની

કિંમત તરીકે કેટલાક ધનરત્નાદિ ત્યાં મૂકી સેવકો પાસે તે ગાયને છોડાવી રાજાએ પોતાના ઘર ભણી લેવરાવી. ભવિષ્યનો વિચાર કરી જમદગ્નિ શાંત રહ્યા; અને પોતાના ધ્યાન વગેરે નિત્યકર્મમાં લાગી ગયા.

થોડીવારમાં પરશુરામ સમિધા વગેરે લઈ વનમાંથી આવ્યો. વાછરડું માતાના વિયોગથી ખૂબ બોઘેડેતું હતું. રામે તેનુ રૂદન સાંભળ્યુ. તપાસ કરતાં કો'ઢમાં ગાય જોવામા આવી નહિ. ભાઈઓને પણ દીલગીર થએલા જોયા. આ બધી ખિન્નતાનું કારણ પૂછતા ભાઈઓએ જવાબ આપ્યો કે રાજા સહસ્રાર્જુન આજે અહીં આવ્યો હતો; તેને પિતાશ્રીએ સૈન્ય સાથે ઉત્તમ ભોજન આપ્યુ. કામધેનુનો પ્રભાવ જોઈ રાજાની મતિ બગડી અને તેણે તેની માગણી કરી. પિતાશ્રીએ ના પાડી. તેને ખૂબ સમજાવ્યો. પણ તે એકનો બે થયો નહિ અને હઠ કરીને બળાત્કારથી ગાયને છોડી લઈ ગયો આ વાછરડુ તેથી જ બૂમો પાડી રહ્યુ છે.

એ વાત સાભળી પરશુરામને ખૂબ ક્રોધ ચઢયો. ઉન્મત્ત અને બ્રાહ્મણદ્વેષી અર્જુનને શિક્ષા કરવાનો એણે નિશ્ચય કર્યો. ખરેખર! એ કાર્ય માટે તો એ જન્મ્યો હતો. પિતાને પણ પૂછ્યા વિના હાથમા પરશુ લઈને તે અર્જુનનો વધ કરવા દોડ્યો.

દોડે વાયુસમ અહા ! ગાજે ધમ ધમ ભોમ,
ચમકે વીજ્રો માર્ગમા, જોઈ એનું જોમ !! અ.૨૪. ૮૫

પ્રલયકાળ નજીક આવ્યો હોય તેમ, કોપેલા રુદ્ર સમો એને જોઈ બધા ધ્રૂજવા લાગ્યા. જોતજોતામાં અર્જુનની સેનાને એણે પકડી પાડી. રાજાને એણે ખૂબ લલકાર્યો કે

હે ચોર! બ્રાહ્મણની ગાય હરી ક્યાં ભાગે છે? ઊભો રહે. હમણાં જ તને યમધામ પહોંચાડું છું.

સહસ્રાર્જુને પાછું વાળી જોયું અને એક બ્રાહ્મણના બાળકને આમ હિંમતભેર પોતાને મારવા આવતો જોઈ વિચાર કર્યો કે જરૂર એ ભગવાન વિષ્ણુ પોતે જ છે. કેમકે બ્રાહ્મણ શસ્ત્ર ન ઝાલે; બહુ તો બાળીને ભસ્મ કરે. તેમાંય

દ્વિજોરવંશ પખુ [1]કુમરી, ભામે બાળક એહ;
વૈકુંઠાધિપ[2] એ નકી, એમાં ના સંદેહ. [redacted] ૨૪. ૯૪

માટે ‘શ્રેષ્ઠને હાથે મરવાનું’ મેં માગી લીધેલું વરદાન પૂરું થવાનો સમય આવી પહોંચ્યો લાગે છે. માટે એની સાથે યુદ્ધ કરી દેહનો ત્યાગ કરું અને મોક્ષપદ મેળવું. એવો વિચાર કરી એણે સૈન્યને પાછું વાળ્યું.

યુદ્ધનો આરંભ થયો. રણવાદ્યો વાગવા લાગ્યાં. પરશુરામે એકલે હાથે હજારોનો ઘાણ વાળ્યો અને છેવટે અર્જુન સામે ધસ્યો. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. એકબીજા પર ક્રોધથી શસ્ત્રો ફેંકવા લાગ્યા. અર્જુને બાણના વરસાદથી પરશુરામનું શરીર વીંધી નાંખ્યું. પણ એ બાળવીર જરાયે ડગ્યો નહિ. એકલે હાથે અર્જુનની શસ્ત્રજાળ તોડી નાંખીને એણે ઝાડનાં ડાળાની માફક વેગથી તેના હાથ કાપવા માંડ્યા. પણ જેમજેમ તે કાપે તેમતેમ નવા નવા હાથ ફૂટતા જ જાય! હજારો હાથનો ત્યાં ઢગલો થઈ ગયો! પરશુરામ જરા નિરાશ થયો. સહાય માટે તેણે અનન્યચિત્તે માતપિતા અને ગુરુનું સ્મરણ કર્યું.

એટલામાં આકાશવાણી થઈ કે હે રામ! ભગવાન્ દત્તની કૃપાથી અર્જુનના હૃદયમાં અમૃત ભરેલું છે, જેને

૧. સિદ્ધ. ૨. ભગવાન વિષ્ણુ.

લઈને કાપેલા હાથ ફરી ફૂટયા કરે છે. માટે તે અમૃતને પહેલાં સૂકવી નાંખ. પછી નવા હાથ નહિ ફૂટે ને તેનો વધ થશે. એવી આકાશવાણી સાંભળી પરશુરામ પ્રસન્ન થયો. તેણે આગ્નેયાસ્ત્ર ફેંકી બધું અમૃત શોષી લીધું એટલે નવા હાથ ફૂટવા બંધ થયા, અને માત્ર મૂળના બે જ બાકી રહ્યા.

અર્જુન સમજી ગયો કે હવે મૃત્યુકાળ નજીક આવ્યો છે. રામને તેણે પ્રણામ કર્યાં અને ભગવાન દત્તનું સ્મરણ કર્યું. યોગબળથી પ્રાણાદિનો લય કરીને ચિત્ત સમાહિત કરવા લાગ્યો. રામે તરત જ તેનો શિરચ્છેદ કર્યો. અર્જુનનો પ્રાણ જ્યોતિરૂપે ભગવાન દત્તની અખંડ જ્યોતિમાં સમાઈ ગયો. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વ અને અપ્સરાઓ આનંદથી નૃત્ય ગાન કરવા લાગ્યાં. બધે રામનો જયજયકાર થઈ રહ્યો. એમ પ્રતિજ્ઞા પૂરી કરી રામે ઘર તરફ પગલા માંડયાં. જમદગ્નિએ રામના આ કૃત્યની વાત સાભળી ત્યારે પોતે ખૂબ દીલગીર થયા. રામને તેમણે ઠપકો આપતા કહ્યું કે હે રામ! આવા બ્રહ્મનિષ્ઠ રાજર્ષિને મારીને તે ભયંકર પાપ વહોર્યું છે.

હરી વિનોદે ગૌતમી,[૧] શાખો મેં ના તેમ,
કીધું આ શું તેં અરે, મારી એને એમ? અ.૫૫. ૫

માટે આ ભયંકર પાપનું તારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ.

આ સાંભળી રામનું મોં ઉતરી ગયું. તેણે બીતાં બીતાં પૂછયું કે પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું?

જમદગ્નિ:—હે રામ! કરેલા કર્મનો પસ્તાવો કરતો કરતો તું ભરતખંડનાં બધાં તીર્થોની પગે યાત્રા કર. ગંગા-

૧. ગાય.

માંથી ગંગાજળ લઈ રામેશ્વર પર ચઢાવ અને ત્યાંથી દક્ષિણ સમુદ્રની રેતી લાવી ગંગાજીમાં પધરાવ ! તેમ જ ચાર ધામ, સાત પુરી અને બાર જ્યોતિર્લિંગોનાં દર્શન કર એટલે તું પાપમાંથી મુક્ત થઈશ.

પરશુરામે પિતાની આજ્ઞા માથે ચઢાવી. ભરતખંડનાં તમામ તીર્થોની વિધિ પ્રમાણે યાત્રા કરી તે ઘેર આવ્યો. સાક્ષાત્ વિષ્ણુના અવતાર રામને પાપ ક્યાંથી અને પ્રાયશ્ચિત્ત માટે યાત્રા શી ? પણ લોકને શિક્ષણ આપવા માટે જ તેણે આ લીલા કરી.

---

## ૧૩. ક્ષાત્રસંહાર

તૃણ જળ સંતોષે રહે, મૃગ મીન દ્વિજ[1] એમ;
તોએ [2]લુબ્ધક [3]ધીવરો, પીડે દુર્જન તેમ। અ.૨૧.૭૭

અર્જુનનો વધ થયાની ખબર તેના સો પુત્રોને થઈ એટલે તેમને અત્યંત ક્રોધ ચઢયો. પિતાની મરણક્રિયા વગેરેમાંથી પરવાર્યા બાદ તેમણે રામની યાત્રામાંથી પાછા ફરવાની રાહ જોવા માંડી. રામ આવ્યાની ખબર થતાં જ તેઓ લશ્કર સાથે જમદગ્નિના આશ્રમે ગયા અને તેને ઘેરો ઘાલ્યો. તેઓએ ત્યાં રામની તપાસ કરી, પણ એ દેખાયો નહિ. તેમના આવતા પહેલાં જ પોતાના ભાઈઓ સાથે ફળપુષ્પાદિ લેવા માટે રામ વનમાં ગયો હતો. અર્જુનપુત્રો બધે ફરી વળ્યા. તેમણે યજ્ઞશાળામાં જમદગ્નિને ધ્યાનમાં બેઠેલા જોયા.

જોઈ ગો દોડે યવન, દોડ્યા સર્વે તેમ.
થયા [4]ઉદ્યુક્ત મારવા, વ્યાઘ્ર ધેનુને જેમ. અ ૨૫. ૫૨

---

૧. બ્રાહ્મણ. ૨. પારધી. ૩. માછી. ૪. તૈયાર.

રામ નહિ તો રામનો બાપ ! ઉડાવ એનુ શિર !' એમ કહી જમદગ્નિનો શિરચ્છેદ કરવા તેમણે તલવાર ઉગામી. સતી રેણુકાએ પતિને બચાવવા તેમને ખૂબ કાલાવાલા કર્યા અને જમદગ્નિને બદલે જોઈએ તો પોતાનુ માથુ કાપી ક્રોધાગ્નિ શાંત કરવાનુ કહ્યુ જમદગ્નિએ પણ ભવિષ્યનો વિચાર કરી શાપ ન આપ્યો અને શાંતિ પકડી ત્યા તો પતિને બચાવવા આગળ ધસેલી સતીને હડસેલી મૂકી દુષ્ટોએ તરવાર ખેંચી જમદગ્નિનુ માથુ ધડથી જુદુ કર્યુ લોહીની સેરો છૂટી અને સતી રેણુકા આંસુની નદીઓ વહેવડાવતી શોકથી 'રામ રામ' કહી રામને સભારી બેભાન થઈ ભોંય પર ઢળી પડી રામની ખબર લેવા ફરીથી આવવાનો નિશ્ચય કરી રેણુકાને એમ રડતી કકળતી મૂકીને દુષ્ટ ક્ષત્રિયો હસતા હસતા ઘેર ગયા

રેણુકાના રુદનના તરંગો વાયુવેગે વનમા પહોચી ગયા. રામને અપશુકન જણાવા લાગ્યાઃ તેની ડાબી આખ ફરકી અને ધોળે દહાડે શિયાળ સામે આવી રડવા લાગ્યા. રામને થયુ કે નક્કી સકટ આવશે તે ઝટપટ આશ્રમ તરફ પાછો વળ્યો આસપાસ બધે સૂનકાર હતુ આશ્રમમા પેસીને જુએ છે તો પિતાનુ શિર ધરતી પર પડેલુ અને પાસે જ બેભાન માતા! રામ આ બધુ જોઈ શોકથી બેબાકળો થઈ રડવા લાગ્યો અને પોતાને ધિક્કારવા લાગ્યો તેના શોકથી રેણુકા ઝબકીને જાગ્રત થઈ રામે બધી હકીકત જાણી અને બધા અનર્થનુ મૂળ પોતે છે એમ જાણી તેને પોતાની જાત પ્રત્યે ધિક્કાર છૂટયો

રામના ક્રોધનો પાર ન રહ્યો તેણે માતાને સાત્વન

આપ્યું અને પિતાના શત્રુઓનું નિકંદન કાઢવાનો નિશ્ચય કર્યો ભાઈઓએ અને રેણુકાએ તેને ખૂબ વાર્યો, છતાં કોઈનું પણ માન્યા વગર તે પરશુ લઈને દોડયો. મનોવેગે માહિષ્મતીમાં આવી દુશ્મન અર્જુનપુત્રોને લડવા માટે પડકાર કર્યો. કોટકિલ્લા તોડીફોડીને બધી નગરી ઉજ્જડ કરી, અને એના સાથે અર્જુનપુત્રોનો ઘાણ કાઢી પાછો ફર્યો છતાં તેનો દારુણ ક્રોધ તો શમ્યો જ નહિ. બાકી રહેલા મત્ત ક્ષત્રિયોને શિક્ષા કરવા એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરવાની તેણે પ્રતિજ્ઞા કરી અને ક્ષત્રિયોના લોહીથી પાંચ કુંડ ભરી તેના વડે પિતૃઓનું તર્પણ કરવાનું પણ લીધુ.

રેણુકાએ તેની પ્રતિજ્ઞા સાંભળીને કહ્યું કે હે રામ! તને ધન્ય છે! તારી પ્રતિજ્ઞા સત્ય થશે. પણ હુ સતી થાઉં અને તારા પિતાની શ્રાદ્ધાદિક ક્રિયા પૂરી થાય ત્યાર પછી જ તું તારૂ કાર્ય શરૂ કરજે. તે ભગવાન દત્તના શિષ્ય અર્જુનને માર્યો છે એટલે કદાચ તે કોપે તો તારો તરતજ વિનાશ થાય. માટે પહેલાં તને ભગવાન દત્તને ખોળે મૂકીને પછી હુ સતી થઈશ. એટલે એમની કૃપાથી તું કાળનો પણ કાળ બની તારી પ્રતિજ્ઞા પૂરી કરવા સમર્થ થઈશ. તું તારા પિતાનુ શબ તેલમા ડૂબાડીને કરડિયામા એક છેડે રાખી બીજે છેડે મને રાખી એ કાવડ લઈને દક્ષિણ દિશામા ચાલ. જ્યાં આકાશવાણી થાય ત્યાં કાવડ ઉતારજે. ત્યાં તને દિવ્ય આચાર્ય મળશે. અને તે તારા પિતાની ઉત્તરક્રિયા કરાવશે. હુ પણ ત્યા જ સતી થઈશ. મારૂં આટલું કહ્યું માન.

માતાની આજ્ઞા માથે ચઢાવી રામે કાવડ લઈને દક્ષિણ

દિશામાં ચાલવા માંડ્યું. ચાલતા ચાલતાં એ સહ્યાચલ પર્વતે આવી પહોંચ્યો. ત્યાં આકાશવાણી થઈ કે હે રામ! અહીં સહ્યાદ્રિ પર્વત પર આમલકી ગામમા તને યોગ્ય આચાર્ય મળશે અને તારૂં કાર્ય થશે; માટે અહીં જ તું તેમની શોધ કર. રામે આકાશવાણી ધ્યાનપૂર્વક સાંભળી અને કાવડ નીચે ઉતારી આચાર્યની શોધ કરવા માંડી. તપાસ કરતાં કરતાં તેણે એક સુંદર આશ્રમ દીઠો. તેણે અંદર જઈને જોયું તો ભગવાન દત્ત એક વાઘાંબર પર બેઠેલા હતા. પરશુરામે ભગવાનને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં, રેણુકાએ પણ વંદન કર્યું. પછી બન્ને જણે ભગવાનની ભક્તિપૂર્વક પ્રાર્થના કરી, અને રામે પોતાના પિતા જમદગ્નિની ઉત્તરક્રિયા કરાવવા હાથ જોડીને ભગવાનને વિનવ્યા.

ભગવાને પ્રથમ તો પોતાની માયાથી વિચિત્ર દૃશ્યો ઊભા કરી રામની શ્રદ્ધા ડગાવવાનો પ્રયત્ન કર્યો. અને ઉડાઉ જવાબ આપી એને જતા રહેવાનુ પણ કહ્યુ પણ રેણુકાએ આગળ આવીને વિનમ્રભાવે ભગવાનની ખૂબ પ્રાર્થના કરી તેથી પ્રસન્ન થઈને પ્રભુએ પૂછ્યુ કે અરે! સાક્ષાત્ શંકરના અવતાર, અને જેની બીકથી કાળ પણ કંપે એવા બ્રહ્મનિષ્ઠ જમદગ્નિનુ મોત શાથી થયુ? રેણુકાના ઇશારાથી રામે તરતજ આગળ આવી બધી હકીકત કહી સંભળાવી એટલે ભગવાન બોલ્યા કે ક્ષત્રિયો સત્તાના મદથી છકી જઈ બ્રહ્મદ્વેષ કરી ફાવે તેમ વર્તવા લાગ્યા છે.

ગંજે વિપ્ર ગુરુ સંતને, ડરે ન ચિત્ત એમ,
થશે ક્ષુલક્ષય એમનો, વિના વિલંબે તેમ. અ. ૨૧. ૬૯

આ સાંભળી રામે હાથ જોડી કહ્યુ કે હે પ્રભો! મેં આપના અનન્ય ભક્ત અર્જુનનો વધ કર્યો છે એ અપરાધ દયા

કરીને માફ કરો, અને ક્ષત્રિયોને શિક્ષા કરવા એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે તે પૂરી કરાવો.

રામનાં એવાં વચન સાંભળી ભગવાને કહ્યું કે હે રામ! તું મારો જ અવતાર હોઈ અહીં નિમિત્તમાત્ર છે. તેને વરદાન આપ્યુ હતું તે પ્રમાણે જ તેનો સંહાર થયો છે એમા તારો દોષ નથી; તું ચિંતા ન કર. ઉન્મત્ત ક્ષત્રિયોનો સંહાર કરવાની તારી પ્રતિજ્ઞા પણ પૂરી થશે.

ભગવાનનાં વચન સાંભળી રામ અને રેણુકા પ્રસન્ન થયાં. રામે વંદન કરી ફરીથી ભગવાનને આચાર્ય થઈ જમદગ્નિની ક્રિયા કરાવવા પ્રાર્થના કરી. ભગવાન 'હા' કહી ઊઠ્યા. તલ, દર્ભ વગેરે બધું જોઈતું સાહિત્ય તૈયાર કરાવ્યુ અને પછી રામને આજ્ઞા કરી તે પ્રમાણે રામે બાણ મારીને બધાં તીર્થો ત્યાં પ્રગટ કર્યાં.

રેણુકા પણ સતી થવા માટે સ્નાન કરી વસ્ત્રાભૂષણ પહેરીને તૈયાર થયાં ને ભગવાનની પૂજા કરી લઈને રામને છેવટનો બોધ આપ્યો કે હે રામ! આજથી ભગવાન દત્ત જ તારાં માતપિતા છે. તેમની આજ્ઞા પ્રમાણે વર્તજે ગાય અને બ્રાહ્મણની રક્ષા કરજે. સાવધાન રહી તારી પ્રતિજ્ઞા પૂરી કરજે, અને યજ્ઞ કરી કશ્યપને ભૂમિનુ દાન દેજે. તું ચિરંજીવ થા. મારો શોક ન કરીશ. હું જાઉં છું. આત્માનંદથી સદા સુખી રહેજે.

પછી રામને ભગવાનને સુપ્રત કરતા રેણુકા બોલ્યા — હે પ્રભો! રામને આપને શરણે મૂકીને જાઉં છું. આપ તેની રક્ષા કરજો.

ભગવાનઃ—રેણુકા! ફિકર ન કર. રામ મારો જ છે.

રેણુકાએ ભગવાનનાં વચનથી સંતોષ પામી અગ્નિની પ્રદક્ષિણા કરી પતિનું ધ્યાન ધરી પતિના દેહને ખોળામાં મૂકી પોતાના દેહને અગ્નિમાં હોમ્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ! દેવો રેણુકાનો જયજયકાર ગાવા લાગ્યા !!

ભગવાને રામ પાસે રેણુકાનો પિંડ અપાવી બધી ક્રિયા પૂરી કરાવી.

ભગવાનઃ—હે રામ! બોલ તારાં માતપિતા ક્યાં ગયાં?

રામઃ—હે પ્રભો! તે સ્વર્ગવાસી થયાં છે, અને આપે પિંડ અપાવીને એમની સદ્‌ગતિ કરી છે.

ભગવાનઃ—હે રામ! તું આ શી ગાંડી વાત કરે છે? જમદગ્નિ તો સાક્ષાત્ શંકર હતા અને રેણુકા પાર્વતીમાતા હતા. તેમને જન્મ કે મૃત્યુ કેવા? તેઓ તો લોકસંગ્રહાર્થે લીલા કરી અંતર્ધાન થયાં છે! જોવાં હોય તો જો. તે આ રહ્યા!

ભગવાનની આજ્ઞા પ્રમાણે રામ જુએ છે તો જમદગ્નિ ધ્યાનમાં બેઠેલા અને રેણુકા ખોળામાં બેઠેલા તેને જણાયાં. તેમને આલિંગન આપવા રામ તેમના તરફ દોડ્યો, પણ ત્યાં તો તેઓ તરત જ અદૃશ્ય થયા!

ભગવાનઃ—રામ! તુ કેમ મોહ પામે છે? વિવેક રાખી સાવધાન થા.

પણ રામને એ ઉપદેશથી કંઈ ચેન ન પડ્યુ. માતાનો વિયોગ તેને અસહ્ય થઈ પડ્યો. તે ખૂબ રડવા લાગ્યો અને છેવટે બેભાન થઈ પૃથ્વી પર પડ્યો.

માતા રેણુકાનુ હૃદય પીગળ્યુ. પૃથ્વીને ફાડીને તેણે પોતાનું દિવ્ય મુખારવિંદ ત્યાં પ્રગટ કર્યું, અને રામને ચુંબન કર્યું. રામ સંતુષ્ટ થયો અને માતાને વંદન કરી એના મુખ

તન્ક જોઈ જ રહ્યો. ધન્ય છે એનાં માતપિતાને! અને ધન્ય છે એમના અજોડ પ્રેમને!!

લોકો એજ રેણુકાનુ મુખ માહૂગ્ગઢમા આજે પૂજે છે, અને હજાગે લોકોના ત્રિવિધ તાપ એ મટાડી રહ્યુ છે રેણુકા માતાએ જ્યા સ્નાન કર્યું હતુ તે **માતૃતીર્થ** કહેવાય છે. તેમા સ્નાન કરવાથી ભાવિકોના પાપતાપનો નાશ થાય છે

રામ ભગવાનની આજ્ઞા લઈ પ્રણીતા નદીમા સ્નાન કરી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે નીકળ્યો તેણે તમામ ક્ષત્રિયોને કુરુક્ષેત્રમા લડવા બોલાવીને તેમનો સહાર કરવા માડ્યો આમ એકવીસ વખત પૃથ્વી નક્ષત્રી કરી ક્ષત્રિયોના લોહીથી પાચ કુડ ભર્યા અને તર્પણ કરી પ્રતિજ્ઞા પૂરી કરી કુરુક્ષેત્રમા આવેલા એ કુડ આજે સ્યમતકનામથી પ્રસિદ્ધ છે

પ્રતિજ્ઞા પૂરી થતા રામનો ક્રોધ તો શાત થયો, પણ આટલો બધો સંહાર કરવા માટે તેને પશ્ચાત્તાપ થયો ફરીથી તે ભગવાન દત્તને શરણે ગયો અને પ્રાર્થનાપૂર્વક કહેવા લાગ્યો —હે ભગવન્! ખરેખર, ક્રોધના આવેશમા મે બહુ જ ખોટુ કર્યું છે! એક રાજાનો વધ કરતા પિતાએ મારી પાસે આખા ભરતખડની યાત્રા કરાવી હતી, તો આ તો હજારો રાજાઓનો વધ થયો! એ પાપમાથી હુ કેમ છૂટીશ? મને યોગ્ય દિશા બતાવી પાવન કરો હે પ્રભો! હુ આપને શરણ આવ્યો છુ

ભગવાન—હે રામ! તુ શોક ન કર તે સતોનુ રક્ષણ અને દુષ્ટોનો વિનાશ કર્યો છે તેમા તને જરાય પાપ નથી લાગતુ. તેઓ બધા પુણ્ય પરવાની બેસવાથી જ કાળના મોમા હોમાયા છે તુ તો નિમિત્તમાત્ર છે છતાય તારૂ મન ન જ માનતુ હોય તો બ્રહ્મર્ષિઓને બોલાવીને સોમયાગ

કર અને કશ્યપ ઋષિને ભૂમિદાન કર. આમ કરવાથી તારૂ કલ્પિત પાપ નષ્ટ થઈ ચિત્ત શાંત થશે.

ભગવાનની આજ્ઞાનુસાર રામે કશ્યપ વગેરે બ્રહ્મર્ષિઓને બોલાવી ભગવાન દત્તને આચાર્યપદ આપી વિધિપૂર્વક ગોમયાગ કર્યો. દેવો પોતપોતાનો ભાગ પ્રત્યક્ષ આવીને લેવા લાગ્યા. વિપ્રો ભરપુર દાન દક્ષિણા અને ભાવતાં ભોજન-થી સંતુષ્ટ થયા. રામે કશ્યપને ભૂમિનું દાન આપ્યુ; અને ભગવાનને અર્પણ થએલી તમામ વસ્તુઓ એમની આજ્ઞાથી બ્રાહ્મણોને વહેંચી દીધી. બધા રામનો જયજયકાર કરવા લાગ્યા.

ભૂમિનો ભાર હરણ કરવા માટે રામને પોતાના ખોળામાં બેસાડી ભગવાને તેને ધન્યવાદ આપ્યો. ઋષિમુનિઓ પોત-પોતાને ઘેર ગયા ભગવાને ત્રિપુરારહસ્ય કહી રામને આત્મ-જ્ઞાનનો ઉપદેશ કર્યો અને પોતાના સખા તરીકે સ્થાપ્યો. પછી ભગવાને કહ્યું —હે રામ ! હવે તું તપશ્ચર્યા કર. તારામા મૂકેલુ તેજ રામ તરીકે અવતાર ધરીને હુ હરી લઈશ. પછી તું સાવર્ણિક મન્વતરમા મહર્ષિ થઈશ અને મહાકલ્પને અંતે મારા સ્વરૂપમા લીન થઈ મોક્ષ પામીશ.

થોડો કાળ ભગવાનની પાસે રહી રામે તેમની સેવા કરી. પછી તેમની આજ્ઞાથી પશ્ચિમ સમુદ્રને કિનારે જઈ તેણે તપ કરવા માડ્યુ. પણ બ્રાહ્મણોએ ત્યા પણ તેને ટરવા દીધો નહિ અને ફરી ફરીથી ભૂમિદાન માગવા માડ્યુ ગમે કહ્યુ'-હવે મારી પાસે કાઈ રહ્યુ નથી. મેં તમને બધુએ આપી દીધુ છે અને કશ્યપને પૃથ્વીનું દાન દીધુ છે. હવે મને જપવા દો. પણ લોભી બ્રાહ્મણોએ એનો કેડો ન મૂકયો. એટલે ગમે બાણ મારી નમુદ્રને શોષી લઈ કોકણ નામે નવો

દેશ ઉપદ્રવ્યો. બ્રાહ્મણોએ તે પણ પડાવી લીધો. છેવટે કંટાળીને ચિપલણ નામે ગામમાં અદશ્ય રીતે રહી તે તપ કરવા લાગ્યો.

બીજા યુગમાં રામચંદ્રરૂપે ભગવાને તેનું તેજ હરી લીધું. તે દિવસથી ગુપ્ત રહી તે તપ કર્યા કરે છે. ભવિષ્યમાં મહા સમર્થ મહર્ષિ રૂપે પ્રગટ થશે.

એક વખત બ્રહ્માને વેદની વિસ્મૃતિ થઈ. તેમણે માતાપુર (માહુરગઢ) માં જઈ રેણુકા માતાની પ્રાર્થના કરી. તેમની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ માતાજી પ્રગટ થઈને બોલ્યાં કે હે બ્રહ્મદેવ! તું ભગવાન દત્તને શરણે જા. તે સર્વશ્રેષ્ઠ સર્વજ્ઞ ભગવાન તને વેદનો ઉપદેશ કરશે. બ્રહ્મા માતાજીની આજ્ઞા લઈ ભગવાન દત્તને શરણે ગયા અને તેમની પ્રાર્થના કરી. ભગવાને પ્રસન્ન થઈને કહ્યું કે હે બ્રહ્મદેવ! તમે મોહમાં કેમ પડ્યા છો? એ રેણુકા સાક્ષાત્ વેદમાતા છે. તે જ જગદ્ધાત્રી છે. તેનું સ્મરણ કરો એટલે વેદ યાદ આવશે. બ્રહ્માએ રેણુકાનું સ્મરણ કર્યું. માતાજી પ્રગટ થયાં. બ્રહ્મદેવે તેમને પ્રણામ કર્યાં. માતાજીએ તેમને આશિષ આપી. તરતજ બ્રહ્મદેવને વેદનું જ્ઞાન સ્ફુર્યું. માતાજી અંતર્ધાન થયાં. માતાપુરમાં રેણુકા માતાનું પ્રસિદ્ધ ધામ છે. પાસે કાળાં આમળાંનું વૃક્ષ છે. પાસે અત્રિઅનસૂયાનું સ્થાન અને દત્તાશ્રમ છે. રેણુકામાતાનું દર્શન કરી પિંડદાન આપવાથી પિતૃઓની સદ્ગતિ થાય છે. ચાંક્રિક ઋષિએ તે સ્થળે પિંડદાન આપી પોતાના નરકે ગએલા પિતૃઓને સ્વર્ગે પહોંચાડ્યા હતા. ત્યાં પદ્મતીર્થ નામે બીજું એક સ્થાન છે. ત્યાં સ્નાન કરવાથી કોઢ વગેરે ભયંકર વ્યાધિઓ મટે છે. હજારો વંદન હજો માતાજીને અને તેમના પવિત્ર ધામને!

---

## ૧૪. સતી મદાલસા

શિવવચ્ચાને યોગિની, મદાલસા એ જાણ;
અનાસક્ત વર્તે સદા, બ્રહ્મવાદિની માન.
બ્રહ્મનિષ્ઠ તોએ રમે, લોકસંગ્રહે એમ;
પત્યાજ્ઞાથી અર્પિત, રહે અનુકૂળ તેમ.અ.૬૧૮-૯

પૂર્વે ચંદ્રવંશમાં શત્રુજિત નામે રાજા થઈ ગયો. તે શિવભક્ત હતો શંકરની કૃપાથી તેને ઋતુધ્વજ નામે તેજસ્વી અને શૂરવીર પુત્ર થયો. તે યોગ્ય ઉંમરનો થતાં ધનુર્વેદ, શસ્ત્ર, અસ્ત્ર વગેરે વિદ્યામાં પ્રવીણ થયો. તે યુવરાજ તરીકે ઉદાર, શરણાગતવત્સલ, અને પરદુઃખભંજન હોવાથી બહુ લોકપ્રિય થયો હતો.

ગાલવ નામે એક ઋષિ નર્મદાતટે યજ્ઞ કરતા હતા. પાતાલકેતુ નામનો એક દુષ્ટ રાક્ષસ માસ હાડકા વગેરે નાંખી તેમના યજ્ઞને ભ્રષ્ટ કરી વિઘ્ન નાખતો હતો. મુનિ તેનાથી કંટાળી ગયા. છેવટે યજ્ઞના રક્ષણ માટે તેમણે પરમાત્માની પ્રાર્થના કરવા માડી. ભગવાન પ્રસન્ન થયા. આકાશમાંથી એક દિવ્ય ઘોડો તેમના આશ્રમ પાસે ઊતરી આવ્યો, અને એજ વખતે આકાશવાણી થઈ:—હે મુનિ! આ ઘોડો લઈને તું શત્રુજિત રાજા પાસે જા, અને તેના પુત્રની યજ્ઞરક્ષણ માટે માગણી કર તેનો પુત્ર ઋતુધ્વજ આ ઘોડા પર બેસી પાતાલકેતુનો નાશ કરશે.

મુનિને સંતોષ થયો. ઘોડો લઈને તરતજ તે શત્રુજિત પાસે ગયા અને પોતાની હકીકત કહી સભળાવી. રાજાએ પ્રસન્ન થઈને યુવરાજને ગાલવમુનિની સાથે વનમા જવાની આજ્ઞા કરી. યુવરાજ સાથે આશ્રમે ગયા પછી ગાલવે નિશ્ચિં-

પણ યજ્ઞની શરૂઆત કરી. ત્યાં તો પાતાલકેતુ ડુક્કરનું રૂપ લઈ ને આવી જ પહોંચ્યો ને ! મુનિએ તેના તરફ આંગળી કરી ઋતુધ્વજને તેના આવ્યાની ખબર આપી. ઋતુધ્વજ તરતજ ઘોડેસ્વાર થઈ ડુક્કર સામે ધસ્યો. ડુક્કર પાછો વળી નાસવા લાગ્યો. પણ ઋતુધ્વજે એ નાસતા ડુક્કર તરફ જોરથી બાણ છોડયું, જેનાથી એ વીંધાયો ખરો પણ મર્યો નહિ. એવી વિકટ હાલતમાં નાસતો નાસતો તે એક ગુફા વાટે પાતાળમાં પેઠો.

ઋતુધ્વજ પણ દિવ્ય ઘોડાની મદદથી તેજ રસ્તે તેની પાછળ ગયો. રાક્ષસ ગલીકુંચીમાં અદૃશ્ય થયો. પાછળ પડેલા ઋતુધ્વજે એક સુંદર સોનાના મહેલ આગળ આવી પહોંચતાં ઘોડાને એક ઝાડે બાંધી રાજમહેલમાં પ્રવેશ કર્યો. દરવાજા પાસે રમતી એક સુંદર કન્યા તેને જોઈને ચમકી અને ઝટપટ મેડે ચઢી ગઈ. રાજપુત્ર તેની પાછળ પાછળ જતાં ઠેઠ સાતમે માળે આવી પહોંચ્યો. ત્યાં એક રત્નજડિત હીંચકા પર એક બીજી સૌન્દર્યની મૂર્તિસમી ખૂબસુરત કન્યા બેઠી હતી. રાજપુત્રને જોતાં જ તે એકદમ બેભાન થઈ ભોંય પર ગબડી પડી. પેલી સહચરીએ તેને ઝીલી લીધી.

બંને રાજકન્યાઓને એકલી જોઈને ધર્મિષ્ઠ યુવરાજ ત્યાંથી પાછો ફરવા લાગ્યો. પરંતુ બીજી કન્યાએ તેને રોકયો. યુવરાજે વિનયથી તેમનાં નામઠામ પૂછ્યાં એટલે પેલીએ કહ્યું:—હે રાજકુમાર ! આ બેભાન થઈને પડી છે તે વિશ્વાવસુ ગંધર્વની કન્યા મદાલસા છે. દુષ્ટ પાતાલકેતુ તેનું હરણ કરીને અહીં લાવ્યો છે. હું એક તપસ્વીની કન્યા છું અને યોગનો અભ્યાસ કરતી હિમાલયમાં રહું છું. મારું નામ

કુંડલા છે. હું મદાલસાની સખી છું. પાતાલકેતુ મદાલસાને લઈને આવતો હતો તે વખતે મેં તેને વિનંતિ કરી કે મારા વિના તે રહી શકશે નહિ તેથી તેણે મને આવવા દીધી છે. હવે કાલે તેરસને દિવસે પાતાલકેતુ સાથે લગ્ન કરવાનું શુક્રાચાર્યે મુહૂર્ત આપ્યું છે. ગઈકાલે લગ્નની વાત સાંભળી મદાલસા આપઘાત કરવા તૈયાર થઈ હતી પરંતુ તે વખતે કામધેનુએ પ્રગટ થઈને કહ્યું કે હે રાજકન્યા! તું પ્રાણ ત્યજીશ નહિ. કાલે એક રાજકુમાર પાતાલકેતુને વીંધીને અહીં આવશે તેની સાથે તું લગ્ન કરજે. મદાલસાએ તેનું કહ્યું માન્યુ અને કામધેનુ તરતજ અદશ્ય થઈ. આજે આપને જોઈ અમને આનંદ થયો છે. કામધેનુના કહેવા પ્રમાણે પાતાલકેતુને હમણાજ બાણુથી ઘવાએલો નાસતો અમે જોયો અને તરતજ આપ આવ્યા એટલે આપે જ એને વીંધ્યો હશે એવું અનુમાન થાય છે. આપ કોણ છો એ કહો એટલે અમારૂ દીલ શાંત થાય.

યુવરાજે પોતાના નામઠામ સાથે બધી હકીકત કહી સંભળાવી. કુંડલાએ પ્રસન્ન થઈ મદાલસા સાથે ગાંધર્વ લગ્ન કરવા યુવરાજને વિનંતિ કરી. વળી આગ્રહપૂર્વક કહ્યુ કે એ દિવ્ય કન્યા છે ને આપને પરણવા આતુર છે. આપ તેને નહિ સ્વીકારો તો તે રાક્ષસની સાથે તો લગ્ન કરવાની નથી જ એટલે જરૂર આપઘાત કરશે. માટે શરણે આવેલી કન્યાના પ્રાણ બચાવો.

સ્વધર્મનિષ્ઠ ઋતુધ્વજઃ—હે કુંડલા! રાજાઓ દેવ, બ્રાહ્મણ અને અગ્નિની સાક્ષીએ લગ્ન કરે છે, જેમાનું કોઈ અહીં નથી. એટલે મોહવશ થઈ આમ એકાંતમાં અધર્મમય

લગ્ન હું ન કરી શકું !

કુંડલાઃ—હે યુવરાજ ! સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓને સ્વયંવર માન્ય છે. વળી આ તો ગંધર્વની કન્યા છે એટલે ગાંધર્વ વિધિથી તેની સાથે પરણવું જરાય ધર્મવિરુદ્ધ નથી. છતાં આપને સાક્ષીની જરૂર જ હોય તો ધ્યાન ધરીને હું ગુરુને બોલાવું છું. પછી આપને કશો વાંધો રહેશે નહિ.

ઋતુધ્વજે તેની વાત કબૂલ રાખી. કુંડલાએ તરતજ કુલગુરુનું ધ્યાન ધર્યું. કુલગુરુ જરૂરી તમામ સાહિત્ય સાથે પ્રગટ થયા. કુંડલાએ મદાલસાને જાગ્રત કરી. કુલગુરુએ કહ્યું કે અત્યારે મુહૂર્ત બહુ સારું છે. ફક્ત સહેજ શોક થવાનો સંભવ છે, બીજો વાંધો નથી. એમ કહી તેમણે યોજક નામનો લગ્નનો અગ્નિ પ્રગટાવીને ઋતુધ્વજ તથા મદાલસાનું વિધિપૂર્વક લગ્ન કરાવ્યું. ત્યારપછી તે અદૃશ્ય થયા.

કુંડલા તથા મદાલસાને આનંદ થયો. મદાલસા કુંડલાનો ખૂબ આભાર માનવા લાગી. કુંડલા તેને ઋતુધ્વજને સોંપી રજા માગવા લાગી. મદાલસાનો તેના પ્રત્યે માના જેટલો પ્રેમ હતો તેથી તે ગળગળી થઈ ગઈ. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. કુંડલાએ આશ્વાસન આપી તેને શાંત કરી. પછી તે હિમાલય તરફ રવાના થઈ અને ઋતુધ્વજ મદાલસાને લઈ ઘોડેસ્વાર થઈને ત્યાંથી ચાલી નીકળ્યો.

ઋતુધ્વજ ગુફાની બહાર નીકળ્યો ન નીકળ્યો એટલામાં તો પાતાળકેતુ સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો અને ક્રોધથી કહેવા લાગ્યો કે અરે ચોર ! મારી ગેરહાજરીમાં મારી સ્ત્રીને ક્યાં ઉપાડી જાય છે ? ઉભો રહે. હમણાં જ તારી ખબર લઉં છું. ઋતુધ્વજે ડારતા અવાજે જવાબ આપ્યો કે

રે દુષ્ટ ! ચોરી કરીને તો તું જ આ ગંધર્વકન્યા ઉપાડી લાવેલો ને પાછો શાહુ બની સામાને ચોર કહે છે ? મે તો બ્રાહ્મણ અને અગ્નિની સાક્ષીએ એની સાથે વિધિસર લગ્ન કર્યું છે. ઊભો રહે તો ! તારી જીભ જ ખેંચી કાઢું છું !!

એમ પરસ્પર વાગ્યુદ્ધ થતા બને ક્રોધે ભરાયા ને એકબીજા પર તટી પડયા ઋતુધ્વજે થોડીવારમા દૈત્યોને ઘાયલ કરી નસાડયા અને પાતાલકેતુનુ માથું ઉડાવી દીધુ તેનો નાનો ભાઈ તાલકેતુ નાસીને પાતાલમાં જઈ ભરાયો.

ઋતુધ્વજ મદાલસા સાથે ઘોડા પર બેસી ગાલવાશ્રમે આવી પહોચ્યો, અને બનેલી બધી બીના મુનિને કહી સભળાવી ગાલવમુનિ પ્રસન્ન થયા. તેમણે તેને આશિષ આપીને ઘેર જવાની રજા આપી

ઋતુધ્વજ મુનિને પ્રણામ કરી પોતાની સ્ત્રી સાથે રાજધાની તરફ ચાલ્યો. રાજાએ તેના આગમનની વાત જાણી આખી નગરી શણગારી મત્રીઓ, આગેવાન પ્રજાજન વગેરે સાથે સામા જઈ બનેને રાજમહેલમા તેડી લાવ્યા તે દિવસે આનદથી ઉત્સવ ઉજવવામા આવ્યો મગળવાજીત્રો વાગવા લાગ્યા ઘેર ઘેર સાકર વહેચવામા આવી બ્રાહ્મણોને ધન વસ્ત્રાદિથી સતોષવામા આવ્યા બ્રાહ્મણોએ સતુષ્ટ થઈ આશી ર્વાદ આપ્યો રાજા, રાણી અને પ્રજાને ગધર્વલોકનુ દિવ્ય રત્ન મળવાથી અપૂર્વ આનદ થયો.

રાજાએ ઋતુધ્વજનું નામ કુવલયાશ્વ પાડયુ સદાચારી કુવલયાશ્વ અને પતિવ્રતા મદાલસા પરસ્પર અનન્ય પ્રેમ રાખી કલ્લોલ કરી આનદમા દિવસ ગાળવા લાગ્યા.

પાતાલકેતુના સહારથી ક્રોધે ભરાએલો તેનો નાનો

બાઈ તાલકેતુ કુવલયાશ્વનું વેર લેવા પ્રયત્ન કરતો હતો. એક વખત તેણે કુવલયાશ્વને વનમાં એકલો શિકારે આવેલો જોયો. આ તકનો લાભ લેવાનો નિશ્ચય કરી પોતાની માયાવી શક્તિથી એક તપોવન સર્જીને તેમાં જટાધારી તપસ્વી બનીને બેઠો. રસ્તે જતાં કુવલયાશ્વની નજર આ દિવ્ય આશ્રમ પર પડી. 'આ કોણ નવા તપસ્વી હશે ? લાવ અંદર જઈ જોઉં !' એવો વિચાર કરી તેણે આશ્રમમાં પ્રવેશ કર્યો અને વેશધારી તાલકેતુને પ્રણામ કરી તે બેઠો.

તાલકેતુએ તેનાં નામઠામ પૂછી લીધા પછી કહ્યું કે મેં યજ્ઞનો આરંભ કર્યો છે, પણ દક્ષિણાની ન્યૂનતા છે. રાજાએ જોઈતી દક્ષિણા તથા અન્ય સાહિત્ય ઘેર જઈ મોકલાવવાનું કબૂલ કર્યું. પરંતુ તાલકેતુએ નિઃસ્પૃહતા બતાવતાં કહ્યું કે મારે વિશેષ દ્રવ્યની જરૂર નથી. ફક્ત આપની કોટમાં શોભી રહેલી આ સોનાની કંઠી એકલી જ આપશો તો બસ થશે. બ્રાહ્મણભક્ત ઉદાર રાજવીએ તરત જ કંઠી કાઢી આપી. તાલકેતુએ તે લઈને કહ્યું કે તમે જરા બેસો. હું વરુણનું દર્શન કરીને હમણાંજ આવું છું. પછી નિશ્ચિંતે તમને આશીર્વાદ આપીશ. રાજા ત્યાં બેસી રહ્યો. તાલકેતુ પોતાની કપટયોજના પૂરી કરવા સીધો રાજધાની તરફ ઊપડ્યો.

તાલકેતુ રડતો રડતો નગરમાં પેઠો અને ઠેઠ રાજમહેલે જઈને જ ઊભો રહ્યો. તેણે રાજારાણીને ખબર આપી કે તાલકેતુએ તમારા પુત્રને યુદ્ધમાં મારી નાખ્યો છે. એકલો જોઈ રાક્ષસો તેના પર તટી પડ્યા. કુવલયાશ્વ બહાદુરીથી લડ્યો, પણ પેલા ઝાઝા ને પોતે એકલો એટલે એ શું કરે ? દૈત્યોએ તેને બાણથી વીંધી નીચે પાડયો અને ઘોડા

લઈ નાસી ગયા. એ જ અરસામાં હું તે તરફ સમિધ લેવા ગએલો. તમારા પુત્રને મરવાની અણી પર જોઈ હું પાસે ગયો. તેણે મદાલસાને આશ્વાસન તરીકે આ કંઠી પહોંચાડવાનું મને કહી તરત જ પ્રાણ છોડયા. જંગલમાં લોકોએ તેનો અગ્નિસંસ્કાર કર્યો અને આ દુઃખદ સમાચાર કહેવાનું વિધિવશાત્ મારે માથે પડયું. માટે આ કંઠી લો. હું રજા લઈશ. મારૂં તપ ખોટી થાય છે. એ પ્રમાણે કહી કંઠી રાજાને સોંપી એ જ પગે તે પાછો ફર્યો.

રાજા રાણી અને મદાલસાને આ સાંભળતાં જ વજ્રપાત જેવો મરમન આઘાત થયો. તેઓ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યાં. મદાલસા વિલાપ કરતી કરતી બેભાન થઈ ભોંય પર પડી. રાણીએ તેને જાગ્રત કરી આશ્વાસન આપ્યુ. પરંતુ તેને સુદ્દલેય ચેન પડયું નહિ. પતિની કંઠી સાથે અગ્નિમાં પ્રવેશ કરી તે સતી થઈ. રાજા, રાણી ને રાજભક્ત પ્રજા રડતાં રહ્યાં ! આખું નગર શોકથી છવાઈ ગયુ !!

આમ વેર વાળી કપટી તાલકેતુ આશ્રમે પહોંચ્યો. તેણે કુવલયાશ્વની ઉદારતા માટે તેની પ્રશંસા કરી અને આશીર્વાદ આપી તેને જવાની રજા આપી. રાજકુંવર પ્રણામ કરી ઘર તરફ ચાલ્યો. માર્ગમાં તેને અપશુકન થવા લાગ્યા. ઘેર કંઈ શોકજનક બનાવ બન્યો હશે એમ ધારી તે ઉતાવળે ઘોડો હાંકવા લાગ્યો.

રાજધાનીમાં પ્રવેશતાં જ તેને બધે શોકનું વાતાવરણ જણાયું. તે ચિંતા કરતો કરતો રાજમહેલે જઈ પહોંચ્યો. ત્યાં રાજારાણીને પણ શોકમગ્ન જોયાં. ધ્રૂજતે પગે તે તેમને પગે પડયો. કુવલયાશ્વને જોઈ રાજા નવાઈ પામ્યો. ભયથી

તે વિચાર કરવા લાગ્યો કે આ તે ભૂત હશે કે હુ કોઈ સ્વપ્ન જોઈ રહ્યો છુ ? કે કોઈ દુષ્ટે કાવત્રુ રચ્યુ હશે? ખરેખર રહી તો માત્ર પુત્રની જ હતી આમ તેને કશુ ચોક્કસ સમજાયુ નહિ એટલે તેણે પુત્રને કહ્યુ કે બેટા! તુ સાચે જ જીવતો હોય તો કહેતા જીભ ઉપડતી નથી પણ મહામહેનતે કહુ છુ કે તારા મૃત્યુના સમાચાર તારી કોરની કંઠી લઈને આવેલા એક મુનિએ કહેવાથી અહીં હાહાકાર થઈ રહ્યો છે! અને તારી મદાલસા બળીને સતી થઈ ગઈ છે!!

મદાલસાના મૃત્યુના સમાચાર સાભળીને રાજપુત્ર શોકમા ડૂબી ગયો વનમા બનેલી હકીકત તેણે પિતાને કહી આ બધુ માયાવી કાવત્રુ તાલકેતુએ રચ્યુ હશે એવી તેમની ખાત્રી થઈ અને શત્રુની ઉપેક્ષા કરી તેને જીવતો જવા દીધો તે માટે અફસોસ થવા લાગ્યો

અગ્નિશેષ ઋણશેષ ને શત્રુશેષ પણ તેમ
ગો ગવે આખર અનુભવવાણી એમ અ ૧ ૮૦

આ શાસ્ત્રવચનનુ સ્મરણ થયુ. છેવટે જેમતેમ મન વાળી સ્ત્રીનો વિરહ સહન ન થઈ શકવાથી રાજ્યવૈભવ છોડી માતપિતાની આજ્ઞા લઈ વનમા ચાલ્યો ગયો, જના આશ્રમ બાધી પોતે તપ કરવા લાગ્યો ત્યા અશ્વતર નાગના બે પુત્રો સાથે ગાઢ મૈત્રી બધાઈ તે તેમને તાપસપુત્રો માનતો હતો તેઓ દરરોજ આશ્રમે આવતા અને પરસ્પર વાર્તા વિનોદ કરી આનદ મેળવતા

એક દિવસ નાગપુત્રોએ વિનોદમા રાણીની વાત કાઢી તે વખતે એ સાભળતા જ રાજાનુ મન એકદમ ઉદાસ થયુ નાગપુત્રોએ તેની એ ખિન્નતાનુ કારણ કહેવા ખૂબ આગ્રહ

કર્યો અને કહ્યું કે હે મિત્ર!

કહે દુઃખ નિજ મિત્રને, ઓછો દવરો થાય;
ગણી દુખ પોતા તણું, એધે મિત્ર ઉપાય. અ.૨૯ ૯૬

માટે તારા શેકનું કારણ અમને કહે.

તાલકેતુના કાવત્રાથી મદાલસા કેવી રીતે સતી થઈને બળી મૂઈ તે બધું રાજાએ કહી સભળાવ્યું. એ સાભળી નાગપુત્રો ખૂબ દીલગીર થયા. તેમણે મિત્રનું દુઃખ પોતાનુ દુખ સમજી ફાવે તેમ કરીને તે મટાડવાનો નિશ્ચય કર્યો. રાજાને આશ્વાસન આપી રાતનો સમય થતાં તેઓ ઘેર ગયા.

ઘેર જઈને ઉદાસ ચિત્તે તેઓ એક ખૂણે બેઠા. તેમના પિતાએ તેમની ઉદાસીનુ કારણ પૂછ્યું. તેમણે પોતાના મિત્રના દુઃખની હકીકત કહી સંભળાવી ને પોતાની ગમગીનીનું મૂળ જણાવ્યું. અશ્વતરે તેમને આશ્વાસન આપતા કહ્યુ:—તમે ચિંતા છોડો. મિત્રે મિત્રનું કામ જરૂર કરવુ જ જોઈએ. હુ તપ કરીને તમારા મિત્રનુ દુઃખ દૂર કરવા બનતો બધો પ્રયત્ન કરીશ. તપથી કંઈ અશક્ય નથી.

આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી પોતાના પુત્રોને સાત્વન આપી અશ્વતરનાગ પોતાના ભાઈ કબલનાગ સાથે હિમાલય પર તપ કરવા ગયો તેણે અનન્ય શ્રદ્ધાથી સરસ્વતીનું અનુષ્ઠાન કર્યું, અને જપતપાદિથી તેને પ્રસન્ન કરી તેની પાસેથી સગીતશાસ્ત્રનું સપૂર્ણ જ્ઞાન મેળવી લીધું.

બંને નાગબંધુઓ ત્યાંથી વેગે કૈલાસમાં આવ્યા, અને બગીચામાં બેસી અનેક વાજીંત્રોનો મેળ સાધી રાગરાગિણી સાથે મહાદેવની સ્તુતિ કરવા લાગ્યા. તેમના સુમધુર અને ભાવભર્યા સંગીતથી શંકર પ્રસન્ન થયા અને નદી પર બેસી

તેમની સામે પ્રગટ થયા. તેમના સંગીતની પ્રશંસા કરતાં તેમને ધન્યવાદ આપી ભગવાને વરદાન માગવા કહ્યું, ત્યારે હાથ જોડી અશ્વતર બોલ્યોઃ—હે પ્રભો ! કુવલયાશ્વની સ્ત્રી મદાલસા તાલકેતુના કપટથી બળીને ભસ્મ થઈ છે તે ફરીથી જીવતી થાય એટલી કૃપા કરો !

ભગવાનઃ—હે નાગ ! જા. તારી ઇચ્છા પ્રમાણે થશે. તું ઘેર જઈને યથાવિધિ પિતૃશ્રાદ્ધ કરજે અને તારી સ્ત્રીને તેમાંનો વચલો પિંડ ખાવા આપજે. તે મદાલસાના સ્વરૂપનું ધ્યાન ધરીને એ ખાશે એટલે એના શ્વાસ વાટે મદાલસા જીવતી થઈ બહાર પડશે !

એમ કહી ભોળા શંકર અદૃશ્ય થયા. મહાદેવની આજ્ઞા પ્રમાણે અશ્વતરે ઘેર જઈ શ્રાદ્ધ કરીને પોતાની સ્ત્રીને વચલો પિંડ પ્રસાદ તરીકે આપ્યો. મદાલસાનું ધ્યાન ધરીને તેણે તે ખાધો. થોડીજ વારમાં અંગુઠા જેવડું મદાલસાના જેવું શરીર તેના શ્વાસ વાટે બહાર નીકળ્યું. જોતજોતામાં તે નાનું શરીર રૂપ, ગુણ, વર્ણ, આકૃતિ અને ઉંમર બધી રીતે મદાલસાના શરીર જેવડું બની ગયું. પૂર્વનું બધું સ્મરણ એને કાયમ હતું; માત્ર અગ્નિપ્રવેશ કર્યાનું ભાન ન હતું. પતિના ગુણ સંભારી સંભારીને તે રડવા લાગી અને કંઠી સાથે બળી મરવાની વાત કરી ઊઠીને દોડવા લાગી. એની એ સ્થિતિ જોઈ નાગને આશ્ચર્ય થયું. તેણે તેને આશ્વાસન આપી યુક્તિથી સમજાવી યોગ્ય દેખરેખ નીચે પોતાને ત્યાં રાખી; અને પોતાના પુત્રોને કુવલયાશ્વને તેડી લાવવા કહ્યું. નાગપુત્રો ઝડપથી મૃત્યુલોકમાં કુવલયાશ્વને આશ્રમે પહોંચી ગયા અને આગ્રહ કરીને પોતાની સાથે ગોમતીમાં થઈ પાતાળમાં

પોતાને ઘેર તેને લઈ આવ્યા. પાતાલની સ્વર્ગસમી રચના અને દિવ્ય વૈભવ જોઈને રાજા આશ્ચર્યમાં ડૂબી ગયો. તે જ વખતે તેણે પોતાના મિત્રોને નાગપુત્રો તરીકે ઓળખ્યા. અશ્વતરને નમસ્કાર કરીને તે બેઠો અને બોલ્યો કે હે નાગદેવ! આપના દર્શનથી હું પાવન થયો છું.

અશ્વતરઃ—હે રાજપુત્ર! તને ધન્ય છે! હું પણ ઘણા સમયથી તને જોવાની ઇચ્છા રાખતો હતો. તારી સુશીલતાથી હુ પ્રસન્ન થયો છું; તું ઇચ્છિત વરદાન માગ.

કુવલયાશ્વ—હે નાગદેવ! મારા પિતાના રાજ્યમાં આપની કૃપાથી બધું પરિપૂર્ણ છે. હું શુ માગું? મારૂ ચિત્ત હંમેશાં ધર્મમાં સ્થિર રહે એજ એક માગણી છે.

નાગે 'તથાસ્તુ' કહી બીજું પણ કંઈ માગવા કહ્યું. પણ શરમથી સંકોચાઈ તેણે મિત્રના મુખ સામું જોયું. એનો મનોભાવ જાણી નાગપુત્રોએ તરતજ મદાલસાની વાત છેડી. નાગે પણ મદાલસાને કુવલયાશ્વ જોઈ શકે એટલે દૂર જ ઊભી રાખેલી. રાજા તેને જોઈ આભો બની ગયો, ને પ્રેમથી તેને ભેટવા દોડ્યો. તેનો અનન્ય પ્રેમ જોઈ નાગ પ્રસન્ન થયો અને બોલ્યો કે હે રાજા! શંકર ભગવાનના વરદાનથી મદાલસા જીવતી થઈ છે માટે તું તેને સુખેથી લઈ જા. ભ્રમમા પડીશ નહિ. રાજા એ સાભળી અત્યંત પ્રસન્ન થયો. પતિને જોઈને મદાલસાના આનંદનો પણ પાર ન રહ્યો. અમૂલ્ય રત્નોની ભેટ આપી નાગે તેને ઘેર જવાની રજા આપી. બંને જણા નાગનો ખૂબ આભાર માની તેને ફરીફરી નમસ્કાર કરી નાગપુત્રો સાથે રાજધાની તરફ વિદાય થયાં.

ગામ નજીક આવતા પિતાને ખબર કહેવડાવી પિતાને આશ્ચર્ય થયુ આનદથી તે સામૈયુ કરવા ગયા મદાલસાને ફરી જીવતી જોઈ તે આનદથી ઘેલા ઘેલા થઈ ગયા પ્રજા વર્ગમા પણ આનદ આનદ રેલાઈ રહ્યો કુવલયાશ્વ ને મદાલસા વાજતેગાજતે રાજમહેલે પહોચી ગયા

માતપિતાને નમસ્કાર કરીને કુવલયાશ્વે સઘળી હકીકત કહી સભળાવી રાજાએ નાગપુત્રોનો બહુ જ આભાર માન્યો અને તેમનુ ઉત્તમ સ્વાગત કરી તેમને વિદાય કર્યા મહાદેવની કૃપાથી મદાલસા જીવતી થઈ તે બદલ રાજધાનીમા બધે મગલ ઉત્સવ ઉજવાયો

## ૧૬ ચક્રવર્તી અલર્ક

થના દુ ખ એને ગયો વનમા રાતોરાત
મળ્યા દત્ત દૈવે તિદા, ત્રિમૂર્તિ જે સાક્ષાત્!
ત્યાઁ બોધ એને નવી, ઊઘડી આની આખ
પૂર્વપુણ્યથી જાણુ એ થયો કૃતફ્લ દ્રાક્ !! અ.૪૧ ૪ –૫૦

રાજા શત્રુજિત વૃદ્ધ થતા પોતાના યુવાન પુત્ર કુવલયાશ્વને રાજ્ય સોપી તપ કરવા વનમા ગયો કુવલયાશ્વ ન્યાયનીતિથી રાજ્ય ચલાવવા લાગ્યો બ્રહ્મવાદિની મદાલસા સાથે રાજ્યસુખ ભોગવતા આનદથી તેના દિવસ જવા લાગ્યા

કેટલેક સમયે તેને ત્યા એક પુત્રનો જન્મ થયો મદાલસાએ તેને ગળથુથીની સાથે જ હાલરડાથી બ્રહ્મજ્ઞાનનો બોધ આપવા માડયો રાજાએ ખૂબ ધામધૂમથી ઉત્સવ ઉજવી પુત્રનુ નામ વિક્રાંત પાડયુ મદાલસાને એ જાણીને હસવુ આવ્યુ રાજા તેનુ રહસ્ય સમજી શકયો નહિ છતા

તેનો ખુલાસો પૂછવા જેટલી હિંમત પણ તેની ચાલી નહિ. તે મૌન ધરી રહ્યો

દિવસાનુદિવસ વિક્રાંત જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનુ જ્ઞાન પણ દૃઢ થવા લાગ્યુ. તેથી વ્યવહારથી નિરાળો રહેવા તે જાણીજોઈને મૂર્ખની પેઠે રહેવા લાગ્યો. આ જોઈ રાજાને ઘણી ચિંતા થવા લાગી

વખત જતા મદાલસાએ બીજા પુત્રને જન્મ આપ્યો. રાજાએ તેનું નામ સુબાહુ પાડયું. એ સાભળીને પણ મદાલસા હસી, અને રાજા જોઈ જ રહ્યો. સુબાહુને પણ ધાવણની સાથે જ બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ મળ્યુ. તે પણ વિક્રાતની પેઠે જડવત્ ફરવા લાગ્યો. રાજાની ચિંતા વધી પડી.

થોડા સમય પછી ત્રીજા પુત્રનો જન્મ થયો તેનું નામ શત્રુમર્દન પાડયું. આ વખતે પણ નામ સાભળીને મદાલસા ખૂબ હસી. વારંવાર તે આમ કેમ કરે છે તે રાજા સમજી શકયો નહિ તેણે મન સાથે નક્કી કર્યું કે સ્રીને પૂછયા સિવાય હવે નામ પાડવું નહિ. મદાલસાએ તો આને પણ પારણામા જ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી જ્ઞાની બનાવ્યો. તેની પણ જડભરત જેવી સ્થિતિ થઈ ગઈ. ત્રણે પુત્રોને મૂઢ જોઈને રાજા રાતદિવસ જીવ બાળવા લાગ્યો. તેની ચિંતા અને દુ:ખનો પાર રહ્યો નહિ.

કેટલાક વખત પછી મદાલસાને ચોથો પુત્ર થયો. જોષીઓએ રાજાને કહ્યું કે આ વખતે ચિંતા કરવા જેવું નથી. એના પાચ ગ્રહો ઉચ્ચ છે એટલે એ જરૂર રાજ્ય કરશે. તે સમયે શુકનો પણ શુભ થવા લાગ્યા અને રાજાને પણ [illegible] થયો

આ વખતે પોતે નામ ન પાડતાં તેણે મદાલસાને કહ્યું:—હે સતી! તું ત્રણે પુત્રોનાં નામ સાંભળીને હસી હતી, માટે આ પુત્રનું નામ તું જ પાડ એવી મારી ઇચ્છા છે.

સતી:—હે નાથ! હું કેમ હસી હતી તે સાંભળોઃ નામ જોકે વ્યવહાર નિભાવવા પૂરતી કલ્પનામાત્ર છે, તોપણ આપે પાડેલાં નામ કેવાં અર્થ વગરનાં છે તે જુઓ. ક્રાંતિ એટલે ગતિ અને વિક્રાંત એટલે વિવિધ પ્રકારની ગતિ કરનાર. હવે આત્મા સર્વવ્યાપક હોઈ તેને ગતિ હોઈ શકે નહિ. તેથી વિક્રાંત નામ પાડવામાં શો અર્થ? નિરાકાર અને અખંડ આત્માને બાહુ જ નથી તો પછી 'સુ' એટલે સારા બાહુની વાત જ શી? એટલે સુબાહુ નામ પણ યથાર્થ નથી. વળી આત્મા એક જ છે, તેના જેવું કે તેનાથી ભિન્ન બીજું કંઈ ન હોવાથી તેને શત્રુ જ નથી તો પછી તેનું શત્રુમર્દન–શત્રુઓને મારનાર–નામ કેમ શોભે?

વળી વિક્રાંત એટલે શૂરવીર; સુબાહુ એટલે બાહુબળે શત્રુઓને જીતનાર, અને શત્રુમર્દન એટલે શત્રુઓને પીડા આપનાર એ અર્થ લઈએ તોપણ તમારા એ પુત્રોના—જેમનામાં મોં પર બેઠેલી માખ ઉડાડવાની પણ શક્તિ નથી તેમનાં—એવા નામ કેમ શોભે એમ વિચારી હું હસી હતી.

હવે આ પુત્રનું કંઈ નામ રાખવું જ છે તો અલર્ક રાખો. કારણકે અલર્ક એટલે હડકાયું કૂતરૂં. અને આ પણ હડકાયા કૂતરાની પેઠે સંસાર પાછળ ગાંડો બની ફરશે. વળી 'અલ્' ધાતુનો અર્થ 'શણગારવું' થાય છે. પાછળથી વૈરાગ્ય થતા એ પોતાની જાતને જ્ઞાનથી શણગારશે એ હિસાબે પણ અલર્ક નામ ઠીક છે.

મદાલસાના કહેવા પ્રમાણે રાજાએ ચોથાનુ નામ અલર્ક પાડ્યું. બીજા ત્રણ પુત્રોને સુધારવાના રાજાના પ્રયાસો નિષ્ફળ ગયા. સ્ત્રીને તે ઠપકો આપવા લાગ્યો. પણ સતીએ શાંતિથી જવાબ આપ્યો કે હે નાથ! મેં કંઈ અનુચિત કર્યું નથી. મોક્ષ એજ પરમ પુરુષાર્થ છે, અને તેને પ્રાપ્ત કરવાનો નિવૃત્તિ વિના બીજો માર્ગ નથી; તેથી જ મેં તેમને એ ઉત્તમ માર્ગનો બોધ કર્યો છે. છતાં તમારી ઇચ્છા જ છે તો આ અલર્કને પ્રવૃત્તિમાર્ગનો બોધ આપીશ.

મદાલસાના કહેવા પ્રમાણે રાજાએ અલર્કને તેની પાસે રાખ્યો. મદાલસાએ ભગવાન દત્તને પ્રાર્થના કરી કે હે પ્રભો! હવે તો આને આપને ચરણે નાખ્યો છે. એને તારનાર આપ વિના હવે બીજું કોઈ નથી. અહીં મારો ઇલાજ ચાલે તેમ નથી. ભગવાનને આ રીતે પ્રાર્થના કરી રાજ ચલાવવામાં ઉપયોગી એવા તમામ શાસ્ત્રોનો અભ્યાસ અલર્કને કરાવ્યો. વખત જતાં અલર્ક એક કુશળ રાજનીતિજ્ઞ બન્યો, જે જોઈને રાજાને પણ સંતોષ થયો.

યોગ્ય સમયે સુશીલ કન્યા સાથે રાજાએ તેનું લગ્ન કર્યું; અને સુમુહૂર્તે તેને રાજ્યાસને બેસાડી તે મદાલસા સાથે વનમા તપ કરવા ચાલ્યો ગયો. જતી વખતે માતાએ અલર્કને કહ્યુ—હે પુત્ર! પ્રજાનું પુત્રની પેઠે પાલન કરજે. મારી આશિષથી તું હજારો વર્ષ રાજ્ય ભોગવીશ! તે પછી તારો એક ભયંકર શત્રુ જાગશે. તે વખતે તારૂ રક્ષણ થાય એ હેતુથી હુ તને આ પત્રિકા મૂકેલુ એક તાવીજ આપું છું તેનું તું પૂજન કરજે, અને સંકટ સમયે તે ખોલીને વાચજે, અને તેમા લખ્યા પ્રમાણે વર્તજે એટલે તારૂ સંકટ દૂર થશે.

માતાથી છૂટા પડતાં અલર્કને અત્યંત દુઃખ થયું. તેની આંખમાં ચોધાર આંસુ આવ્યાં. માતાએ તેને યોગ્ય દિલાસો આપ્યો અને આશિષ આપી પતિ સાથે વનમાં ગઈ.

કુવલયાશ્વ અને મદાલસા ઉત્તમ તપ કરી વનમાં રહેવા લાગ્યાં. મદાલસાએ પોતાના પતિને આત્મજ્ઞાનનો બોધ આપીને મુક્ત કર્યો. પ્રારબ્ધ પૂરું થતાં બંને જણુ સદ્‌ગતિ પામ્યાં. ધન્ય છે પતિ અને પુત્રોને તારનાર એ સતી મદાલસાને!

અલર્કે પ્રજા સંતુષ્ટ રહે, શત્રુઓ ડરતા રહે, અને રાજ્યની ઉત્તરોત્તર આબાદી થાય એવી કુશળતાથી રાજ્ય ચલાવવા માંડ્યું. અપંગ, દીન, અનાથ, બ્રાહ્મણ અને સંત-સાધુઓનું પોષણ ને રક્ષણ કરવું, યજ્ઞયાગાદિ કરવાં અને ન્યાય નીતિથી રાજ્ય ચલાવી ધર્મનો ઉદ્ધાર કરવો એ એનાં સ્વાભાવિક નિત્યકર્મ થઈ પડ્યાં. એ રીતે તેના દિવસ જવા લાગ્યા.'એમ કરતાં તે એક પ્રસિદ્ધ અને ચક્રવર્તી રાજા બન્યો.

તેને આમ રાજ્યભોગમાં મગ્ન થઈ પ્રભુવિમુખ બનેલો જોઈ તેના ભાઈ સુબાહુને દયા આવી, અને તેનું કલ્યાણ કરવાની ઇચ્છાથી તેણે એક યુક્તિ રચી. મૂલતા છોડીને તે રાજધાનીમાં આવ્યો અને અલર્કને કહેવા લાગ્યો કે હે અલર્ક! હું મોટો છું માટે ગાદીનો હક્ક મારો છે. તેથી રીતસર મને રાજ્ય સોંપી દઈ વનમાં ચાલ્યો જા.

અલર્ક:—હે સુબાહુ! તું સાવ બેવકૂફ ને રાજ્યને માટે નાલાયક છે. હું તને આવો કપટી અને ઢોંગી નો'તો જાણતો; નહિ તો તારા જેવા એદીનું પોષણ પણ શામાટે કરત? હે લોટ! ચપટી લોટ લે ને ચાલ્યો જા; ને તાકાત હોય તો લડીને રાજ્ય લે.

સુબાહુ મૂગે મોંએ આ અપમાન સહન કરીને ત્યાંથી

ચાલી નીકળી કાશિરાજને આવી મળ્યો. કાશિરાજને સમજાવી તેની સહાયથી લડાઈની તૈયારી કરી. બન્ને જણ સૈન્ય લઈ અલર્કની રાજધાનીને ઘેરી વળ્યા. સૈન્ય સાથે અલર્ક સામો થયો. પણ યોગેશ્વર સુબાહુએ પોતાની યોગશક્તિથી અલર્કના સૈન્યની શક્તિ હરી લીધી સામંતોમા ફાટફૂટ પડી અને લશ્કરમા નાસભાગ થઈ ક્ષણવારમાં બધું સૈન્ય રફેદફે થઈ ગયુ શત્રુઓએ નગરમાં પેસી જઈ રાજધાની કબજે કરી

કાશિરાજ જેવા એક નાના માડલિકને હાથે હાર થવાથી અલર્કને ખૂબ ખેદ થયો પૂર્વજન્મના સંસ્કારથી તેને તીવ્ર વૈરાગ્ય થયો. તે ઘોડેસ્વાર થઈ અંધારી રાતે એકલો અનિશ્ચિતપણે વનમા ચાલી નીકળ્યો કેટલોક માર્ગ કાપતા તે એક ઋષિના આશ્રમ પાસે આવી પહોચ્યો. ત્યા બેસીને પોતાના દુ:ખ માટે શોક કરવા લાગ્યો પ્રારબ્ધની ગતિ પર વિચાર કરતા તે મન સાથે બોલવા લાગ્યો કે હે પ્રભો! કર્મની ગતિ સાચે જ ન્યારી છે પૂર્વજન્મના કોણ જાણે કેવાએ કોઈ ભયકર પાપને લીધે મારી આવી કફોડી દશા થઈ હશે! આ વખતે મારી માતા હોત તો મને જરૂર શાતિ આપત!

માતાનુ નામ સભારતા માતાએ આપેલા તાવીજનુ તેને સ્મરણ થયુ. સ્નાન કરી નિત્યનિયમ પ્રમાણે તેણે તેનુ પૂજન કર્યું, અને તેને ખોલીને પત્રિકા બહાર કાઢી. તેમા આ પ્રમાણે લખેલુ હતું:—

સગ છોડવો સર્વથા, બને ન જો કદી એમ,
સંતસગ કરવો સદા, તારે સતો તેમ
કામ[1] સર્વથા ત્યાગવો, મને એમ ના જાણ,
મોક્ષકામ વગ્વો મદા, કેવલ [2]સૌખ્યનિધાન અ. ૨૩. ૧૧ ૧૨

---

૧. કામના, ઇચ્છા ૨ સુખનો ભડાર

માતાનાં બોધવચનો વાંચીને તેણે સંતની શોધ માટે આશ્રમમાં પ્રવેશ કર્યો. તેમાં એક મહાત્મા બેઠેલા હતા. તેમને નમસ્કાર કરીને તેણે પૂછયું:—હે દેવ! મારા દુ:ખનુ નિવારણ કરે એવા સાક્ષાત્ ભગવાન સમા સાચા સંત મને કયાં મળશે?

મહાત્મા:—હે રાજા! તું સહ્યાચલ પર્વતે જા. ત્યાં માતાપુરમાં ભગવાન દત્તનો આશ્રમ છે. ત્યાં જઈ તેમનું શરણ ગ્રહણ કર. તેમના દર્શનમાત્રથી તારાં દુઃખ દૂર થશે!

મહાત્માને પ્રણામ કરી અલર્ક સહ્યપર્વત તરફ ચાલી નીકળ્યો. થોડીવારમા તે દત્તાશ્રમે આવી પહોંચ્યો. આશ્રમમા પ્રવેશ કરી તેણે ભગવાનનાં દર્શન કર્યાં, અને પ્રણામ કરી પ્રેમથી પ્રાર્થના કરવા માંડી કે હે પ્રભો! મને અપાર દુ:ખ થયું છે. મેં આપના ચરણનું શરણ લીધું છે તો હે ભક્તવત્સલ ભગવાન! મારા પર કૃપા કરી મારૂં દુઃખ દૂર થવાનો ઉપાય બતાવો.

ભગવાને વિચાર કર્યો કે સતી મદાલસાનો આ પુત્ર હોવાથી તેનું ક્ષેત્ર શુદ્ધ છે, ફકત બીજ નાંખવાની જરૂર છે. માટે યુક્તિથી બીજ મૂકીને તેના આત્માને જાગ્રત કરવાનો છે. એમ વિચાર કરી ભગવાને કહ્યું.—બતાવ તને કયે ઠેકાણે દુઃખ થાય છે? તું કોણ છે અને તને શાથી દુ:ખ થયું છે તે બોલ એટલે તે ઠેકાણે ડામ દઈને તરતજ ઉપાય કરૂં!

ભગવાનનાં માર્મિક વચનોથી અલર્કના અજ્ઞાનનો પડદો ચીરાઈ ગયો. તેના ચિત્તમાં જ્ઞાનનો પ્રકાશ થયો તેનું દુઃખ અદ્દશ્ય થયું. તે વિચાર કરવા લાગ્યો કે જેને હુ દુઃખ માની રહ્યો છું તે તો દેહનાં દુઃખો છે મારા

આત્મા તો સુખનો સાગર ને જ્ઞાનનો ભડાર છે તેને દુખ ક્યાથી હોય?

મનથી એમ નિર્ણય કરીને તેણે કહ્યુ —હે પ્રભો! દેહમા મમત્વ રાખવાથી જ દુખ જણાય છે, પણ તે નાશ પામતા આત્માનુ અખડ સુખ જ સુખ રહે છે મારા આત્માના સાચા સ્વરૂપનુ આપની કૃપાથી મને ભાન થયુ છે હવે મને દુખ છે જ નહિ હુ અખડ આનદનો અનુભવ કરતો થઈ ગયો છુ

ભગવાન—ધન્ય છે તને! તારો વિવેક યોગ્ય છે બોલ, હવે તારે રાજ્ય જોઈએ છે કે વિજય? જેની ઈચ્છા હોય તે આપુ

અલર્ક—હે પ્રભો! સુબાહુ અને કાશિરાજમા હુ મારાજ આત્માનુ દર્શન કરી રહ્યો છુ, એટલે એ બનેમાથી ગમે તે રાજ્ય ભોગવે તેથી મને દુખ થવાનુ નથી! રાજ્યાદિ નાશવત વસ્તુઓ પ્રત્યે હવે મને મોહ નથી હુ તો ફક્ત આપની કૃપાથી સ્ફુરેલુ જ્ઞાન દૃઢ રહે એજ આશિષ માગુ છુ

અલર્કના વચન સાભળી ભગવાન પ્રસન્ન થયા તેને ઉત્તમ અધિકારી માની તેમણે યોગનુ રહસ્ય, યોગના અભ્યાસ સબધી ગુણદોષ, યોગથી પ્રાપ્ત થતી સિદ્ધિઓ, યોગીની નિત્યચર્યા, નાદાનુસધાન, વિશ્વરૂપધ્યાન, સગુણનિર્ગુણ રહસ્ય, [1]પ્રણવઉપાસના, સ્વરોદય, મૃત્યુચિન્હ વગેરે ઘણાજ સૂક્ષ્મ વિષયોનુ વિસ્તારથી વર્ણન કરીને તેને અમૂલ્ય ઉપદેશ આપ્યો

---

૧ જુઓ [illegible] જિજ્ઞાસુ વાચકે સવિસ્તર વિવરણ માટે શ્રી ગુરુલીલામૃતના અધ્યાય ૩૦ થી ૪૦ સુધી જોવા

અલર્ક કૃતાર્થ થયો, તે પોતાની પૂજ્ય માતા તથા સહોદર [1]સુબાહુને ધન્યવાદ આપી તેમનો ખૂબ આભાર માનવા લાગ્યો. સદ્‌ગુરુરૂપ ભગવાનને તે ફરીફરી નમસ્કાર કરવા લાગ્યો. ભગવાને તેનો નિશ્ચય જોઈ તેને કહ્યુ કે જા, સુબાહુને ચરણે પડ એની ખટપટથી જ તને આ કલ્યાણનો માર્ગ પ્રાપ્ત થયો છે. તારા ચિત્તમા અહંકાર, મમત્વ, વાસના રહ્યાં નથી તને નિર્ગ્રંથ પદ પ્રાપ્ત થયુ છે. હવે ફાવે તે સ્થિતિમા ફર એમ કહી ભગવાને તેને આલિંગન આપ્યુ. ભગવાનના અલૌકિક અને દિવ્ય સ્પર્શથી તેના શરીરના રૂવાડા ઊભા થઈ ગયા, ગળુ પ્રેમથી રૂધાયુ, આખો આસુથી ભરાઈ ગઈ, દેહનુ ભાન ભૂલી તે કાષ્ઠવત્ બનીને ઊભો તેનો આત્મા પરમાત્મા સાથે એકતા અનુભવવા લાગ્યો, સાક્ષાત્કારનો અનુપમ સ્વાદ ચાખીને અમર બન્યો.

થોડી વારે દેહભાન પર આવતા ભગવાને તેને ઘેર જવાની રજા આપી. ભગવાનને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરીને તે નગર તરફ ચાલ્યો નગરમા જઈ તે પોતાના ભાઈ સુબાહુને મળ્યો ને તેને પગે પડ્યો. પછી હસતા હસતાં તેણે કાશિ-રાજને કહ્યુ કે આ રાજ્ય તું લે કે સુબાહુને આપ, અથવા તમે બને વહેચી લો કે ફાવે તો લૂટાવી દો. મને હવે તેની કઈ દરકાર નથી

એ સાભળી કાશિરાજ નવાઈ પામ્યો. તેણે કહ્યુ — હે અલર્ક ! આપ સમર્થ ક્ષત્રિય છતાં આમ કાયરનો પથ[2] કેમ પકડો છો ? યુદ્ધમા જીતશો તો રાજ્ય રહેશે અને હારશો તો સ્વર્ગ મળશે. ક્ષત્રિયને માટે આવો ધર્મ-

૧ ભાઈ ૨ માર્ગ.

યુદ્ધનો અમૂલ્ય અવસર સદ્ભાગ્ય વિના પ્રાપ્ત થતો નથી. એ તમે કેમ એળે ગુમાવો છો? આમ કરવાથી જગતમાં તમારી અપકીર્તિ થશે અને તમારા જેવા માટે અપકીર્તિ એ મરણ કરતાં પણ શું વધારે નથી?

અલર્ક:—હે કાશિરાજ! આજસુધી મારૂં મન પણ એમ જ માનતું હતું. પણ હવે એ બધી દુન્યવી વાતોમાં મને રસ નથી! મને શ્રીસદ્ગુરુ ભગવાન દત્તના ઉપદેશથી સત્ય વસ્તુનુ જ્ઞાન થયુ છે. એટલે એ અમૃત છોડી નીરસ કાંજી સમી આ નાશવંત ચીજો પાછળ હવે કોણ વલખાં મારે? મારે મને શત્રુમિત્ર જેવો ભેદ નથી. હવે તો હું વનમાં રહી આત્માનંદની અમર મૌજ માણીશ!

એમ કહી તે ફરીથી સુબાહુને પગે પડયો. સુબાહુએ પ્રેમથી તેને ઉઠાડયો, ને કાશિરાજને કહ્યું:—જે કામ માટે હું તપ છોડીને અહીં આવ્યો હતો તે કામ હવે પૂરૂં થયુ છે! માટે હું હવે વનમા જઇશ!! તું રાજ્ય સંભાળી લે!!!

કાશિરાજ (સાશ્ચર્ય):—અત્યાર સુધી તો રાજ્યભાગ અપાવવાની તમે વાત કરતા હતા અને હવે રાજ્ય મળ્યું ત્યારે આમ ઊલટું કેમ બોલો છો?

સુબાહુ:—હે રાજા! અમારી માતા મદાલસા બ્રહ્મજ્ઞાની હતી. તેણે અમને ત્રણ ભાઈઓને ઘોડીઆમાં હાલરડાં દ્વારાજ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો; તેથી અમે બ્રહ્મનિષ્ઠ બન્યા. પણ આ અલર્કને દૈવવશાત્ એ ઉપદેશ ન મળી શક્યો, તેથી તે સંસારમાં ખૂબ ફસાઈ ગયો હતો. તેને બહાર કાઢવાના ઇરાદાથી જ મેં આ યુક્તિ કરી હતી. જ્ઞાનીઓ દયાળુ હોય છે, અને પોતાના સ્વજન, મિત્ર અને બંધુઓને

ફાવે તે ઉપાયે તારે છે!

કાશિરાજઃ—હે દયાસાગર મંતશિરોમણિ! આટલા સહવાસથી હું પણ હવે આપનો મિત્ર બન્યો છું, તો મને પણ ઉપદેશ આપી કૃતાર્થ કરો એવી પ્રાર્થના છે.

કાશિરાજની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ સુબાહુએ તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. તેથી તે સંતોષ પામી પોતાની રાજધાનીમાં ગયો અને પુત્રને રાજ્ય સોંપી વનમાં ચાલ્યો ગયો. સુબાહુ પોતાને આશ્રમે પાછો ગયો. અલર્ક પણ પોતાના પુત્રને ગાદીએ બેસાડી વનમાં ગયો અને ભગવાન દત્તના ધ્યાનમાં દિવસો ગાળવા લાગ્યો. પ્રારબ્ધ પૂરું થતાં, પાણીની લહેર જેમ સમુદ્રમાં મળી જાય તેમ તે શ્રીદત્તરૂપ બ્રહ્મસાગરમાં મળી ગયો. વદનભક્તિથી તરી જનાર સર્વોત્તમ દત્તભક્ત તરીકે આજે પણ લોક તેને સંભારે છે.

---

## ૧૭. આયુની ગુરુભક્તિ

સત્સેવા નિષ્ફળ કદિ, જાય ન નિશ્ચય એમ;
પામ્યો વર દુર્લભ અહા આયુ અન્યથા તેમ. અ.૪૩. ૧૦૧

અસલના વખતમાં ચંદ્રવંશમાં પુરુરવાનો પુત્ર આયુ નામે ચક્રવર્તી રાજા થઈ ગયો. તે ન્યાયી, ઉદાર, ધાર્મિક અને શરણાગતનું પાલન કરનાર હતો. તેની સમૃદ્ધિ દેવોને પણ અદેખાઈ આવે એવી હતી. પણ પેટે સંતાન ન હોવાથી તેને પોતાની સમૃદ્ધિ તુચ્છ લાગતી. તે સદા સંતતિની ચિંતામાં રહેતો. એણે દવાદારૂ, વ્રત તપ જપ, દાન, યજ્ઞયાગ વગેરે પુત્રપ્રાપ્તિના બધા ઉપાયો અજમાવ્યા પણ તે બધા

નિષ્ફળ ગયા! પોતાની હયાતી બાદ વંશનો નાશ થવાનો વિચાર તેને ખૂબ મુંઝવતો હતો.

એક વખત એક ત્રિકાળજ્ઞાની જોષીને તેણે પ્રશ્ન કર્યો:— હે [1]દૈવજ્ઞ! આપ કૃપા કરીને કહો કે મને પુત્ર થાય એવો કોઈ યોગ મારા નસીબમાં છે કે નહિ?

જોષીએ કુંડળી માંડી ગણતરી કરીને કહ્યું:—હે રાજા! તારે માટે સંતતિનો એક પણ યોગ નથી એમ અમારૂં શાસ્ત્ર ચોક્કસ કહે છે; છતાં તું સદ્‌ગુરુને શરણે જઈ એમની પ્રસન્નતા પ્રાપ્ત કર. કેમકે

થતાં કૃપા સદ્‌ગુરુ તણી, થાએ ગ્રહ અનુકૂલ;
ભૂપ રીઝતાં મંત્રીઓ, રહે કેમ પ્રતિકૂલ?
બાહ્ય વિષય છોડી રમે સદા બ્રહ્મમાં જાણ,
તચ્ચરણે દુર્લભ કશું ના ત્રિભુવનમાં માન. અ.૪૩.૨૭–૨૮

જોષીનાં વચન સાંભળી રાજા પૂછવા લાગ્યો:—હે ભૂદેવ! આપ કહો છો તેવા સદ્‌ગુરૂ મને કયાં મળશે તે કૃપા કરીને કહો. આપ ત્રિકાળજ્ઞાની હોવાથી દેવો પણ ન જાણી શકે એવી ગુપ્ત વાતો પણ આપ જાણી શકો છો એવી મારી ખાત્રી છે.

જોષી:—હે રાજા! તું સહ્યાદ્રિ પર્વત પર જઈ માહુર-ગઢમાં વસતા ભગવાન દત્તને શરણે જા, અને અનન્યભાવે તેમની સેવા કર. એ યોગેશ્વર રીઝતાં તારા મનોરથ પૂરા થશે! એ ભક્તવત્સલ ભગવાનની કૃપાથી ગમે તેવા લેખ ઉપર પણ મેખ વાગશે એમાં શંકા નથી.

જ્યોતિષીનાં એ અમૃતવેણ સાંભળી રાજાને સંતોષ

---

૧. ભવિષ્ય જાણનાર.

થયો તેણે તેમને ધનવસ્ત્રાદિનું દાન આપી ખુશ કર્યો, જે લઈ આશીર્વાદ આપી એ ઘેર ગયા

જ્યોતિષીના ગયા પછી રાજ્યની વ્યવસ્થા મંત્રીને સોંપી આયુ તરત જ માહુરગઢ તરફ પગપાળો ચાલી નીકળ્યો. કેટલેક સમયે તે ભગવાન દત્તના આશ્રમે જઈ પહોંચ્યો. આશ્રમમાં ભગવાન દત્ત ધ્યાનમાં બેઠેલાં હતા કરોડો કામદેવ સમું તેમનું તેજસ્વી સ્વરૂપ જોઈને રાજા અત્યંત પ્રસન્ન થયો. તે ફરીફરીને તેમને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. તેને લાગ્યું કે ઘણા જન્મના પુણ્ય ફળ્યા કે જેથી આવા અમૂલ્ય દર્શન થયા તે પોતાના જન્મને સફળ થયો એમ માનવા લાગ્યો તેના હૃદયમાં અનહદ પ્રેમ જાગી ઊઠયો. તે ગળગળો થઈ ગયો તેની આંખમાંથી આંસુની ધારાએ વહેવા લાગી, અને પ્રેમાવેશથી મૂંગો થઈ કેવળ હાથ જોડીને તે ઊભો રહ્યો

ભગવાને તેનો ભાવ નાણી જોવા માટે અઘટિત લીલા કરવા માંડી પોતાની માયાથી એક સુંદર જુવાન સ્ત્રી પેદા કરી તેની સાથે સામાન્ય કામિજનની માફક ગેલ કરતા હોય તેવો દેખાવ કર્યો, તોપણ આયુ હઠયો નહિ તેણે વિચાર્યું કે જરૂર

આના કરી મેન નિશ્ચે એઁ,
નસાડના મુજને મથે નાએમાં સદેહ અ ૪૩ ૫૪

તેને ચગાવવા ભગવાને બીજી યુક્તિ કરી અવાચ્ય શબ્દે તેમણે તેને લલકારીને કહ્યું —હે મૂર્ખ ! તું સંસ્કારી થઈને મારા જેવા ભ્રષ્ટની પાસે કેમ આવ્યો છે? મારા આચરણ દેખતો નથી ? આંખો મીચીને કૂવામાં પડી શામાટે

મોત માગી લે છે ?

રાજા (નમ્રતાથી):—હે પ્રભો ! હું અહીંથી ખસવાનો નથી. મને ખાત્રી છે કે જ્ઞાનીઓ સ્વપ્ને પણ કોઈનું અહિત કરતા નથી. તેમનો અવતાર જ જગતના કલ્યાણ માટે હોય છે. આપનું નામ સાંભળીને હું આપને શરણે આવ્યો છું. આપ મારા અનન્ય સ્વામી છો. આ દેહ આપને ચરણે છે. તેને મારો કે ઉગારો. જેવી આપની ઇચ્છા !

છેવટે ભગવાને તેને માર મારવા માંડયો. તોપણ તે ખસ્યો નહિ, ત્યારે તેના પર દયા લાવીને ભગવાન બોલ્યાઃ— હે રાજા ! તારાથી મારી સેવા થઈ શકે તો ભલે અહીં રહે.

ભગવાનની આજ્ઞા માથે ચઢાવી આયુ સેવામાં રહ્યો. ભગવાને તેની આકરી કસોટી કરવા માંડી. તેને ન કહેવા જેવું કામ કહે, ન માગવાનું માગે, ન બોલવા જેવું બોલે, ફાવે તેમ ધમકાવે; અને એ બધું સહન કરવા છતાં ઉપરથી કોકવાર મારે પણ ખરા ! છતાં આયુ પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ ! એ બધી ભગવાનની માયાવી લીલા છે એમ માની ચિત્ત શાંત રાખી અનન્ય ભાવથી સેવા કરતો રહ્યો.

એમ કરતાં કરતાં સો વરસ વીતી ગયાં સો વરસની દાસ્યભક્તિથી તેનું પાપપ્રારબ્ધ ધોવાઈ ગયું. ભગવાને તેના પર પ્રસન્ન થઈને કહ્યુઃ—હે આયુ ! તારી સેવાથી હું પ્રસન્ન થયો છું. ઇચ્છામાં આવે તે વરદાન માગ !

આયુ નમસ્કાર કરીને કહેવા લાગ્યોઃ—હે પ્રભો ! સાક્ષાત્ ત્રિમૂર્તિસ્વરૂપ આપ પ્રસન્ન થતાં મને શાની ખોટ છે ? પણ મારે પ્રજા નથી એટલો જ અસંતોષ છે. તો એક પિતૃ-ભક્ત, ધાર્મિક, દાનેશ્વરી, પ્રજાવત્સલ અને પરાક્રમી પુત્ર

થાય એવી કૃપા કરો એટલી જ માગણી છે.

ભગવાનઃ—હે રાજા ! તારી ઇચ્છા પ્રમાણે તને ઇંદ્ર જેવો પરાક્રમી પુત્ર થશે. તારા બધા યોગો પ્રતિકૂળ હોવા છતાં, ભક્ત જાણીને તને આ વરદાન આપું છું. પણ આવો મોંઘો મનુષ્યજન્મ પામીને પુત્ર જેવી નાશવંત વસ્તુની માગણી કરી એ ઠીક ન કર્યું. હશે ! તારું નસીબ ! લે આ ફળ આપું છું તે તારી સ્ત્રીને આપજે. તે આ ફળ ખાશે એટલે જરૂર પુત્ર થશે.

આયુ ફળ લઈ ભગવાનને નમસ્કાર કરી આજ્ઞા લઈ ઘેર ગયો. ખરેખર સંતસેવા નિષ્ફળ જતી જ નથી. સો વરસને અંતે પણ દુર્લભ વરદાનને પામીને તેણે પોતાનું જીવન સફળ કર્યું. ઘેર જઈ ભગવાને આપેલું ફળ તેણે રાણીને આપ્યું ને કહ્યુંઃ—ભગવાને દયા કરીને આ ફળ આપ્યું છે તે તું ખા. તેના પ્રભાવથી તને જરૂર સત્પુત્ર થશે.

એ શુભ સમાચાર સાંભળીને રાણીને ઘણો આનંદ થયો. તેણે શ્રદ્ધાપૂર્વક એ પ્રસાદીનું ફળ ખાધું. કેટલેક સમયે તેને ગર્ભ રહ્યો. તે દરમ્યાન એક રાતે તેને સ્વપ્નું આવ્યું, જેમાં તેણે એક દિવ્ય મહાપુરુષને જોયો. તેને ચાર હાથ હતા, કાને કુંડળ હતાં, ગળામાં હાર હતો, હાથે આભૂષણો હતાં, માથે મુગટ હતો, સુગંધી લેપ કર્યો હતો ને સફેદ કપડાં પહેર્યાં હતાં. હાથમાં તેણે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલાં હતાં. માથા ઉપર શેષનાગે છત્ર ધર્યું હતું. મુખ સ્મિત વેરતું હતું. સ્વરૂપ તેજોમય અને મનોહર હતું. શ્વાસ સુગંધમય હતો. બધે ઝગઝગાટ થઈ રહ્યો હતો; અને વાતાવરણ સુગંધથી મ્હેકી રહ્યું હતું. એ મહા-

પુરુષ તેના હાથમાં મોતી આપી શંખ વડે તેના માથા પર દૂધ છાંટતો હતો.

આ અદ્‌ભુત સ્વપ્ન જોઈને રાણી જાગી ઊઠી. એ દિવ્ય પુરુષને સંભારી સંભારીને એ આનંદ પામવા લાગી. સાક્ષાત્ ભગવાન જ હશે કે શું? આમ ઘડીભર દર્શન આપી ક્યાં ચાલ્યા ગયા? એવા વિચારો તેના મનમાં ઉભરાવા લાગ્યા. તેને લાગ્યું કે નક્કી ભગવાનનો પ્રસાદ ફળ્યો!

રાજાને જગાડી તેણે સ્વપ્નની વાત કહી. રાજા પણ પ્રસન્ન થયો. તેને પણ લાગ્યું કે એવું દૈવી સ્વપ્ન ભગવાનની દયા જ સૂચવે છે. પણ તેનું ખરું રહસ્ય સવારે શૌનક મુનિને પૂછીશું, એમ કહી રાણીને જાગતાં જ રાત્રી વિતાવવા તથા સ્વપ્નની છબીને વારંવાર સંભારી રાખવાની આજ્ઞા કરી. રાજાના કહેવા પ્રમાણે રાણીએ પ્રભુસ્મરણમાં જ રાત્રી પસાર કરી. સવાર થયું એટલે બંનેએ શૌનક મુનિને બોલાવ્યા અને તેમને સ્વપ્નની વાત કહી. મુનિ સ્વપ્નનું ફળ કહેવા લાગ્યાઃ—હે રાજા! આ સ્વપ્ન ઉત્તમ છે. તું ભગવાન દત્તની ભક્તિ કરે છે તેથી ભગવાને તારા પર પ્રસન્ન થઈ તારી ઇચ્છા પૂરી કરી છે. પ્રસાદના ફળથી તારી રાણીને ગર્ભ રહ્યો છે. તને પરાક્રમી, જ્ઞાની, ન્યાયી, ધાર્મિક અને ચંદ્રવંશના ભૂષણરૂપ પુત્ર થશે. હુંડાસુરને મારીને તે યશ મેળવશે. એવું એ સ્વપ્નનું ફળ છે.

એમ કહી મુનિએ 'અગ્નિ અને વરુણ ગર્ભનું રક્ષણ કરો' એવી આશિષ આપી. રાજાએ તેમનો યોગ્ય સત્કાર કરી વિદાય કર્યા. સ્વપ્નફળ સાંભળી સ્વર્ગના દેવોને પણ આનંદ થયો. તેમણે પુષ્પવૃષ્ટિ કરી, ગંધર્વોએ ગાન કર્યું,

અપ્સરાઓ નાચવા લાગી, સ્વર્ગમાં દુંદુભી વાગવા લાગ્યા.

આયુરાજા દત્તાશ્રમે ગયો તે અરસામાં હુંડ નામનો એક રાક્ષસ ઉત્પન્ન થયો હતો, જેણે પોતાના પરાક્રમથી આખું ભૂમંડળ જીતી લઈ દેવોને પણ હરાવ્યા હતા. તે સ્વચ્છંદી બની જેને તેને રંજાડતો વિશ્વમાં ફરતો હતો.

તે એક વખતે અશોકસુંદરી નામની શિવકન્યાને હરી ગયો. તેણે તેને વશ નહિ થતા શાપ આપ્યો કે હે દુષ્ટ! આયુરાજાનો પુત્ર તને મારશે. આથી હુંડ તેને જેલમા પૂરી રાખી હતી.

એક દિવસ હુંડાસુરની કન્યા સ્વર્ગના નંદનવનમા પોતાની સખીઓ સાથે આનંદ કરતી હતી. તે સમયે દેવોનો ઉત્સવ હતો. તેમા ભાટચારણો આવ્યા હતા. હુંડની કન્યા ત્યા છે એવી તેમને ખબર ન હોવાથી તેઓ બોલી ગયા કે હુંડ બહુ ઉન્મત્ત બન્યો છે, ગાય, બ્રાહ્મણ અને દેવોને પીડનાર એને આયુપુત્ર મારશે. તેનુ મોત હવે પાસે છે, કેમકે તેના પાપનો ઘડો ભરાઈ ચૂકયો છે.

હુંડની કન્યા એ વાત સાભળીને તરતજ પિતાની રાજધાની કાંચનપુરમા ગઈ. તેણે સાભળેલી વાત પિતાને કહી. આજસુધી ચેનમા સૂનારો હુંડ ભયભીત બની ચિંતા કરવા લાગ્યો, અને મોતથી બચવાનો ઉપાય શોધવા લાગ્યો.

ગુપ્ત રીતે આયુરાજાને ત્યા જઈ તેણે જોયુ તો રાણી ઇંદુમતી સાચે જ ગર્ભવતી હતી. હુંડે જન્મ થતા પહેલાં જ ગર્ભનો નાશ કરવાનો વિચાર કર્યો. પણ ત્યા તો તેણે રાણીની આસપાસ સુદર્શન ચક્ર વેગથી ફરતું જોયુ. તે ધ્રુજી ઊઠયો. ભયથી તે વિચારવા લાગ્યો કે ખરેખર

આ કોઈ દૈવી ગર્ભ છે, અને મારાથી પણ બળવાન દેવ ગુપ્ત રીતે એની રક્ષા કરે છે! એ જન્મશે તો જરૂર મને મારશે. મારી જીવનદોરી હવે તૂટવા આવી છે. ચક્રને લીધે મારો કોઈ ઉપાય ચાલે એમ નથી. નસીબમાં હશે તે થશે! છતાં મારે પ્રયત્ન તો કરવો જ જોઈએ.

એમ વિચાર કરી તેણે પોતાની માયાવી શક્તિથી રાણીને ભયંકર સ્વપ્ન બતાવવા માંડયાં. તેમાં ગર્ભમાંથી માથું અને ધડ જુદું થઈ બહાર નીકળતું હોય એવું એક ભયંકર સ્વપ્ન જોઈને રાણી ચમકી ઊઠી. તે ગભરાઈને ચિંતા કરવા લાગી કે ભગવાનના વરદાનથી ગર્ભ રહેવા છતા આવાં ભયંકર સ્વપ્નાં કેમ આવતાં હશે? તેણે ભગવાન દત્તનું સ્મરણ કર્યું, અને ગર્ભને સહીસલામત જોઈને સૂઈ ગઈ. સવારે સ્નાન કરીને તેણે સૂર્યનું પૂજન કર્યું અને ગર્ભની રક્ષા માટે પ્રાર્થના કરી.

તે ભયંકર સ્વપ્નાં જોતી, પણ સુદર્શન ચક્રને જોઈ શકતી નહિ. હુંડ તે ચક્રને જોઈ શકતો હતો. તેના પ્રયત્નો નિષ્ફળ જવાથી તે ચિંતામાં પડયો. ભગવાન દત્તની કૃપાથી ગર્ભ સુરક્ષિતપણે વધવા લાગ્યો, અને કેટલેક દિવસે એક તેજસ્વી પુત્રનો જન્મ થયો.

રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે ખૂબ ધામધૂમથી જન્મનો ઉત્સવ ઉજવ્યો. બ્રાહ્મણ અને ભિક્ષુકોને દાન આપી સંતુષ્ટ કર્યા. જોષીઓએ ભવિષ્ય ભાખ્યું કે હે રાજા! તારા પુત્રનો જન્મ ઉત્તમ રાજયોગમાં થયો છે. તે પોતાના બળથી સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરશે! ચૌદ વિદ્યા અને ચોસઠ કળામાં તે પ્રવીણ થશે. તે ધાર્મિક, વીર અને ન્યાયી રાજા બની રહેશે

લોકમા નામ અમર કરશે! ફક્ત એક જ અનિષ્ટ યોગ છે. તેને લીધે બાળપણમાં કંઈક ચિંતા કરાવશે.

ગજાએ ભવિષ્ય સાંભળી જ્યોતિષીઓને દક્ષિણા આપી વિદાય કર્યા; પણ ચિંતાકારક પ્રસંગ સંબંધમાં તેના મનમાં ચિંતા થવા લાગી. બ્રાહ્મણો પાસે તેણે શાંતિકારક અનુષ્ઠાનો કરાવવા માંડયાં, અને પોતે ભગવાન દત્તની પ્રાર્થના કરવા માંડી. છેવટે જે ભગવાને પુત્ર આપ્યો છે તેજ તેનું રક્ષણ કરશે એવી શ્રદ્ધા રાખી તેણે ચિત્તને શાંત કર્યું, અને ભગવાન દત્તનું સ્મરણ કરતાં કરતાં રાણી સાથે તે આનંદથી દિવસ ગાળવા લાગ્યો.

---

## ૧૮. હુંડાસુરવધ

દેવ સખા જેનો, હણે તેને કોણ પ્રમાણ?
રક્ષે સંકટમાં સદા, દેવ ભક્તને માન. અ.૪૫ ૭

આયુરાજને ત્યાં પુત્રનો જન્મ થએલો જાણીને હુંડાસુર ગભરાયો, છતાં પોતાના રક્ષણનો ઉપાય અજમાવવાનો વિચાર તેણે છોડયો નહિ. તેણે વિચાર કર્યો કે કોઈ સમર્થ દેવ જરૂર એનું રક્ષણ કરે છે એટલે મારી બુદ્ધિ કંઈ કામ કરતી નથી. માટે નાનપણમાં જ તેને મારવાનો પ્રયત્ન કરું તો ઠીક; નહિ તો મોટો થયા પછી એ મરવો અશક્ય છે.

એમ વિચાર કરી તેણે મોહિની દેવીની અનન્ય ભક્તિથી પ્રાર્થના કરી. મોહિની તેના પર પ્રસન્ન થઈને તેના કાર્યમાં મદદ કરવા મંડી

તેજ સમયે તેણે એક દાસીને સૂતિકાગૃહ તરફ જતી જોઈ. પોતાની માયાવી શક્તિથી તેણે તેના શરીરમાં પ્રવેશ કર્યો, ને સાથે સાથે સૂતિકાગૃહમાં પેઠો ભગવાનથી એ

અજાણ્યું હતું એમ નહિ, પણ મંત્રનું માન રાખવા તે ચૂપ રહ્યા. હુંડે અંદર જઈને [1]પ્રસ્વાપિની મંત્ર ભણવા માંડયો કે તરત જ [2]સૂતિકાગૃહનાં બધાં માણસો ઘસઘસાટ ઊંઘમાં પડયાં. એટલે રાણી પાસેથી રાજપુત્રને લઈને હુંડ આકાશમાર્ગે થોડી જ વારમાં કાંચનપુર નગરમાં આવી પહોંચ્યો. તેણે પોતાની રાણીને એ કુંવર આપ્યો અને કહ્યું:—મારા સંહાર માટે જ ધરતી પર આ જન્મ્યો છે. માટે મારો પ્રાણ બચાવવા સારૂ તું આને મારી નાંખીને એનું માંસ રાંધીને મને ખાવા આપ.

રાણી:—હે નાથ ! આ બાળકને હજુ દાંત તો ફૂટયા નથી એટલામા એ તમારો શત્રુ ક્યાંથી બન્યો ? આવી બાળહત્યાથી આપણા કુળનો સત્વર નાશ થશે.

હુંડ:—આ બાબતમા તારી સ્ત્રીબુદ્ધિ નકામી છે મહામહેનતે આ મારા હાથમા આવ્યો છે મારો પ્રાણ લેવા માટે જ દેવોએ એને નિર્માણ કર્યો છે. માટે ગુરુ વિરોચનની સલાહ પ્રમાણે આત્માના રક્ષણ માટે ન કરવાનું કામ પણ કરવું એ ધર્મ છે ! આપણે માટે દેહ એજ આત્મા છે, અને તેનું રક્ષણ એજ પરમ પુરુષાર્થ છે. માટે તું જાતે ઊભી રહી તારી પોતાની નજર આગળ આનો પાક તૈયાર કરાવજે. જોજે ભૂલ ન થાય !

એમ કહી તે ચાલ્યો ગયો એટલે રાણીએ તે બાળકને પોતાની દાસીને આપ્યો; અને યોગ્ય સૂચના આપી તે બીજા કામમાં ગૂંથાઈ. દાસીએ તેને રસોઈઆને સોંપ્યો. રસોઈઓ તીક્ષ્ણ શસ્ત્ર લઈને તેના કટકા કરવા મંડયો; પણ હથિયારની

૧. બધાને ઊંઘાડનાર મંત્ર. ૨ સુવાવડનો ઓરડો

ધાર ભાંગી ગઈ અને છોકરો તો હસતો જ રહ્યો. તેને કશી જ ઇજા થઈ નહિ. ભગવાનનું ચક્ર તેનું રક્ષણ કરવા ગુપ્ત રીતે તેની આસપાસ ખૂબ વેગથી ફરતું હતું. તેની સાથે અફળાઈને કેટલાંય હથિયારો કડકડાટ કરતાં ભાંગી ગયાં. દાસી અને રસોઈઆની ખાત્રી થઈ કે નક્કી કોઈ દેવ એનું રક્ષણ કરે છે, માટે એને મારવામાં નિમિત્ત બનવું ઠીક નથી.

દાસીને દયા આવી. તેણે તે બાળકને મારવાનું બંધ કરી કોઈ સહીસલામત સ્થળે મૂકી આવવાની રસોઈઆને વિનંતિ કરી. રસોઈઆનું દીલ પીગળ્યું. બંને જણાં વિચા ગોઠવી રાતોરાત ગુપ્ત રીતે વસિષ્ઠ ઋષિના આશ્રમે બારણ આગળ તેને મૂકી આવ્યાં.

એક હરણના બચ્ચાને મારીને તેના માંસનો પાક કર રસોઈઆએ રાક્ષસરાજને જમાડચો. હુંડ તે ખાઈને શત્રુને નાશ થઈ ગએલો માની ખૂબ હરખાયો. કાળના અટળ કાયદાનું તે બિચારાને કયાં ભાન હતું? લોખંડી કિલ્લામા કે પાતાળમાં ભલે પેસો, પણ મોત કોઈને છોડતુ નથી. છતાં પામર હુંડાસુર અમર રહેવાનાં સ્વપ્ન સેવતો હતો!

વસિષ્ઠ ઋષિએ સવારે ઊઠીને બહાર આવતાં જ એક તરતના જન્મેલા બાળકને બારણા આગળ જોયું. તેનું તેજસ્વી મુખમંડળ જોઈ ઋષિ આશ્ચર્યમાં પડયા. તેમણે ધ્યાનથી જોયું તો ખબર પડી કે એ આયુરાજાનો પુત્ર છે. એટલામા આસપાસના ઋષિમુનિઓ ત્યા ભેગા થયા. તેમનું આશ્ચર્ય દૂર કરવા વસિષ્ઠે તેમને બધી હકીકત કહી સંભળાવી અને કહ્યું:—હુંડાસુરે તેને મારી ખાવા માટે કપટથી હરી આણેલો. પણ તેના સદ્ભાગ્યે તે અહીં આવી પડયો છે. સાક્ષાત્

ભગવાન દત્ત જેનું રક્ષણ કરે છે તેનો વાળ સરખો પણ કોણ વાંકો કરી શકે એમ છે? તે જરૂર હુંડાસરને મારશે અને ચક્રવર્તી બનશે.

વસિષ્ઠની આશીર્વાદવાણી સાંભળી દેવ, ગંધર્વ અને ઋષિમુનિઓને આનંદ થયો અને તેમણે પણ આશિષ આપી મંત્રેલી ભસ્મ તેના કપાળે લગાડી.

ઋષિએ પોતાની સ્ત્રી અરૂંધતીને તે સોંપ્યો. સતી તેને પેટના પુત્રની પેઠે ઉછેરવા લાગી. નહન એટલે બંધન. 'આ રાજકુમાર શત્રુઓને તથા દુષ્ટોને બાંધીને તેમનો નાશ કરશે' એમ કહી ઋષિએ તેનું નામ નહુષ પાડ્યું, અને "દ્રા દત્તાત્રેયાય નમઃ" એ અષ્ટાક્ષરી મંત્રવાળું તાવીજ રક્ષણ માટે તેના ગળામાં બાંધ્યું. ઋષિ ને ઋષિપત્ની આમ પ્રેમથી રાજકુમારનું પાલનપોષણ કરવા લાગ્યાં. કુમાર પણ અરૂંધતીને માતા અને વસિષ્ઠને પિતા કહી બોલાવતો. તે તેમને જ પોતાના ખરાં માતપિતા જાણતો હતો. એમ ઋષિઆશ્રમમાં દિનપ્રતિદિન તે મોટો થતો ગયો.

ઉમરલાયક થતાં ઋષિએ તેને જનોઈ દીધું. ગુરુની પ્રેમથી સેવા કરી તે વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. કેટલેક સમયે તે વેદ, શાસ્ત્ર, પુરાણાદિ ભણી ધનુર્વેદ, શસ્ત્ર અને અસ્ત્રવિદ્યા, રાજનીતિ વગેરેમાં પ્રવીણ થયો. એ પ્રમાણે એ ચંદ્રવંશી રાજકુમાર પ્રારબ્ધવશાત્ સૂર્યવંશી ગુરુ પાસે ઉત્તમ વિદ્યા શીખીને ઉત્તમોઉત્તમ ચંદ્રવંશી રાજાઓ કરતાં પ્રમાણમાં વધારે લાયકાતવાળો થયો.

આ તરફ રાત્રી પૂરી થતાં રાણી ઇંદુમતી જાગી ઊઠી. પોતાની પાસે પુત્ર ન જોઈ તે ગભરાઈને બાવરી બની

ગઈ. તેની આંખમાંથી આસુ વહેવા લાગ્યાં. તે ખૂબ વિલાપ કરી કહેવા લાગી—હે દત્ત ભગવાન ! આપની કૃપાથી મને જે પુત્રરત્ન પ્રાપ્ત થયું હતું તે મારાં કયા પાપને લીધે હરાઈ ગયુ ? હે પ્રભો ! કયો દુષ્ટ અસુર માયા રચીને તેને ચોરી ગયો હશે ? શું મેં પૂર્વજન્મમાં કોઈનો વિશ્વાસઘાત કર્યો હશે ? કોઈનુ ધન લૂંટી લીધું હશે ? કોઈ નાનને મારી નાંખ્યો હશે ? કોઈ ગામમા ધાડ પાડી હશે ? કે મદ કે લોભને વશ થઈ કોઈ બ્રાહ્મણની મિલકત હરી લીધી હશે ? એવું કંઈ પાપ કર્યું હોય તોજ સંતાન વગરના થવાય એવું શાસ્ત્રનુ વચન છે. એવા કયા પાપનુ ફળ મારે ભોગવવાનુ આવ્યુ હશે ? હવે જીવીને શુ કામ છે ? પુત્ર વગરના આ જીવનને ધિક્કાર છે ! હે પ્રભો ! પુત્રરૂપ આધાર વગર હું નિરાધાર બની છુ ! મારા પ્રાણ કેમ જતા નથી ?

એમ વિલાપ કરતી કરતી તે બેભાન થઈ પૃથ્વી પર પડી. તરતજ દોડી જઈ દાસીએ રાજાને ખબર આપી રાજા એકદમ ત્યા આવી પહોંચ્યો. બધાએ પંખો નાખી, અને અન્ય ઉપાયો કરી ગણીને જગાડવાનો પ્રયત્ન કર્યો, પણ મૂર્છા વળી નહિ.

રાજા ગભરાયો. તેનુ હૃદય પણ શોકથી ભરાઈ ગયુ તેનું ચિત્ત ભમવા લાગ્યુ આખમાથી ચોધાર આસુ વહેવા લાગ્યા. તે પણ વિલાપ કરવા લાગ્યો. ધિક્કાર છે આ જીવનને ! ધિક્કાર છે આ કોટકિલ્લા અને લશ્કરને પણ ! આ રાજ્ય અને રાજ્યવૈભવ બધાં પુત્ર વિના સૂના છે હવે જીવવું નકામું છે. હે પ્રભો ! મારા ઉપર પ્રસન્ન થઈ તેં મને અભાગીને વરદાન આપ્યું અને હાથમાં આવેલો કોળિયો

મોંમાં જતા પહેલાં જ કોઈ છીનવી લે તેમ જન્મતાની સાથે જ આ પુત્રરત્ન કેમ ઝૂંટવી લીધું ? હે પ્રભો !

કુલ વિદ્યા ધન ચાકરી, ના દેખે તુ જાણ,
જતાં શરણ ભાવે નકી, ગણે ચરણે માન ! અ.૪૬. ૯૧

માટે દયા કર. ભલભલા પણ તારી લીલાનો પાર પામી શકતા નથી તો હું.કોણ ?

હે વિશ્વંભર ! દત્ત હે ! રક્ષ રક્ષ નિજ ભક્ત !
તુજ વિણ કોઈ ના હવે " મા યા આવો સપ્ત " અ.૪૬ ૯૦

ભગવાને રાજાની દર્દભરી પ્રાર્થના સાંભળી અને નારદને ત્યાં જઈ આશ્વાસન આપવા પ્રેરણા કરી. તરતજ નારદ વીણા વગાડતા ત્યાં જઈ પહોંચ્યા. રાજાએ નમસ્કાર કરી તેમને આસન આપ્યું અને પ્રેમથી પૂજન કર્યું. પછી તેણે હાથ જોડીને કહ્યુઃ—હે મુનિવર ! આપનાં દર્શનથી હું આજે પાવન થયો છું. આજનો મારો દિવસ ધન્ય છે ! આપ જેવા સંતો લોકના કલ્યાણ માટે જગમા ફરે છે. ભગવાન દત્તે મારૂ દુઃખ મટાડવા આપને મોકલ્યા કે શું ? ભગવાન દત્તની કૃપાથી પ્રાપ્ત થએલો મારો પુત્ર કોઈ હરી ગયું છે. મારી ચિંતાનો પાર નથી. મને કંઈજ સૂઝતું નથી. કૃપા કરીને આપ મારૂ ચિત્ત શાંત કરો.

નારદઃ—હે રાજા ! તેં સો વરસ સુધી ભગવાન દત્તની સેવા કરી તોપણ તને દુઃખ રહ્યું ? તું શાનો શોક કરે છે ? પુત્રના નાશવંત શરીરના મોહમા તું ફસાઈ રહ્યા છે એ તારી કેટલી મૂર્ખતા ! તારો આત્મા જ સર્વ સુખનો ભંડાર છે. તેને ભૂલી પુત્રને નામે નશ્વર હાડચામમા પ્રીતિ રાખીને હાથે કરીને આ ચિંતા ઊભી કરી છે ! માટે વિવેક રાખ; અને આ દુઃખનું મૂળ મોહ છોડી દે !

જેને માટે તું શોક કરે છે તે તારા પુત્રને હુંડ નામનો રાક્ષસ તેને પોતાનો શત્રુ માનીને મારી નાખવા માટે હરી ગયો હતો પણ સદ્ભાગ્યે તે ત્યાંથી છૂટીને હાલ વસિષ્ઠના આશ્રમમાં સહીસલામત છે અને વસિષ્ઠ તથા તેમની પત્ની અરૂંધતીના હાથે ઉછરીને મોટો થઈ રહ્યો છે માટે તેની ચિંતા ન કર તે હુંડાસુરને મારીને એક સુંદર કન્યારત્ન લઈને થોડા વખતમાં જ અહીં આવી પહોંચશે, અને તારા કરતા પણ રાજગાદી વધારે દીપાવી આ જ દેહે ઇંદ્રપદ ભોગવશે!

નારદ એમ કહી સ્વર્ગમાં ચાલ્યા ગયા રાજાનું ચિત્ત ઠેકાણે આવ્યું તેણે રાણીને પણ જાગ્રત કરી બધી હકીકત કહી સંભળાવી બંનેના આનંદનો પાર ન રહ્યો તેમની ખાત્રી થઈ કે તેમનો શોક દૂર કરવા માટે ભગવાને નારદને મોકલી આપ્યા હતા ભગવાન દત્તનો આભાર માની તેમણે અનન્ય ભાવથી તેમની પ્રાર્થના કરવા માંડી નારદે આપેલા ઉપદેશથી તેમના ચિત્તમાં વૈરાગ્યનો ઉદય થયો અને તેઓ બંને શાંતિથી પ્રભુસ્મરણમાં પોતાના દિવસ નિર્ગમન કરવા લાગ્યા

એક દિવસ વસિષ્ઠે નહુષને વનમાં શિકારે મોકલ્યો ત્યાં તેણે વાઘ સિંહ વગેરે વિકરાળ પ્રાણીઓનો નાશ કરવા માંડયો એટલામાં આકાશવાણી થઈ કે તું ચંદ્રવંશી આયુ રાજાનો પુત્ર છે, તારી માતા ઇંદુમતી તારા વિયોગથી ઝૂરે છે, માટે તેમને જઈને મળ તને અહીં લાવનાર તારા શત્રુ હુંડાસુરનો સંહાર કર, અને તેણે કેદમાં નાખેલી અશોક સુંદરી સાથે લગ્ન કરી જલદી ઘેર જા ભગવાન દત્તની તારા પર કૃપા છે તેથી તને કંઈપણ વિઘ્ન નડશે નહિ,

અને બધે તારો જય થશે.

આ સાંભળી નહુષ બહુ અચંબો પામ્યો. તે પોતાને સાચેજ વસિષ્ઠ ઋષિનો પુત્ર માનતો હતો. આશ્રમે જઈ ઋષિને નમસ્કાર કરી આકાશવાણીની હકીકત તેણે કહી સંભળાવી અને સત્ય શું છે તે જાણવાની ઈચ્છા કરી.

ઋષિએ બનેલી બધી હકીકત તેને કહી. તેને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું એટલે તેનું મન ઘેર જવા માટે ઉપર નીચે થઈ રહ્યું. ઋષિએ 'પરમાત્મા તારૂં રક્ષણ કરો' એવી આશિષ આપી તેને હુંડાસરનો વધ કરવા જવાની આજ્ઞા આપી.

નહુષે નમન કરીને કહ્યું કે હે ગુરુદેવ ! આપના ચરણની સેવા કરવાથી મારા સર્વ પાપ બળી ગયાં છે. આપની કૃપાથી હુંડનો વધ કરવામાં મને કંઈ જ મુશ્કેલી નહિ પડે. એમ કહી તે ઋષિને પગે પડયો અને ફરીથી ઋષિની આશિષ મેળવી હુંડનો વધ કરવા ચાલી નીકળ્યો.

પોતાના રક્ષણ માટે તેણે ઇષ્ટદેવ ભગવાન દત્તની પ્રાર્થના કરી. નીકળતા જ તેને શુભ શુકન થવા લાગ્યા. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. ગાય, કન્યા, અને દહીં, પુષ્પ, ફળ અને પાણીના ઘડા સાથે બ્રાહ્મણો સામા મળ્યા. જમણા હાથ તરફ મૃગલા દોડતાં દેખાયા. આવા શુભ શુકનથી તેનું મન વધુ દૃઢ થયું અને વિજયની આશાથી તેને આનંદ થયો.

એકલો પગે ચાલતો તેને લડવા જતો જોઈને ઇન્દ્ર રાજાએ દેવોને તેની મદદે જવાની આજ્ઞા કરી, અને પોતાના સારથિ માતલિને તેને બેસવા માટે હથિયારોથી સુસજ્જ કરીને પોતાનો રથ લઈ જવાનું કહ્યુ. વળી તેને પહેરવા

માટે ઉત્તમ વસ્ત્રો, અલંકાર અને કવચ પણ મોકલ્યાં.

માતલિ ઇંદ્રની આજ્ઞાનુસાર રથ તૈયાર કરીને નહુષની પાસે લઈ ગયો. નમન કરીને બધી હકીકતથી તેને તેણે વાકેફ કર્યો. નહુષે રથ વગેરેનો, ઇંદ્રનો ખૂબ આભાર માનીને, સ્વીકાર કર્યો. વસ્ત્રો, કવચ, કુંડળ, મુગટ વગેરે ધારણ કરીને તે તૈયાર થયો એટલે રથને નમસ્કાર કરીં, તેની પ્રદક્ષિણા કરી ભગવાન દત્તનું સ્મરણ કરીને તેમાં બેઠો. રથ ઉપર યુદ્ધની ધજા ફરકવા લાગી. માતલિએ આજ્ઞા થતાં ઉત્તમ શ્વેત અશ્વોની લગામ ખેંચી અને રથ પવનવેગે દોડવા મંડયો. સ્વર્ગના દેવ, યક્ષ, ગંધર્વ વગેરે પણ તેને મદદ કરવા આકાશમાર્ગે ચાલ્યા. નહુષે તેમને જોયા અને ભગવાન દત્તની કૃપાથી જ આટલી બધી અણધારી દૈવી મદદ આવી મળે છે એવી તેની વધારે ને વધારે ખાત્રી થતી ગઈ.

માર્ગમાં તેને રંભા નામની અપ્સરા મળી. અશોકસુંદરીની પ્રેરણાથી તે આવી હતી. તેણે રાજાને કહ્યું:- હુંડને મારીને તેના કેદખાનામા પડેલી અશોકસુંદરીને મુક્ત કરી જરૂર તું તેને પરણજે. તે મારી સખી છે. તારા આવવાના સમાચાર ધ્યાનથી જાણીને આ વાત તને કહેવા માટે તેણે મને મોકલી છે. મારૂ અપમાન કરીશ નહિ. હું ખાત્રીપૂર્વક કહુ છું કે તે નિર્દોષ અને પવિત્ર કન્યા છે, અને તારૂંજ ચિંતન કરી રહી છે.

નહુષે કહ્યુ કે ધીરજ રાખ ને ચિંતા ન કર. હુંડના વધ પછી સૌ સારાં વાનાં થશે. એ સાંભળીને રંભા પ્રસન્ન થઈ. તેણે પાછા જઈને અશોકસુંદરીને નહુષનો જવાબ જણાવ્યો, જે સાંભળી તેને પણ આનંદ થયો.

એમ કદમ બેકદમ આગળ વધતાં નહુષ થોડીવારમાં હુંડની રાજધાની કાંચનપુર નગરમાં આવી પહોંચ્યો. દેવો, ગંધર્વો, કિન્નરો વગેરેના કોલાહલથી હુંડ જાગી ઊઠયો. આ અણધાર્યો શત્રુ કોણ છે? શામાટે આવે છે? વગેરે તપાસ કરવા તરતજ તેણે દૂતને મોકલ્યો.

થોડીવારમાં જ તપાસ કરીને દૂત પાછો આવ્યો. તેણે કહ્યું કે આ તો આયુપુત્ર નહુષ દેવગણોના સૈન્ય સાથે આપનો વધ કરવા આવે છે. હુંડ એ સાંભળીને અત્યંત ક્રોધાયમાન થયો. તેની આંખ લાલચોળ થઈ. રાણીને બોલાવીને તેણે પૂછ્યુઃ—સાચું બોલ! તેં પેલા છોકરાને મારી નાંખ્યો હતો કે નહિ?

રાણીઃ—આમ કેમ બોલો છો? મારી રૂબરૂજ દાસીએ એને માર્યો છે!

હુંડ (દાસીને બોલાવીને):—બોલ રાંડ! પેલા બાળકને કોણે માર્યો?

દાસી (ધ્રૂજતાં ધ્રૂજતાં):—હે પ્રભુ! રાણી સાહેબના દેખતાં મેં જાતે જ એને મારી નાંખીને હાડચામ સાથે તેનું માંસ રાંધીને આપને આપ્યુ છે, છતાં આપ કેમ આટલા બધા ગુસ્સે થયા છો?

હુંડ (દાત કચકચાવીને વધારે ગુસ્સાના આવેશમાં):—ખબડદાર! બસ કર! તો આ નહુષ મોટો થઈને કયાંથી આવે છે? ઠીક, તેનો સંહાર કરીને આવ્યા પછી તમારી બધાંની ખબર લઈશ.

એમ ધમકી આપીને તે ચાલતો થયો. આખા રાજ્યમાં તેણે સાદ પડાવ્યો કે જે રાક્ષસો કાયર બનીને શત્રુની સામે

લડવા ન આવતાં ઘેર બેસી રહેશે તેમને જ પહેલા ઠાર કરીને પછી હું લડવા જઈશ, માટે દરેકે લડવા તૈયાર થઈ જવું. તેની ધાકથી બધા રાક્ષસો તૈયાર થયા. એક પછી એક પાચ સેનાપતિઓને સૈન્ય આપી તેણે લડવા મોકલ્યા અને પછી તે જાતે પણ શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ રથમાં બેસી વેગથી લડવા ગયો.

બન્ને સૈન્યો મળ્યા. રણવાદ્યો વાગવા લાગ્યા. ધમ્ધમ્ કરતા અસુર સૈનિકો કૂચ કરવા લાગ્યા. ગદા, તરવાર, પરશુ, શક્તિ, બાણ વગેરે શસ્ત્રાસ્ત્રોના પ્રહારો દેવો અને દાનવોએ એક બીજા પર કરવા માંડયા કેટલોક સમય ભયંકર યુદ્ધ ચાલ્યુ. ક્રૂર દૈત્યોએ અસહ્ય મારો ચલાવ્યો ને દેવોને છિન્ન ભિન્ન કરી નાખ્યા. ઇંદ્રના રથમા બેઠેલો નહુષ દેવોને હતાશ થએલા જોઈને મોખરે આવ્યો, અને ઇંદ્રનુ ધનુષ્ય લઈને દૈત્યો પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. દૈત્યોના આયુધો તેને સ્પર્શ કરે તે પહેલા જ તેણે અધવચ તોડવા માડયા. દૈત્યો થોડી જ વારમા જર્જરિત થઈ ગયા સુદર્શન ચક્રની પેઠે વેગથી ચોમેર ભમતા નહુષના મારથી તેઓ ત્રાસી ગયા હુંડના સૈન્યમા ભંગાણ પડયુ જ્યાં ત્યા હાહાકાર થઈ રહ્યો. અસુરોના ડોકા, ધડ, શસ્રો, ઘોડા અને હાથીઓના તૂટેલા અંગોના જ્યા ત્યા ઢગલા વળી ગયા. લોહીની નદીઓ વહેવા માડી અસંખ્ય મડદા લોહીયાળા કાદવમા રગદોળા એલા ઠેરઠેર પડયા હતા.

પોતાના સૈન્યની આવી દુર્દશા જોઈ હુંડ ગર્જના કરતો નહુષની સામે ધસી આવીને કહેવા લાગ્યો —હે નહુષ ! તું હજુ બાળક છે એટલે તારા પર શસ્ત્ર ઉગામતા મને દયા આવે છે માટે સમજીને જ મારે શરણે આવ ! હુ

જગતનો મહારાજા છું, તું અજાણ છે એટલે તને સમજાવું છું. મારો ક્રોધ ખરાબ છે. મારે શરણે આવીશ તો તને જીવિતદાન આપીશ ! નહિ તો તારૂં મોત નક્કી જ છે.

નહુષઃ—હે મૂર્ખ ! ચંદ્રવંશી રાજાઓની કીર્તિ અને પરાક્રમથી તું અજાણ્યો હોય એમ લાગે છે. નહિ તો આવો મિથ્યા બકવાદ ન કરે. હે મહાપાપી ! તારાં કર્મ તો વિચાર ! જન્મ થતા જ મને મારી નાંખવા માટે તું તો મને હરી ગએલો, પણ દૈવયોગે તારી ઇચ્છા પૂરી ન થઈ. હું બચ્યો. ભગવાન દત્ત મારૂ રક્ષણ કરે છે એટલે મને કોઈ મારી શકે એમ નથી ! સાવધાન થા. જીભાજોડી બધ કરીને તારૂં બાહુબળ અજમાવ ! હું તારો વધ કરવા જ આવ્યો છું.

એ પ્રમાણે અસુરનુ મો બધ કરીને નહુષે તેના પર બાણોની વૃષ્ટિ કરવા માડી હુડનુ કવચ તોડીને તેની છાતીમા બાણુ વાગવા માડયા. આથી ગભરાઈને તેણે માયા રચી. તે ગોળાકાર ફરવા લાગ્યો. જ્યા તે હોય ત્યાં તે ન દેખાય અને ન હોય ત્યા દેખાય એવા માયાવી દેખાવ કરીને તે લડવા લાગ્યો. ભગવાન દત્તની કૃપાથી નહુષ તેની માયાવી યુક્તિ સમજી ગયો, અને સારથિને યોગ્ય દિશામા રથ હાકવાની આજ્ઞા કરી. પરિણામે દૈત્યની યુક્તિ નિષ્ફળ ગઈ. તેણે જાણ્યુ કે નાની ઉમર હોવા છતા આ મહા બળવાન યોદ્ધો છે.

છેવટે તે સામે ઊભો રહી લડવા લાગ્યો. ક્ષણવારમા નહુષે તેને વીધી નાખ્યો એટલે બેભાન થઈ તે રથમા પડયો. મૂર્છા વળતા જ પાછો ઊઠીને ધસ્યો. ફરી બાણોનો મારો શરૂ થયો. નહુષ પણ થાકયો હતો. ભગવાન દત્ત અને ગુરુ વસિષ્ઠને મદદ માટે પ્રાર્થના કરી બધી શક્તિ એકઠી કરી

ખૂબ ક્રોધ કરી તેણે છેવટનો મારો ચલાવ્યો. હુંડના હાથ પગ કપાયા, તેનું શરીર જબરા કડાકા સાથે જમીન પર પડયું; તોપણ તે ઠર્યો નહિ. સાપની પેઠે પેટે ચાલીને મોં ફાડી ગર્જના કરતો નહુષ તરફ ધસ્યો. તરતજ નહુષે ગુરુદેવ દત્તની ગર્જના કરી ઇંદ્રની શક્તિ તેના તરફ ફેંકી. તે દિવ્ય શક્તિએ અસુરનું હૃદય ભેદી નાખ્યુ. તરતજ તે મૃત્યુને શરણું થયો. બચેલા દૈત્યો રસાતલમા નાસી ગયા.

દેવોને આનંદ થયો. નહુષનો જયજયકાર કરી તેમણે પુષ્પવૃષ્ટિથી તેને વધાવ્યો. તેમણે નહુષની રજા માગતા તેને વરદાન માગવાનુ કહ્યુ. તેણે માગ્યું:—'ધર્મમા મારી અખંડ શ્રદ્ધા રહો' દેવો 'તથાસ્તુ' કહી સ્વર્ગે સિધાવ્યા.

એટલામા અશોકસુંદરી વરમાળ લઈને રંભાની સાથે ત્યા આવી પહોચી અને પોતાની સાથે લગ્ન કરવા નહુષને પ્રાર્થના કરી. વસિષ્ઠ ગુરુની આજ્ઞા વિના મારાથી કાંઈ થઈ શકે નહિ એમ બોલી નહુષે બન્નેને પોતાના રથમા બેસાડયા. માતલિએ રથ હાકયો. થોડીવારમા તેઓ વસિષ્ઠને આશ્રમે આવી પહોચ્યા અને બધા તેમને પગે પડયા. નહુષે હુંડવધની બધી વાત કહી સંભળાવી ઋષિ તે સાભળી પ્રસન્ન થયા. ઋષિપત્નીને પણ હર્ષ થયો અશોકસુંદરીએ વસિષ્ઠને નમસ્કાર કરીને નહુષની સાથે તેનુ લગ્ન કરાવી આપવા પ્રાર્થના કરી. વસિષ્ઠે તેની પ્રાર્થના સ્વીકારી અને શુભ મુહૂર્ત જોઈ નહુષની સાથે યથાશાસ્ત્ર તેનો હસ્તમેળાપ કરાવ્યો. માતલિ અને રંભા બધાનેનમસ્કાર કરી પોતપોતાને સ્થાને ગયા.

પછી ઋષિએ નહુષને સ્રીસહ ઘેર જવાની આજ્ઞા કરી.

તે જવા તૈયાર થયો. વસિષ્ઠ ને અરૂંધતીથી છૂટા પડતા નહુષનુ હૃદય ભરાઈ આવ્યુ. છેવટે દડદડતી આંખે એ માયાળુ માતપિતાને ચરણે પ્રણામ કરી નહુષ ઘર તરફ ચાલી નીકળ્યો.

તે નગરમા ગયો ને પ્રેમથી માતપિતાને પગે પડયો આયુ અને ઇંદુમતીને પુત્ર તથા પુત્રવધુને જોઈ ને અપૂર્વ આનદ થયો શુભ મુહૂર્ત જોઈ રાજાએ રાજ્યાભિષેક કરી નહુષને ગાદીએ બેસાડયો પછી ઇંદુમતી સાથે તે વનમા ગયો. ત્યા બ ને જણ ભગવાન દત્તનુ ભજનધ્યાન કરી આનદથી દિવસો ગાળવા લાગ્યાં એ પ્રમાણે દાસ્યભકિત કરતા કરતા છેવટે તે મુકિત પામ્યો

નહુષ ઉત્તમ રીતે રાજ્ય ચલાવવા લાગ્યો અને ચક્રવર્તી થયો તેણે મનુષ્યદેહે ઇંદ્રપદ પ્રાપ્ત કરી ત્રિભુવનમા ઉત્તમ કીર્તિ મેળવી અને ભગવાન દત્તની કૃપાથી અતે તે તરી ગયો.

---

## ૧૯. યયાતિ અને દેવયાની

શન મવત્સર હુ પ્રિયે તુજ સહ નિપયે એમ,
રમ્યો તોય ન શાતના આની ચિત્તે તેમ
ખ્મા સાર્થક દેહનુ માટે પ્રિયે સુજાણ !
જઈ નને તપ આચરી, થાવુ કૃતાર્થ માન અ પ૧ ૩૮ ૩૯

આમલના વખતમા દેવો અને અસુરો વચ્ચે દારુણ યુદ્ધ થયા કરતુ અસુરોના ગુરુ શુક્રાચાર્ય મૃતમજીવની વિદ્યા જાણતા હતા તેના પ્રભાવથી તે યુદ્ધમા મરાએલા અસુરોને જીવતા કરતા. પરિણામે દેવોની વખતોવખત હાર થતી અને અસુરો વિજયથી ઉન્મત્ત બની ફાવે તેમ વર્તતા.

ઇંદ્રાદિ દેવતાઓએ પોતાના ગુરુ બૃહસ્પતિને આ હકીકત કહી, અને કોઈ ને ત્યા મોકલી ફાવે તે રીતે એ

વિદ્યા શીખી લાવવા વિનંતિ કરી. બૃહસ્પતિએ તેમને આશ્વાસન આપતાં કહ્યું કે તમે ચિંતા ન કરો. હું મારા પુત્ર કચને મોકલું છું. તે જરૂર કાર્ય સાધીને આવશે. એ સાંભળી દેવો પ્રસન્ન થઈને પોતપોતાને સ્થાને વિદાય થયા.

બૃહસ્પતિએ પોતાના પુત્ર કચને બોલાવીને આજ્ઞા કરી—હે પુત્ર! તું શુક્રાચાર્યને ત્યાં જા અને યુક્તિથી મૃતસંજીવની વિદ્યા શીખી લાવ. દેવો હેરાન હેરાન થઈ ગયા છે! તેમને બચાવવાનો એ જ ઉપાય છે. તારા સિવાય બીજો કોઈ એ કાર્ય સાધી શકે એમ નથી.

કચે પિતાની આજ્ઞા માથે ચઢાવી. તેમને નમસ્કાર કરીને તે સમિધા તથા ફળફૂલ લઈ તરતજ શુક્રાચાર્ય પાસે ગયો. તેમના પગ પાસે ફૂલ વગેરે મૂકી તેણે તેમને પ્રેમથી દંડવત્ પ્રણામ કર્યા.

શુક્રાચાર્યઃ—તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને શામાટે આવ્યો છે? સાચું બોલ.

કચ—હે ગુરુદેવ! હું બૃહસ્પતિનો પુત્ર છું અને વિદ્યા ભણવા માટે અહીં આવ્યો છું.

શુક્રાચાર્યે વિચાર કર્યો કે આ તો શત્રુનો પુત્ર દેખાય છે. પણ શાસ્ત્રે વિદ્યાર્થીને નિત્યઅતિથિ કહ્યો છે. તેને વિમુખ જવા દેવાથી પુણ્યનો ક્ષય થાય છે માટે તેની ઇચ્છા તો પૂરી કરવી જ જોઈએ.

કચને જોઈ શુક્રાચાર્યની પુત્રી દેવયાનીએ પણ કહ્યું કે પિતાજી! આ છોકરો નિર્દોષ જણાય છે. તે તમારી સેવા કરશે અને વિદ્યા ભણીને તમારી કીર્તિ અમર કરશે. એમ કહી તેણે તેને રાખી લેવા પિતાને આગ્રહપૂર્વક વિનંતિ

કરી. પ્રથમ દર્શને જ તેના ઉપર તેને સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થયો હતો; અને તેની સાથે લગ્ન કરવાનો મનથી તેણે નિર્ણય કર્યો હતો.

શુક્રાચાર્યનો દેવયાની પર અત્યંત પ્રેમ હોવાથી તેની ઇચ્છા પ્રમાણે તેને રાખવા પોતે કબૂલ થયા. કચને તેમણે શિષ્ય તરીકે સ્થાપ્યો, અને ગાયો ચારવાનુ તથા ફળ, ફૂલ, સમિધા વગેરે લાવવાનું કામ તેને સોપ્યુ. પોતાને સોપેલુ કામ તેણે ખંતથી કરવા માડયુ.

સવારે ગુરુના પહેલાં તે વહેલો ઊઠતો ને સ્નાનાદિથી પરવારી પોતાનો નિત્યનિયમ કરી લઈને ગુરુના સ્નાન પૂજન વગેરેની સામગ્રીની વ્યવસ્થા કરી દેતો. ત્યારબાદ ગાયો લઈ વનમા ચરાવવા જતો. ત્યાથી પાછા વળતા ફળ, ફૂલ, સમિધા વગેરે લઈ આવી ગુરુને અર્પણ કરતો. ભિક્ષા માગી લાવી ગુરુને ચરણે ધરતો ને ગુરુ આપે તે ખાતો. તેની નિયમિત અને બીનચૂક સેવાથી તે ગુરુનો કૃપાપાત્ર બન્યો. આ રીતે કઈક દિવસો વહી ગયા.

દૈત્યોએ જાણ્યુ કે શત્રુનો પુત્ર મૃતસજીવની વિદ્યા શીખવા માટે કપટથી અહી રહ્યો છે. માટે યુક્તિથી તેને દૂર કરવો જોઈએ, નહિ તો આપણે મોત આવશે એમ વિચારી તેમણે એકત્ર થઈને તેને મારી નાખવાનો નિર્ણય કર્યો. એક દિવસ કચ વનમા ગાયો ચારવા જતો હતો ત્યા તેને એકલો જોઈને તેમણે તેને મારી નાખ્યો. સાજ પડી, રાત થઈ, છતા કચ ઘેર ન આવ્યો દેવયાનીને ચિંતા થઈ. તેણે પિતાને પૂછ્યુ કે પિતાજી ! હજી કચ કેમ નહિ આવ્યો હોય ? જરા ધ્યાનથી જુઓ તો ! શુક્રાચાર્યે ધ્યાનથી જોઈને

કર્યું કે, દૈત્યોએ એને વનમાં જ મારી નાંખ્યો છે. એ પડી જંગલમાં એની લાશ! દેવયાનીએ તેને જીવતો કરવા પિતાને વિનંતિ કરી. પુત્રીપ્રેમને વશ થઈ આચાર્યે સંજીવનીમંત્રનો જપ કર્યો ને કચ જીવતો થઈ ઘેર આવ્યો. આચાર્ય અને દેવયાનીને આનંદ થયો.

દૈત્યોએ આ વાત જાણી કે પાછા તેઓ ચિંતામાં પડ્યા. તેમણે બીજો ઉપાય અજમાવ્યો. એક દિવસ ફરીથી તેને વનમાં એકલો જોઈને મારી નાંખી તેના શરીરના કટકે કટકા કરી ચારે દિશામાં ફેંકી દીધા. તેની જાણ થતાં આચાર્યે પુત્રીના આગ્રહથી ફરીથી તેને જીવતો કર્યો. દૈત્યોએ વધુ સબળ ઉપાય અજમાવવા નિર્ણય કર્યો. ફરીથી તેમણે તેને મારી નાંખીને તેના શરીરને બાળી નાંખી તે રાખ મદિરામાં ઘોળીને તે મદિરા શુક્રાચાર્યને પાઈ દીધી. નિત્ય-નિયમ પ્રમાણે સાંજે કચ ઘેર ન આવ્યો એટલે દેવયાનીએ તેની તપાસ કરવા પિતાને વિનંતિ કરી. આચાર્યે ધ્યાનથી જોયું તો કચને પોતાના શરીરમાં ભસ્મરૂપે રહેલો જોયો. દેવયાનીને તેમણે કહ્યું કે આ વખતે કચ જીવતો થવો મુશ્કેલ છે. તે મારા દેહમાં ભસ્મરૂપે પડ્યો છે. જો હું તેને જીવતો કરૂં તો મારા પ્રાણ જતા રહે તેવી સ્થિતિ છે. તને કોણ વધારે પ્રિય છે? હું કે કચ?

દેવયાની:—મને બન્નેય પ્રિય છો. કચ અને હું આપની સેવા કરીએ એ જ મારી ઇચ્છા છે. માટે ફાવે તેમ કરો પણ તેને જીવાડો!

આચાર્ય:—હું મરૂં તો કોણ જીવતો કરે!

દેવયાની:—મને મંત્ર શીખવો. હું આપને જીવાડીશ.

આચાર્યે શાસ્ત્રનો બાધ બતાવી તેમ કરવા ના પાડી ત્યારે દેવયાની આવેશમા આવીને બોલી કે તો ભલે! મારા મરી ગયા પછી તમે તમારો મત્ર જપ્યા કરજો! એમ કહી જોરથી તે ભોય પર પટકાઈ પડી આથી આચાર્યને આઘાત થયો તેમણે તેને ઊઠાડી, શાત કરી, ને જપવાનો વિધિ કહી મત્ર શિખવ્યો પછી તેમણે કચને જીવતો કર્યો આચાર્યનુ પેટ ચીરી કચ બહાર નીકળ્યો કે તરતજ તેમના પ્રાણ ગયા દેવયાનીએ મત્ર ભણીને તેમને જીવતા કર્યા બધાને આનદ થયો

આમ ત્રણ વખત મત્ર સાભળવાથી કચને તે ગનાગર યાદ થઈ ગયો આચાર્યે દૈત્યોએ મદ્યમા કરેલુ કપટ જાણ્યુ એટલે ક્રોધે ભરાઈને તેમણે કપટી દૈત્યોને શાપ આપ્યો કે દૈત્યોનો કદિ વિજય થશે નહિ તેઓ અકાળ મોતે મરશે તેમજ જે દ્વિજો મદ્યમાસનુ સેવન કરશે તે પણ બહુ દુ ખી થઈ અકાળે મત્યુના મુખમા પડશે

પછી તેમણે કચને પાસે બોલાવીને કહ્યુ કે હે વત્સ! તુ હવે ઘેર જા અહી રહીશ તો દૈત્યો તને જપવા નહિ દે, હેરાન કર્યા કરશે એમ કહી તેને આશિષ આપી તે પણ પોતાનુ કાર્ય પૂરૂ થએલુ હોવાથી આચાર્યને દક્ષિણા આપી નમસ્કાર કરીને ઘેર જવા તૈયાર થયો એટલામા દેવયાની તેની સામે આવી હસીને કહેવા લાગી —તમે મારી સાથે લગ્ન કરી મને તમારી સાથે લઈ જાવ

કચ (નવાઈ પામતા) —તું મારા ગુરુની કન્યા છે એટલે મારી બેન થાય ને આવી અયોગ્ય વાત તુ કેમ બોલે છે? વળી ગુરુના ઉદરમાથી મને જીવન પ્રાપ્ત થયુ છે એટલે

તો તું સગી બેન થઈને આવી અઘટિત વાણી કેમ ઉચ્ચારે છે?

દેવયાનીઃ—મેં પ્રથમથી જ તમારી સાથે લગ્ન કરવાનો નિર્ણય કરેલો ને તેથી તો મેં મારા પિતાને વિનવીને ત્રણત્રણ વખત તમને સજીવન કરાવ્યા. માટે મને નિરાશ ન કરો.

કચઃ—તેં મને જીવિતદાન આપ્યું તેથી તો એક રીતે તું મારી માતા પણ કહેવાય. તો હવે મારાથી આવા પાપમાં શી રીતે પડાય?

દેવયાનીએ તેને ઘણોય આગ્રહ કર્યો પણ તે એકનો બે ન થયો તે ન જ થયો. એટલે તેણે ચીડાઈને હતાશ થયાના ગુસ્સામાં શાપ આપ્યો કે મારે લીધેજ તમે મૃત-સંજીવની વિદ્યા પ્રાપ્ત કરી છે, પણ એ ઉપકાર તમે આમ સહેજમાં ભૂલી જાવ છો માટે જાવ તમારી એ વિદ્યા નિષ્ફળ જશે!

કચઃ—હું નિર્દોષ છું એટલે તારો શાપ નકામો છે. પણ હું કહું છું કે કોઈ બ્રાહ્મણ તારી સાથે લગ્ન નહિ કરે! અને તારા પિતાએ તને અનધિકારીને મંત્ર શિખવ્યો તેથી એ મંત્રની શક્તિ આજથી જતી રહેશે અને કોઈને પણ એ કામ લાગશે નહિ!

એમ શાપ આપી કચ વિદાય થયો. દેવયાની પણ થાકીને શાંત થઈ.

કેટલાક દિવસ પછી છોકરીઓની ગોઠો આવી. તે પ્રસંગે દૈત્યરાજ વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠા સાથે દેવયાની નદીએ ન્હાવા માટે ગઈ. તે બંને પોતાનાં વસ્ત્રો કિનારે મૂકીને નગ્ન દેહે નદીમાં ન્હાવા લાગી. એટલામાં એક તેજસ્વી પુરુષને તેમણે ત્યાં આવતો જોયો. તે બંને શરમાઈ જઈને

બહાર નીકળી આવી ને તરતજ વસ્ત્રો પહેરી લીધાં. ઉતાવળમાં દેવયાનીનુ વસ્ત્ર શર્મિષ્ઠાએ પહેરી લીધું તેથી ક્રોધે ભરાઈને દેવયાનીએ શર્મિષ્ઠાને ગાળો ભાંડી. એથી શર્મિષ્ઠા પણ ગુસ્સે થઈ. તેણે તરતજ દેવયાનીનુ વસ્ત્ર ખૂંચવી લઈને તેને ધક્કો મારી પાસેના કૂવામાં નાખી દીધી, ને પોતે ચૂપચાપ ઘેર ચાલી ગઈ.

શિકારે નીકળેલો યયાતિ રાજા થોડા વખત પછી પાણી શોધતો શોધતો તે કૂવા પાસે આવી પહોંચ્યો. દેવયાની કૂવામાં રડી રહી હતી. તેને આમ કૂવામાં પડેલી રડતી જોઈ રાજાને દયા આવી. તેણે તેનો જમણો હાથ પકડી તેને બહાર કાઢી ને પહેરવા વસ્ત્ર આપ્યુ. પછી રાજાએ તેને આશ્વાસન આપીને તેનું નામ ઠામ તથા તેની આવી સ્થિતિ શાથી થઈ તે હકીકત પૂછી. દેવયાનીએ પૂછેલી બધી હકીકત કહીને વધારામા કહ્યુ કે હે રાજા! તેં મારો જમણો હાથ પકડ્યો છે અને મને નવસ્ત્રી જોઈ છે તેથી તું જ મારો પતિ છે એમ હુ માનુ છુ. બૃહસ્પતિના પુત્ર કચના શાપથી આ પ્રસગ બનવા પામ્યો છે. તેણે મને શાપ આપ્યો છે કે 'કોઈ બ્રાહ્મણ તારો હાથ ઝાલશે નહિ.'

રાજાઃ—હું ક્ષત્રિય હોઈ તને બ્રાહ્મણકન્યાને પરણું તો ચાંડાળ ગણાઉં, માટે તારા પિતાને પૂછીને નિર્ણય કરવો એ ઠીક ગણાય.

દેવયાનીએ તે કબૂલ કર્યું અને રાજાને સાથે લઈને ઘેર ગઈ. તેણે પિતાને બધી વાત કહી.

શુક્રાચાર્યઃ—કચ જેવા પવિત્ર અને સંયમી બ્રાહ્મણનો શાપ મિથ્યા કરવા કોઈ સમર્થ નથી, માટે જ આમ બન્યુ

છે. તેથી લગ્ન માટે કશો વાંધો નથી.

એમ કહી તેમણે શુભ મુહૂર્તે યયાતિને કન્યાદાન આપ્યુ. પણ આ બનાવથી શર્મિષ્ઠાના પિતા ઉપર શુક્રાચાર્યને ખૂબ ગુસ્સો આવ્યો હતો. તેમનો ક્રોધ શાંત કરવા વૃષપર્વાએ શર્મિષ્ઠાને દેવયાનીની સાથે તેની દાસી તરીકે મોકલી. શુક્રાચાર્યે યયાતિને સખ્ત સૂચના આપી કે શર્મિષ્ઠા સાથે તમારે કદી સંગ ન કરવો. તેની પાસે તો દેવયાનીની સેવા કરાવવી; નહિ તો પરિણામ ખરાબ આવશે. યયાતિએ આચાર્યની આજ્ઞા માથે ચઢાવી અને બંનેને લઈને પોતાની રાજધાની તરફ પગલાં કર્યાં. દેવયાની સાથે તે આનંદથી દિવસો ગાળવા લાગ્યો. તેનાથી તેને બે પુત્ર થયા મોટાનુ નામ યદુ અને નાનાનું નામ તુર્વસુ પાડયું. શર્મિષ્ઠા પણ એકનિષ્ઠાથી પોતાનું સેવાકાર્ય કરતી હતી. તેના રૂપગુણથી રાજા તેના પર મોહિત થયો અને તેનાથી તેને ત્રણ પુત્ર થયા. આથી દેવયાની ખૂબ ગુસ્સે થઈ, તેણે જઈને પોતાના પિતાને રાજાના દુરાચરણની વાત કહી. શુક્રાચાર્યે તરતજ શાપ આપ્યોઃ—

> મત્કન્યાની દાસીથી, થયો ભૂપ રમમાણ ।
> દુષ્ટ યયાતિ માહરી તોડી આજ્ઞા માન.
> થા એકદમ વૃદ્ધ તુ, કેવળ જર્જર એમ । અ.૫૧ ૮-૯

શાપના પ્રભાવથી જુવાન યયાતિ તરતજ ઘરડો ડોસો બની ગયોઃ તેના વાળ ધોળા થયા, દાંત પડી ગયા. અને શરીર તદ્દન અશક્ત થઈ કંપવા લાગ્યુ.

તેની આવી સ્થિતિ જોઈ પોતાનો ક્રોધ ઊતર્યા બાદ દેવયાનીને ચિંતા થવા લાગી. તેણે પશ્ચાત્તાપ કરીને પોતાના

પતિને ફરીથી યુવાની આપવા પિતાને વિજ્ઞપ્તિ કરી. રાજાએ પણ ગુન્હાની માફી માગી ખૂબ કાલાવાલા કર્યા. શુક્રાચાર્યને દયા આવી. તેમણે કહ્યું કે જા, તારો કોઈ પુત્ર તને પોતાનું યૌવન આપી તારી વૃદ્ધાવસ્થા લેવા તૈયાર હોય તો એમ બદલો કરી લે. એટલે તું પાછો યુવાન બનીશ.

રાજાએ ઘેર જઈને પોતાના પાંચે પુત્રોને બોલાવીને તેમની યુવાની પોતાને આપી તેનું ઘડપણ સ્વીકારવા વારાફરતી બધાને પૂછયું ત્યારે દેવયાનીના બે અને શર્મિષ્ઠાના બે એમ ચાર પુત્રોએ તેનું એ કહેવું માન્યું નહિ. શર્મિષ્ઠાનો સૌથી નાનો પુત્ર પૂરૂ કબૂલ થયો. તેણે સંકલ્પ કરીને પિતાનું ઘડપણ લીધું એટલે યયાતિમાં પૂરૂનું યૌવન આવ્યું અને તે પાછો જુવાન થયો.

પૂરૂની પિતૃભક્તિથી તે તેના પર પ્રસન્ન થયો. અને બીજા ચાર પુત્રોને ધિક્કારી કાઢી શાપ આપ્યો કે હે દુષ્ટો! તમને કોઈને કદી રાજ્ય મળશે નહિ. ચારેયને એમ શાપ આપી પોતે સો વરસ સુધી ભોગવિલાસમાં મચ્યો રહ્યો. પરંતુ તેનું મન તૃપ્ત ન થયું. અગ્નિમાં ઘી હોમવાથી જેમ આગ વધારે ભભૂકી ઊઠે છે તેમ ભોગથી તેની વાસના શાંત ન થતા ઊલટી વધવા માંડે છે.

અંતે તેના પુણ્ય સંસ્કાર જાગ્રત થયા. તેના ચિત્તમાં વૈરાગ્યનો ઉદય થયો. તેણે ભોગનો ત્યાગ કરી મૌન સાધવાનો નિર્ણય કરીને દેવયાનીને તેની જાણ કરી. દેવયાનીને પણ એનો વિચાર ગમ્યો એટલે પૂરૂને બોલાવીને રાજાએ પોતાનું ઘડપણ પાછું લીધું અને તેની જુવાની તેને પાછી સોંપી. ત્યારબાદ ખૂબ ધામધૂમથી રાજાએ તેને ગાદીએ બેસાડયો

અને બીજા પુત્રોને થોડાથોડા ગામોનો ગરાસ કાઢી આપ્યો આમ નચિંત થઈને તે દેવયાની સાથે તપ કરવા વનમા ચાલ્યો ગયો

---

## ૨૦ અવધૂતયદુસંવાદ

મહાજ્ઞાન વિશુદ્ધ એ, એ એક સુગ્નણુ
થાય બુદ્ધિથી ગ્રહણુ ના માટે એમ પ્રમાણ
[1]ષ્ટાતાન્ત શોધીને તે તે પદાર્થ માન્ય,
ગણીને વસ્તુના ગુણો માન્યા ગુરુવત્ ત્યાગ અ ૫૧ ૧ ~—

યયાતિની રાજ્યવહેંચણીથી જ્યેષ્ઠ પુત્ર યદુને અસંતોષ થયો દાસીપુત્રને રાજ્ય અને પાટવી રાજપુત્રને ટૂકડે ગરાસ મળે એવી અન્યાયભરી વ્યવસ્થાથી તેને પોતાનુ પૂર્ણ અપમાન થએલુ લાગ્યુ પોતાના એવા ક્ષુદ્ર જીવન પ્રત્યે તિરસ્કાર આવવાથી પૂરતા મનોમંથન પછી મળેલો ગરાસ છોડી સાચા સુખની શોધમા તે વનમા ચાલી નીકળ્યો ભગવાન દત્તનો અનન્ય ભક્ત હોવાથી તે ટાઢતડકો વેઠી ભગવાનની ભક્તિ કરવા લાગ્યો તેની અનન્ય ભક્તિથી પ્રસન્ન થઈને ભગવાન નેરી નદીના તટ ઉપર દિગંબર અવધૂતના વેષમા પ્રગટ થયા

એક દિવસ જંગલમા એકલા ફરતા યદુની નજર તેમના ઉપર પડી તેમનો આનંદી ને તેજસ્વી ચહેરો જોઈ તે તેમના તરફ આકર્ષાયો તેમની પાસે તરતજ દોડી જઈને તેમને પ્રણામ કરી વિનયથી પૂછવા લાગ્યો —હે દેવ! આ એકાંત વનમા કંઈપણ કામ વગર નિશ્ચિતપણે અને આનંદમા રહેનારા આપ કોણ છો? ચારે તરફ સળગી રહેલી ત્રિવિધ તાપની હોળીમા ઝડપાયા વગર આપ આમ નિર્ભય અને

---

[1] બીજા દાખલા

સુખી શી રીતે રહી શકો છો તે કૃપા કરીને કહેશો?

અવધૂત (સસ્મિત):—હે યયાતિપુત્ર! મેં ચોવીસ ગુરુ પાસેથી જે જ્ઞાન મેળવ્યું છે તેના પ્રભાવથી ફાવે તેવી પરિસ્થિતિમાં પણ હું આમ નિશ્ચિંતતાથી ને આનંદથી રહી શકું છું.

યદુ:—હે દેવ! એકજ ગુરુ કરવાનું શાસ્ત્રવચન છે ને આપ તો ચોવીસ ગુરુની વાત કરો છો તો તે સંબંધી ખુલાસો કરશો?

અવધૂત:—એક જ બ્રહ્મજ્ઞાની ને બ્રહ્મનિષ્ઠ ગુરુ કરવા એ ખરૂ છે. પણ તેમણે આપેલા બોધને દૃઢ કરવા સારૂ દાખલાઓ શોધી ગુણ ગ્રહણ કરવા જોઈએ. બ્રહ્મજ્ઞાન અતિ ગૂઢ છે. એ એકાદવાર સાંભળવાથી જ એકાએક બુદ્ધિથી ગ્રહણ થઈ શકતું નથી. માટે જેમ ખીલો અનેક રીતે હલાવી હલાવીને દૃઢ કરે છે તેવીજ રીતે શંકાઓ નિર્મૂળ થઈ વૃત્તિ અખંડ બ્રહ્માકાર રહે તે માટે ગુરુએ આપેલા બોધને અન્ય દાખલાઓમા તે જ તત્ત્વ જોઈ દૃઢ કરવો જોઈએ. એ શોધક બુદ્ધિ છે. અને જ્યાથી કોઈપણ ગુણ મેળવ્યો તેને ગુરુવત્ માનવો એ સારગ્રાહકતા છે. એથી નિરભિમાનતા દૃઢ થાય છે. માટે જે ચોવીસ વસ્તુઓને ગુરુ માની મેં ગુણ લીધા છે તેમના નામ તું સાંભળ:-પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, [1]કપોત, અજગર, સમુદ્ર, પતંગિયું, ભમરો, હાથી હરણ, માછલુ, મધમાખી, પિંગલા વેશ્યા, બાળક, કાબર, કુમારીકંકણ, સાપ, બાણ બનાવનાર કરોળિયો અને ભમરી.

---

૧. હોલો

યદુ:—હે ગુરુદેવ ! જે જે ગુરુ પાસેથી આપે જે જે ગુણ લીધા હોય તેનું વિસ્તારથી વર્ણન કરી મને કૃતાર્થ કરવા આપને મારી નમ્ર વિનંતિ છે.

અવધૂતે શાંત ચિત્તે કહેવા માંડ્યું:—હે યદુ ! સાંભળ: પૃથ્વી પાસેથી સાધનામાત્રનું મૂળ એવી સહનશીલતા અને ક્ષમા હું શીખ્યો છું. પ્રાણીઓ સ્વચ્છંદમણે પૃથ્વી પર થૂંકે છે, મળમૂત્ર નાખે છે અને અનેક પાપપુણ્ય કર્મો કરે છે, છતાં માતાની પેઠે પૃથ્વી એ બધું સહન કરે છે. તેમ મુમુક્ષુએ બીજાઓએ કરેલી ખુશામત તિરસ્કાર, સ્તુતિ, નિંદા, ભલું, ભૂંડું, બધું સહન કરવું અને બીજાના અપરાધની ક્ષમા આપવી. ક્ષમાથી દુર્લભ વસ્તુ પણ મળી શકે છે અને આખું જગત વશ થાય છે. પૃથ્વીનાં જ બીજાં રૂપ, ઝાડ અને પહાડ પાસેથી પણ હું ઘણું શીખ્યો છું. વૃક્ષ પરોપકાર અને નમ્રતાની મૂર્તિ છે. તેને પાણી પાનાર અને કાપનાર બંનેની તે સમાનદૃષ્ટિથી સેવા કરે છે. જીવતાં ફળ, ફૂલ, છાંયો વગેરે આપે છે અને મરી ગયા પછી પણ લાકડાં, રુખ્ખા વગેરેથી પરોપકારકાર્ય ચાલુ રાખે છે. તેવી જ રીતે ગૃહસ્થે [1]અતિથિને કોઈ જાતના ભેદભાવ વગર પ્રેમપૂર્વક પાણી અન્ન વગેરેથી સંતુષ્ટ કરવો. ઝાડ જેમ વધારે ફળ આવતાં નમે છે તેમ ગૃહસ્થે સંપત્તિ વધે ત્યારે હાથ વધારે લંબાવવો અને નમીને ચાલવું. સંપત્તિથી છકી જવું નહિ.

વૃક્ષની મૂળી પાસેથી કોમળતા અને નિષ્કપટપણું હું શીખ્યો છું. કુમળી મૂળીઓને પત્થરમાંથી પણ માર્ગ મળે

---

૧. જાણીતો કે અજાણ્યો જે કોઈ મધ્યાન્હે ઓચિંતો આંગણે આવી ચડે તે.

છે તેમ કોમળ અને નિષ્કપટ માણસો સઘળે પૂજાય છે.

વિદ્યાદાન, મધુરભાષણ, સંતપુરુષને આશ્રય આપવો અને સદ્‌ગુણી થવું એ ગુણો હું પર્વત પાસેથી શીખ્યો છું. પર્વત જેમ ધન, રત્નોને ખાણમાં સંઘરી રાખી લોકોને આપે છે, તેમ મનુષ્યે અનેક વિદ્યાઓ રૂપી રત્નો મેળવી અધિકારીને આપવાં. પર્વત ઉનાળામાં ઝરણો અને વૃક્ષની છાયાથી ઠંડક આપે છે, તેમ મનુષ્યે મધુર ભાષણથી બીજાને શાંતિ આપવી. પર્વત જેમ ગુફાઓમાં સંતોને આશ્રય આપે છે, તેમ ગૃહસ્થે સંતોને પોતાને ઘેર આશ્રય આપવો; અને જેમ કંદમૂળથી પર્વત સાધુસંતોને આકર્ષે છે, તેમ મનુષ્યે સદ્‌ગુણ વડે સતોને આકર્ષવા. કેમકે તેમના આગમનથી મહાન લાભ થાય છે.

મારો બીજો ગુરુ વાયુ છે. તેની પાસેથી હું સ્વાદની લાલચ ન રાખવાનો ગુણ શીખ્યો છું. પ્રાણ ટકાવવા માટે ફાવે તેવું અન્ન હોય તો ચાલી શકે છે. તેને માટે સ્વાદની જરૂર નથી. માટે જીવન ટકાવવા પૂરતું અન્ન લેવું. જીભ માગે એટલુ ખાવાથી માણસ લાલચુ બની જાય છે અને તેનુ ચિત્ત સ્થિર થતું નથી. માટે ધીમે ધીમે સ્વાદ ઘટાડવો જોઈએ. વાયુ જેમ બધે ફરવા છતાં કોઈનો સંગ કરતો નથી અને સારી નરસી જગાએ વહેવા છતા નિર્લેપ રહે છે. તેવી જ રીતે મનુષ્યે અન્યના ગુણદોષમા ન સપડાતા અસંગપણે ફરવુ.

મેં ત્રીજા ગુરુ આકાશ પાસેથી પરમાત્મા સર્વવ્યાપી, અવિનાશી, અવ્યય અને અજન્મા છે એ બોધ લીધો છે.

જેમ આકાશ બધે વ્યાપેલુ છે તેમ પરમાત્મા બધે ઓત-પ્રોત છે. આકાશને વાદળ વગેરેનો રંગસંગ લાગતો નથી તેમ આત્મા દેહ વગેરેમાં રહેવા છતાં નિઃસંગ છે. ઘડો ફૂટતાં તેમા રહેલુ આકાશ નાશ પામતું નથી તેમ શરીર નાશ પામતા આત્મા મરતો નથી.

મારો ચોથો ગુરુ પાણી છે. કલ્યાણની ઇચ્છા રાખનારે પાણી જેવા નિર્મળ રહેવુ. પાણી સર્વને પવિત્ર અને સ્વચ્છ કરે છે તેમ યોગીઓએ ભ્રષ્ટ અને અભ્રષ્ટને દર્શન તથા જ્ઞાનથી પવિત્ર કરવા. પાણી ઉપરથી નીચે જાય છે ત્યારે નમ્ર વનસ્પતિને પોષે છે અને અક્કડ વૃક્ષોને ઊખેડી નાખે છે, તેમ યોગીઓએ ધન અને સત્તાથી ઉન્મત્ત થએલાઓને શિક્ષા કરી સીધા કરવા અને નમ્ર તથા શરણાગતની રક્ષા કરવી પાણી વહેતુ રહે તો સ્વચ્છ રહે છે તેમ યોગીઓએ પણ ફરતા રહેવુ.

હે યદુ! હવે હુ પાચમા ગુરુ અગ્નિની પાસેથી શું શીખ્યો તે સાભળ-યોગીએ અગ્નિની પેઠે તપશ્ચર્યાથી તેજસ્વી બનવુ લોકકલ્યાણ માટે પ્રસગવશાત્ પોતાનું તેજ પ્રગટ કરવુ અને ભક્તોના પાપો બાળવા. અગ્નિને જેમ પોતાનો આકાર નથી, છતા જે લાકડા વગેરેમા તે પ્રગટ થાય છે તેવો આકાર તેનો દેખાય છે તેમ આત્માને પણ આકાર નથી. તે નિરાકાર છે, પણ જુદા જુદા દેહના સબધથી તેવા તેવા આકારવાળો તે જણાય છે. વળી અગ્નિની જ્વાળા જેમ ઘડીકમા પ્રગટે છે ને ઘડીકમા બુઝાય છે તેવી જ આ જગતની વસ્તુઓની પણ સ્થિતિ છે. એટલે એ બધી ક્ષણભગુર છે એમ જાણી જ્ઞાનવડે પ્રદીપ્ત બનીને રહેવું.

મારા છઠ્ઠા ગુરુ ચંદ્ર પાસેથી હું આ પ્રમાણે શીખ્યો. જેમ ચંદ્રની કળા વધતી ઘટતી હોવા છતાં મૂળ ચંદ્રમા નથી વધતો કે નથી ઘટતો, તેમ દેહ વધતો ઘટતો જણાવા છતાં આત્મા વધતોય નથી કે ઘટતોય નથી. વળી ચંદ્રને પોતાનો પ્રકાશ નથી. તે સૂર્યના પ્રકાશથી પ્રકાશે છે ને જગતને પ્રકાશ આપે છે. તેવી જ રીતે શરીર ઇંદ્રિયો વગેરે બધાં જડ છે, છતાં આત્માના ચેતનથી બધાં ચેતન જેવાં લાગે છે.

સાતમા ગુરુ સૂર્ય પાસેથી હું આત્માની સ્થિરતા અને સાર વસ્તુનો સંગ્રહ કરી યથાકાળે દાન આપવું એ ગુણો શીખ્યો છું. પાણી હાલવાથી તેમાં પડેલુ સૂર્યનું પ્રતિબિંબ હાલતાં સૂર્ય હાલતો હોય તેમ જણાય છે પણ ખરી રીતે સૂર્ય હાલતો નથી, તેમ દેહાદિની સાથે આત્મા ફરતો જણાય છે પણ તે ફરતો નથી. તે તો સ્થિર, નિર્વિકાર છે. સૂર્ય ઉનાળામાં સમુદ્ર વગેરેમાંથી પાણી શોષી લઈ ચોમાસામાં વૃષ્ટિ રૂપે પાછું આપે છે, તેમ જ્ઞાનીએ દરેક વસ્તુમાંથી સાર સંગ્રહી અધિકારીને આપતા રહેવું.

સ્ત્રીપુત્રાદિમા મમતા રાખવી નહિ એ ઉપદેશ મેં આઠમા ગુરુ કપોત પાસેથી લીધો. એક કપોત પોતાની સ્ત્રી અને બચ્ચા પર ખૂબ મમતા રાખતો હતો. એક દિવસ કોઈ વાઘરીએ બચ્ચાંને એકલાં જાણી તેમને પકડવા જાળ નાંખી. થોડીવારે કપોતી આવી. બચ્ચાંને સપડાએલાં જોઈને તેને ખૂબ દુઃખ થયું ને તે પણ દોડીને જાળમાં પડી. એટલામાં કપોત આવ્યો. તે પણ બધાંને જાળમાં તરફડતાં જોઈને આવેશથી જાળમા પડ્યો. એમ મોહમાં ફસાઈ ને તે બધાં મરણ પામ્યાં. તેજ પ્રમાણે સ્ત્રી, પુત્ર, ધન, ઘર વગેરેમાં અતિ આસક્તિ રાખનાર દુઃખી થઈ અંતે વિનાશ પામે છે.

જેમ દુઃખ વણમાગ્યુ કર્મવશાત્ આવે છે તેમ સુખ પણ તેજ કર્મના નિયમ પ્રમાણે વગરમાગ્યે આવી મળે છે. માટે નિશ્ચિંત બનીને રહેવું એ બોધ હુ આહાર માટે દોડધામ ન કરતાં જે મળે તેથી સંતોષ માની પોતાની જગાએ પડી રહેનાર અજગર નામના નવમા ગુરુ પાસેથી શીખ્યો છુ.

જેમ ચોમાસામાં નદીઓનું ભરપૂર પાણી મળવા છતાં સમુદ્ર માઝા મૂકતો નથી અને ઉનાળામાં પાણીની આવક ઓછી થવા છતા સૂકાતો નથી, કે પોતાની ગભીરતા છોડતો નથી, તેમ મનુષ્યે સુખસપત્તિ આવી મળતાં ફૂલાવું નહિ કે તે જતા રહી દુઃખપ્રાપ્તિ થતાં ખિન્ન થવું નહિ, પણ હમેશાં આનંદમાં રહેવું એ ગુણ હું દશમા ગુરુ સમુદ્ર પાસેથી શીખ્યો છું. વળી સમુદ્ર કેટલો ઊંડો છે, અને તેના ઊંડાણમાં કયાં અને કેટલાં રત્નો રહેલાં છે તે કોઈ જાણી શકતું નથી તેમ જ્ઞાનીએ પણ પોતાનાં જ્ઞાન અને શક્તિનો પાર પામવા દેવો નહિ.

રૂપના મોહમાં ફસાવું એ બોધ મેં અગીઆરમા ગુરુ પતગીઆ પાસેથી લીધો છે. જેમ દીવાના રૂપના મોહથી પતગિયુ તેમાં ઝંપલાવી નાશ પામે છે તેમ સુંદર સ્ત્રી વગેરેના મોહથી મનુષ્યનો વિનાશ જ થાય છે.

સુગંધના સ્વાદથી લોભાવું નહિ તેમ એક જ સ્થળે ગોંધાઈ રહેવું નહિ એ ગુણ હુ બારમા ગુરુ ભ્રમર પાસેથી શીખ્યો છું. મજબૂત લાકડા પણ કોરવાની શકિતવાળો ભમરો સુગધની લાલચને લીધે કમળમાં ફસાય છે, અને એક જ કમળમાં ખોડાઈ રહેવાથી ફસાઈને મરે છે. તેથી સાધકે સુગંધમાં લપટાવું નહિ અને એક જ સ્થળે ન રહેતાં ફરતા રહેવું. વળી ભમરી ને મધમાખી મહેનત કરીને મધ

ભેગું કરે છે પણ બીજા તે લઈ જાય છે, તેમ માણુસે કૃપણુતાથી એકઠું કરેલું ધન તેની પ્રજા વેડફી નાંખે છે, કે ચોર વગેરે લૂંટી જાય છે, અથવા તેને અહીંજ છોડી મરી જવું પડે છે અને તેની આસકિતથી ભૂત થવું પડે છે. માટે ધનને સંચય કરવો નહિ. જે હોય તેમાં સંતોષથી રહી આનંદથી પોતાને હાથે બીજાને દાન આપી નિશ્ચિંતપણે રહેવું.

સ્ત્રીની આસકિતથી બંધનમાં પડી ખુવાર થવાય છે એ બોધ મેં તેરમા ગુરુ હાથી પાસેથી લીધો છે. મહોન્મત્ત હાથીઓને શિકારીઓ લાકડાની હાથણીથી લલચાવી ખાળમાં સપડાવે છે, તેમ મનુષ્યો પણ સ્ત્રીના પ્રેમપાશમાં સપડાઈ નાશ પામે છે.

મધપૂડામાંથી મધ હરી જનાર વાઘરી મારો ચૌદમો ગુરુ છે. તે જેમ તૈયાર મધ લઈ જાય છે તેમ સાધકે તૈયાર મધુકરી માગી લાવી નિર્વાહ કરવો અને બચેલો સમય ઈશ્વરભજનમાં ગાળવો. ટેલટપ્પો ને ગપ્પાં મારી વખત ગુમાવવો નહિ એ બોધ મેં વાઘરી પાસેથી લીધો છે.

ગલિચ્છ ગાનતાનાદિની લાલસા છોડી ભગવત્કીર્તનમાં મન જોડવું એ ગુણ મેં પંદરમા ગુરુ મૃગ પાસેથી લીધો છે. મૃગ જેમ શિકારીઓ તેને પકડવા આરંભેલા નાદ ગાનાદિમાં લુબ્ધ બની ફસાઈને મરે છે તેમ મનુષ્યો હલકી સ્ત્રીઓ વગેરેના સંગીતમાં લુબ્ધ બની ફસાય છે અને છેવટે નષ્ટ થાય છે.

સ્વાદ જીતી જીભ વશ રાખવી એ બોધ મેં સોળમા ગુરુ માછલી પાસેથી લીધો છે. માછલી સ્વાદની આસકિતથી ગળને પકડી પ્રાણ ગુમાવે છે, તેમ જીભને માગ્યા સ્વાદ આપવાથી તેની ઇચ્છા વધતી જાય છે, અને મનુષ્ય વિવેક ન રાખે તો સ્વાદ પાછળ તેને સઘળી મિલકત ગમાવવી

પડે છે. રસ જીત્યો તે બધું જીત્યો એ કહેવત પ્રમાણે કલ્યાણની ઇચ્છાવાળાએ જીભને વશ રાખવી.

મારો સત્તરમો ગુરુ વેશ્યા છે. તેની પાસેથી 'આશા દુઃખનું મૂળ છે' એ શીખ્યો. વિદેહ નગરમાં પિંગલા નામની એક સુંદર વેશ્યા હતી. મતિભ્રષ્ટ કામીજનોને ફસાવી તે પોતાની વાસના તૃપ્ત કરતી હતી. એક દિવસ તે રોજની પેઠે સુંદર શણગાર સજીને ઝરૂખામાં ઊભી ઊભી મોહભરી નજર ફેંકી જતા આવતા પુરુષોને લલચાવવા પ્રયત્ન કરતી હતી. દૈવયોગે ઘણો વખત જવા છતાં કોઈ પુરુષ તેના તરફ ખેંચાયો નહિ. છેવટે તે થાકીને અંદર જઈ પથારીમાં પડી. પૂર્વના પુણ્ય કર્મના કોઈ સંસ્કારથી તેના ચિત્તમાં પોતાના ભ્રષ્ટ જીવન માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેણે પ્રભુની અત્યંત આર્તભાવે પ્રાર્થના કરી કે હે પ્રભો! આજસુધી મેં પરાધીન અને ક્ષણભંગુર એવા વિષયસુખની પાછળ પડી જિંદગી એળે ગુમાવી છે. પણ હે દેવ! હવે હું તારી સ્ત્રી બનીને એક શાશ્વત એવા ઈશ્વરી આનંદમાં જ મસ્ત રહીશ. બીજા પુરુષ તરફ નજર સરખી પણ કરીશ નહિ. આવો નિર્ણય કરી ઈશ્વરનું સ્મરણ કરતી કરતી તે ઊંઘી ગઈ અને શાંતિ પામી. તેજ પ્રમાણે આશા એ દુઃખનું મૂળ છે એમ જાણી મુમુક્ષુએ સદા [1]નિરાશા રાખવી,

મારો અઢારમો ગુરુ ટીટોડી છે. તેની પાસેથી હું અપરિગ્રહનો ગુણ શીખ્યો છું. કેટલીક ટિટોડીઓએ થોડું માંસ ભેગું કરીને સરખે ભાગે વહેંચી લીધું. બધી તે ખાઈ ગઈ, પણ એક ટિટોડીએ થોડું ખાઈને થોડું પછીથી ખાવા સંઘરી રાખ્યું. બીજી ટિટાડીઓએ તે જાણ્યું એટલે બધીએ

૧. આશારહિતપણું; મૂળથી જ આશા ન હોવી તે.

તેને ઘેરી લીધી અને ચાંચો મારી તેને હેરાન કરવા માંડી. આથી તેણે તે માંસ ચાંચમાંથી નીચે ફેંકી દીધું. અને તરતજ બધી ટિટોડીઓ એને છોડી એ માંસ તરફ દોડી. જ્યાંસુધી તેણે એ માંસ સંઘરી રાખ્યું હતું ત્યાંસુધી એ સુખે ઠરી શકી નહિ. સંગ્રહથી દુઃખ આવી પડે છે અને મન તેમાંજ પરોવાએલું રહે છે. એટલા માટે મુમુક્ષુએ અપરિગ્રહવૃત્તિ રાખવી.

માન અપમાન, કીર્તિ અપકીર્તિ વગેરે પ્રસંગો સહન કરી નિર્દોષપણે રહેવું એ બોધ હું ઓગણીસમા ગુરુ બાળક પાસેથી શીખ્યો છું. નાના બાળકને મારૂંતારૂં નથી હોતું, જે મળે તે ખાય છે, માન અપમાનમાં સમાન રહે છે, ભય દુઃખની ચિંતા હોતી નથી; તેમ ધન, માન કે સુખ મેળવવાની તેને ચિંતા હોતી નથી. તેવી રીતે મુમુક્ષુએ નિર્લેપપણે રહેવું.

એકાંતસેવનનો ગુણ હું વીશમા ગુરુ કુમારીની બંગડી પાસેથી શીખ્યો. એક બ્રાહ્મણની કન્યા હતી. એક દિવસ તેનાં માબાપ ગામ ગયાં હતાં તેવામાં તેને ત્યાં મહેમાનો આવ્યા. ઘરમાં ચોખા ન હતા તેથી તેણે ડાંગર ખાંડવા માંડી; પણ તેના હાથની બંગડીઓ ખખડવા લાગી. તેણે વિચાર કર્યો કે મહેમાનો અવાજ સાંભળશે એટલે ઘરમાં ચોખા પણ નથી તેની બહાર જાણ થશે અને ઘરની આબરૂ જશે. એમ વિચારી તેણે દરેક હાથમાં બબ્બે બંગડી રાખી બાકીની ઊતારી મૂકી. પણ એનોય ખખડાટ તો થયો જ! એટલે પાછી એક એક ઊતારી નાંખી. દરેક હાથ પર માત્ર એક એક જ રાખી કે તરતજ અવાજ બંધ થયો. તેણે ચોખા તૈયાર કરી મહેમાનોને જમાડીને વિદાય કર્યા અને ઘરની આબરૂ ઊઘાડી ન પડી. તે પ્રમાણે બે વ્યક્તિ પણ સાથે

રહેતી હોય તો વાતોચીતોથી રાગદ્વેષ ઊભા થઈ અશાંતિ પેદા થાય છે. માટે સાધકે એકલા જ રહેવું.

કોઈપણ સ્થાનનું મમત્વ ન રાખવું અને એકલા જ જુદે જુદે સ્થાને ગુપ્તપણે ફરવું એ બોધ મેં સાપ નામના એકવીસમા ગુરુ પાસેથી લીધો છે. સાપ એક જ સ્થળે પડી રહેતોય નથી ને રહેવા માટે સ્થાન બાંધતોય નથી; તેમ ફરે છે પણ કોઈના સંગ વગર એકલો જ! તેજ પ્રમાણે યોગીએ પણ જગતમાં એકલા ગુપ્તપણે ફરવું. મઠ આશ્રમ બાંધવા નહિ. પોતાની પ્રસિદ્ધિ થાય તેમ નકામા વાદવિવાદ ભાષણો કરવાં નહિ.

બાણ ઘડનાર મારો બાવીસમો ગુરુ છે. એકાગ્રતાનો ગુણ હું તેની પાસેથી શીખ્યો છું. એક બાણ ઘડનાર હતો. એક દિવસ તે બાણની અણી કાઢતો હતો તેવામાં તેની દુકાન પાસે થઈને વાજતે ગાજતે રાજાની સવારી ગઈ. પછી કોઈએ આવીને તેને પૂછ્યું કે કેમ! આજે સવારી જોઈને? તેણે શાંતિથી જવાબ આપ્યો કે સવારી કેવી? હું તો બાણ ઘડવામાં એવો મશગુલ હતો કે સવારી આવી કે ગઈ તેની મને કંઈ ખબર જ પડી નથી. પૂછનાર તેની એકાગ્રતાથી આશ્ચર્યચકિત થયો. મુમુક્ષુએ પણ એજ પ્રમાણે ઈશ્વરના ધ્યાનમાં ચિત્તવૃત્તિને એકાગ્ર કરવી.

જે જેનું ધ્યાન ધરે છે તે રૂપ તે બને છે એ સૂત્ર હું ભમરી નામના ત્રેવીસમા ગુરુ પાસેથી શીખ્યો છું. ભમરી માટીનું ઘર બનાવી કીડાને લાવીને તેમાં રાખે છે અને ડંખ માર્યા કરે છે. ડંખના પ્રહારની બીકથી કીડા ભમરીનું ચિંતન કરે છે અને એમ સતત ચિંતન થવાથી

તે કેટલેક સમયે ભમરી બને છે. તેજ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન કરવાથી જીવ બ્રહ્મરૂપ બને છે એમા શક નથી પછી ભલેને તે ધ્યાન પ્રેમ, દ્વેષ કે ભયને લીધે થયુ હોય!

મારો ચોવીસમો ગુરુ કરોળિયો છે—કરોળિયો જેમ સ્વેચ્છાથી પોતાની નાભિમાથી તતુઓ બનાવી જાળ ગૂથે છે અને સ્વતંત્રપણે તેમા ફરે છે તથા કેટલેક સમયે પાછો નાભિમા જ તેને સકેલી લે છે, તેમ ઈશ્વર પણ સ્વેચ્છાથી પોતાનામાથી જ સૃષ્ટિ રચી તેમા સ્વતત્રપણે વિહાર કરે છે અને પ્રલયકાળે પાછો પોતાનામા જ તેનો લય કરે છે તેના સકલ્પમાત્રથી ત્રિગુણાત્મક માયાશક્તિથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તેથી તેને તેના કર્તૃત્વાદિનો લેપ લાગતો નથી આ જ્ઞાન મે કરોળિયા પાસેથી લીધુ છે

વળી મારો દેહ પણ મારો ગુરુ છે ભાડાની ગાડી જેવો આ દેહ ઈશ્વરપ્રાપ્તિનુ અનુકૂલ સાધન છે તેને વેડફી ન દેતા તેનો સદુપયોગ કરવો જોઈએ માતપિતાના મેલથી ઉત્પન્ન થતા દેહ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી એમાથી મારૂ મમત્વ નાશ પામ્યુ છે વૈરાગ્ય વગર સૂક્ષ્મ ઉપદેશ ગ્રહણ થઈ શકતો નથી દેહનો વિચાર કરતા આ બોધ મને પ્રાપ્ત થયો છે

આ પ્રમાણે જુદી જુદી ચોવીસ વસ્તુઓરૂપ ગુરુ પાસેથી મે નિર્ભયતા અને અખડ આનદની સ્થિતિ મેળવી છે અને તેથી જ ફાવે તેવી પરિસ્થિતિમા આમ બેફીકર રહી શકુ છુ

યદુએ એ પ્રમાણે સાભળીને વિચાર કર્યો કે ખરેખર! અવધૂતના વેષમા આ મારા ઇષ્ટદેવ ભગવાન દત્તાત્રેય જ પ્રગટ થયા છે એમ નિર્ણય કરી તે અવધૂતને ચરણે નમી પડયો અને પ્રાર્થના કરવા લાગ્યો કે

થયો ધ્વંસ[1] અજ્ઞાનનો. રહ્યું દ્વૈત ના ક્યાંય;
કહે! પ્રભો, પાવન થયો, ઇચ્છ્યુ ક્યાંય ન ત્યાંય!
વ્યાપ્યો તું સચરાચરે; જાણી નિશ્ચય એમ,
વિશ્વરૂપ આ તાહરું, અર્ચુ ભાવે તેમ. અ.૫૫.૧૩૩–૩૪

એ પ્રમાણે પ્રાર્થના કરી વારંવાર વંદન કરવા લાગ્યો. તેથી પ્રસન્ન થઈ ભગવાને પોતાનું ખરું સ્વરૂપ પ્રગટ કર્યું અને તેને માથે હાથ મૂકી પ્રભુ અદૃશ્ય થયા. યદુ કૃતાર્થ થઈ આત્માનંદમાં મસ્ત બની જગતમાં ફરવા લાગ્યો. અર્ચન-ભક્તિથી તરી જનાર એ ભક્તરાજને હજારો ધન્યવાદ છે!

એમ પૂર્વયુગોમાં કેટલાય ભક્તો તરી ગયા. તે બધાને કોણ જાણે? કલિયુગમાં પણ ભક્તજનોના તારણહાર તે જ છે. તે જુદા જુદા રૂપે જગતમાં ફરે છે અને ભક્તોની રક્ષા કરી દુષ્ટોને શિક્ષા કરે છે તથા વખતોવખત જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ જોર કરે છે ત્યારે કવચિત્ ગુપ્ત કવચિત્ પ્રગટ રહી ધર્મોદ્ધાર કરે છે. તે કેવળ ભાવના ભૂખ્યા અને ભક્તિને વશ છે.

પૂર્વે જેમ અત્રિઅનસૂયાની ભક્તિથી રીઝી તે શ્રીદત્ત-રૂપે પ્રગટ થયા હતા તેમ આ કલિયુગમાં પણ એક બ્રાહ્મણ-ીની ભક્તિને વશ થઈ શ્રીપાદશ્રીવલ્લભરૂપે પ્રગટ થયા હતા. પછી ભક્તિનો મહિમા વધારવા અને અધર્મનો ઉચ્છેદ કરવા શ્રીનરસિંહસરસ્વતીરૂપે પણ પ્રગટ થયા હતા. વારંવાર વંદન હજો એ કલિતારક ભગવાન દત્તને અને એમના અવતારરૂપ પ્રભુ શ્રીપાદશ્રીવલ્લભ તથા શ્રીનરસિંહ-સરસ્વતી સ્વામીને!!

## પ્રથમ ખંડ સમાપ્ત

૧. નાશ.

# પરિશિષ્ટ
## ભજનો
### ૧
### અનસૂયા માતાનું પ્રભાતિયું

અખિલ બ્રહ્માંડમાં આણુ છે તાહરી, શક્તિ છે એક તું આદિમાયા,
નથી ન્યૂનતા તુજમહીં હે સતી ! અત્રિમુનિવર તણી શ્રેષ્ઠ [1]જાયા ટેક
સૂર્ય ચંદ્રાદિ દેવો કરે તાહરી પ્રેમથી હે સતી ! નિત્ય સેવા,
યાદ તારી રહે શ્વાસશ્વાસે સદા, એજ છે મારે મન મિષ્ટ મેવા ૧
માત ને તાત સૌ તુજ છે માહરી, શરણમાં લે મને ઇષ્ટમાતા,
તાર કે માર પણ ના હઠું હું જરી ચરણમાંથી કદિ તુજ ત્રાતા ૨
નીચ ને પાપથી પૂર્ણ હું તોય હે માત ! હું બાળ તુજ એ વિચારી,
જગતના તાપથી તસ અતિશે થયો, કાંઈ કરુણા કરી લે ઉગારી ૩
યશ જગે વિસ્તર્યો સતી તરીકે ફ્રેડો, ગાય છે ભક્તજન શુદ્ધ ભાવે,
જનમિયા દત્તરૂપે પ્રભુ તુજ ગૃહે, સેવતા જેહને દુઃખ નાવે ૪
યતિવરો તાહરી શક્તિથી મુગ્ધ થઈ, સર્વદા મુક્ત કંઠે વખાણે,
હોય જે ન્યૂનતા 'જય' મહીં તે બધી નવ ગણી દર્શ દે માત ! વા'ણે ૫

### ૨

(. તા ઢોલે રમુ ને હરિ સાભરે રે—એ રાગ)

ત્રિભુવનમાં જોટો ન ગુરુ દેવનો રે !
ભલે શોધી શોધીને જુઓ ખાસ–ટેક
કલ્પવૃક્ષ કલ્પેલું આપે ભક્તને રે !
વિણ કલ્પ્યે પામે છે ગુરુદાસ ! ! ૧
ચિંતવેલું ચિંતામણિ દે ભક્તને રે !
ચિંતવ્યા વિના પામે ગુરુદાસ ! ! ૨

૧ પત્ની

કરે પારસ લોઢાનું સોનું સ્હેજમાં રે !
પણ પારસ બનાવે નહિ ખાસ !! ૩
દઈ પ્રેમે અમૂલાં આત્મદાન એ રે !
આપ જેવા બનાવે નિજદાસ !!* ૪

૩

( મેરે મૌલા બુલા લે મદીને મુઝે—એ રાહ )

પ્યારે દત્ત વિના બીજું બોલ નહિ. ટેક.
જાગૃતિ સુષુપ્તિમાં, રાખી રટણ સ્વપ્નો મહીં;
બેસતાં ને ઊઠતાં, સૂતાં સ્મરી લેને સહી.—પ્યારે૦૧
ખાનપાને ચાલતાં, ઘોડે અને ગાડી મહીં;
કામ કરતાં હુન્નરી સૌ, ને વળી પુરસદ મહીં.—પ્યારે૦૨
નિત્યનેમે શ્વાસશ્વાસે દત્તને અંતરમહીં
ધ્યાનથી ભજતાં ન કાંઈ દુઃખ 'જય' રે'શે અહીં.—પ્યારે૦૩

૪

( ગિરિજાસુત ગણપતિદેવા—એ રાહ )

ગુરુ દત્ત દિગંબર દેવા, કરું પ્રેમ ધરી તુજ સેવા રે. ટેક.
શ્રવણથકી દીપક સમ તરિયા, સ્મરણે અર્જુન જેવા રે.—ગુરુ૦૧
વેદધર્મી કીર્તનથી ભજતાં, પામ્યા અક્ષય મેવા રે.—ગુરુ૦૨
વિષ્ણુદત્ત સેવી તુજ ચરણો, અર્ચનથી યદુ જેવા રે.—ગુરુ૦૩
અલર્કનૃપ વંદનથી ભજતાં, પામ્યા અમૃત મેવા રે.—ગુરુ૦૪
સખ્યે પરશુરામ ઉગરિયા, દાસ્યે આયુ જેવા રે.—ગુરુ૦૫
આત્મનિવેદનથી વળી બીજા, પામ્યા પ્રભુપદ મેવા રે.—ગુરુ૦૬
ક્યારે દીનદયાળુ પ્રભુજી, તરશે જન 'જય' જેવા રે !—ગુરુ૦૭

* સંસ્કૃત ઉપરથી.

भगवान दत्तात्रेय

श्रीदत्त शरणं ममेति गदतो दत्तं सदा ध्यायतो

दत्तेनाहृतचेतस किमु भय दत्ताय तुभ्यं नम ।



दत्ताज्ज्ञातमिद चराचरमरं दत्तस्य दाम्नि स्थितम्

दत्ते चैव निलीयते सरभस मा दत्त कस्त्वत्पर ॥

૫

છે જન્મદિવસ શુભ આજ સજની આવો રે;
શ્રીદત્તપ્રભુના ગાન પ્રીતે ગાઓ રે. ટેક.
અત્રિ અનસૂયા માતના તપ ફળિયાં રે;
પ્રગટ્યા પ્રભુ પ્રેમે આજ ત્રીશસ્વરૂપે રે. છે૦૧

સાખી
દિગંબર રહી વિચર્યા અવનિમાંહી અખંડ;
દીક્ષા જ્ઞાનતણી દઈ ઊગાર્યા કંઈ સંત.

અવધૂતી આદર્શ જગને અર્પો રે;
ઉદ્ધાર્યો વૈદિક માર્ગ મુક્તિ કેરો રે. છે૦૨

સાખી
આકાશાદિ ગુરુ કરી પૂગ ચોવીસ સાર;
દરેકથી કંઈ જ્ઞાન લઈ, કીધો સાક્ષાત્કાર.

સ્વાનુભવની રીત સ્હેલી એવી રે,
કીધો મુક્તિપથ સ્હેલ તે ઉપદેશી રે. છે૦૩

સાખી
સત્ત્વ રજ તમ ગુણનાં, પ્રતિનિધિરૂપ ત્રણ શીશ,
ધારી કહે ત્રણ ગુણથી, પર સચ્ચિત્સુખ ત્રીશ.

નિત્ય નિરંજન એક સઘળે વ્યાપ્યો રે,
એ પરમાત્મા પરિપૂર્ણ ગુરુગમ જાણે રે. છે૦૪

સાખી
આયુધ ષટ ધારણ કરી, શંખાદિ કર માંહ્ય,
ટાળે ભય ભક્તોતણા, ભીડભંજન ભગવાન.

અર્જુન સરખા ભૂપના ભય ટાળ્યા રે,
પ્રસન્ન થઈને શ્રેષ્ઠ વર પણ આપ્યા રે છે૦૫

સાખી
વેદો ચારે વેગથી વર્ણે ગુણ સદાય,
ગુણ નિર્ગુણ એ ત્રીશના, વર્ણે નાવે પાર.

ચાલે શી મતિહીણ 'જય'ની વાણી રે?
થઈ મૂક પ્રભુના ધ્યાનમા સુધ વાળી રે. છે૦૬

૬

( જાકે મથુરાં—એ રાગ )

ઝુલો રે હે દત્ત દયાળા, પારણિયે પ્યારા !
પ્રભુજી પારણિયે પ્યારા ! ટેક.

સહ્યકુલાચલ પર વર આપી, જન્મ ધર્યો હે ન્યારા ! પ્ર૦૧
ભિક્ષાકાજે આપ પધાર્યા, બાળક બનિયા મારા ! પ્ર૦૨
આપ અજન્મા દેવ છતાંયે, જન્મ્યા ઘેર અમારા ! પ્ર૦૩
ખૂબ દયા દરશાવી અમ પર, જાણે અમૃતધારા ! પ્ર૦૪
વિશ્વતણા આધાર તમે છો, આશ્રય એક અમારા ! પ્ર૦૫
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ પોતે, શોભે ષડ્ભુજ મારા ! પ્ર૦૬
વેષ ધરી અવધૂતતણો હા, વિશ્વમહીં ફરનારા ! પ્ર૦૭
દુષ્ટતણો સંહાર કરીને, તારો ભક્ત તમારા ! પ્ર૦૮
માયાના સૌ ખેલ શમાવી, કાપો કલેશ અમારા ! પ્ર૦૯
દિવ્ય સ્વરૂપે ચિત્ત ઠરાવી, ગાઉં 'જય' જય તારા ! પ્ર૦૧૦

૭

( નાગરવેલીઓ રોપાવ—એ ગઝલ )

ગુરુદેવને દરબાર ગાજે ધૂન આ જોને. ટેક.

ગામેગામના જન આવે, ગુરુગાન કરે ભાવે,
હૈયે હર્ષ ના સમાય.. ગાજે૦૧
આજે જન્મદિન ઉજવાયે, સહુ દત્ત દત્ત ગાયે;
બહુ દૂર એ સંભળાય ... ગાજે૦૨
અણુએ આણુ રંગાયે, બધે દિવ્યતા ભરાયે,
દેવો સ્વર્ગના જ્યાં ધાય.... ગાજે૦૩
બોલો દત્ત દત્ત આજે, જુઓ વાદ્ય મીઠાં વાજે;
'જય'દુઃખ ચાલ્યું જાય. .. *ગાજે૦૪

* અવધૂતનિવાસ—નારેશ્વરની દત્તજયંતીનું દશ્ય જોઈને સ્ફુરેલ.

૮

અનસૂયાપુત્ર! પ્રભુ! પ્રેમે પ્રણમિયે,
દત્ત અવધૂત! ગુરુ! પ્રેમે પ્રણમિયે;
પ્રેમથીરે લળી લાગીએ પાય. અનસૂયા૦ ૧
અત્રિ અનસૂયા તણી ભક્તિથી રીઝતાં;
આત્મનાં રે તમે કીધાં છે દાન! અનસૂયા૦ ૨
શ્રવણે દીપક વેદધર્માં ચતકીર્તને;
દાસ્યથી'રે તર્યો આયુભૂપાળ! અનસૂયા૦ ૩
સ્મરણે કૃતવીર્યપુત્ર અર્જુન ઉગારિયો,
પૂજતાં રે નષ્ટ વસ્તુ પમાય! અનસૂયા૦ ૪
વંદને અલર્ક ભૂપ, અર્ચને તર્યો યદુ,
સેવતાં રે વિષ્ણુદત્ત મહાન! અનસૂયા૦ ૫
પરશુધર સખ્યથી, અનેક આત્મ–અર્પણે;
પામિયા રે તુજ અક્ષર ધામ! અનસૂયા૦ ૬
ભક્તિ જગાડ 'જય'ચિત્તે દયાનિધે,
માણવા રે તવ દર્શન લ્હાવ! અનસૂયા૦ ૭

૯

(ગરડ ચઢી આવજો ગિરધારી—એ રાહ)
પવનવેગે આવજો ગિરનારી,
જુઓ વાટ અહીં નરનારી!! ટેક.
ક્યમ ગુફામાં ધ્યાન લગાવી રહો લીલા સુખાળી શમાવી?
સહુ સૃષ્ટિને મોહે ફસાવી ........ પવન૦ ૧
વધ્યું જોર અધર્મનું આંહીં, કંઈ ધર્મને આશ્રય નાહીં!
દુઃખ કોણ હરે જગમાંહી? ............ પવન૦ ૨

કરે માલા કમંડળ ધારી, ડમરુ ને ત્રિશૂળ [1]અઘારિ !
શુભ ચક્ર ધરી શુભકારી ............ પવન૦ ૩
ધરી મસ્તક મંગલકારી, શિવ બ્રહ્મા ને દેવ મુરારિ;
જટા શ્યામ ને સુંદર સારી ............ પવન૦ ૪
તન તેજ વડે તપે ભારી, પગથી શિર ભસ્મને ધારી;
પગે પાદુકા બે પ્રિયકારી ............ પવન૦ ૫
નવ વાર કરો યોગસ્વામી, 'જય' વિનવે પ્રેમે પ્રણામી;
ગુરુજી તમે છો [2]સ્મૃતિગામી ............ પવન૦ ૬

૧૦

ગુરુભજન મને અતિ ભાવે રે.. ટેક.
ગુરુગુણ ગાવા ઉર અતિ ઉછળે, સુખ લાવે રે. ૧
જગતજનોનાં ગીત ન રૂચે, ખૂબ ફાવે રે. ૨
પીયૂષથકીયે પાન મધુ એ, તૃષા જાવે રે. ૩
ગુરુ પર પ્રીતિ અધિક અધિક એ, ઉપજાવે રે. ૪
નિશદિન 'જય' ગુરુગાન કરે એ, શુદ્ધ ભાવે રે. ૫

૧૧

ચાલો દત્ત પ્રભુની અદ્ભુત લીલા ગાઈએ હો બ્હેન,
પરમ પદ પામીએ હો બ્હેન.
પ્યારા દત્ત પ્રભુનો સહ્યાચળમા વાસ છે હો બ્હેન,
સરસ સુખ ધામ છે હો બ્હેન. ટેક.

સાખી
સ્મર્તૃગામી સર્વત્ર છે, સૂએ માહૂરમાંહ્ય;
સ્નાન કરે ગંગાજળે, પ્રાતઃકાળે ત્યાંય.

કેવા કુરુક્ષેત્રમાં યોગીશ્વર આચમન કરે હો બ્હેન,
નતજને દયા ધરે હો બ્હેન. ચાલો૦ ૧

---

૧. પાપનો નાશ કરનાર. ૨. યાદ કરતાં વેંત દોડી આવનાર.

સાખી ધ્યાન ગંધર્વપત્તને ધરે સકલગુણખાણ;
ભસ્મ ધૂતપાપેશ્વરે, ધૂલિધૂસર ગાત્ર !
કેવા શુદ્ધ નિરામય કરહાટે સંધ્યા કરે હો વ્હેન,
ચકિત જગને કરે હો વ્હેન. ચાલો૦ ૨

સાખી વિશ્વ અખિલ પોષે પ્રભુ, ત્હોયે માગે ભીખ
કોલ્હાપુરમાં પ્રેમથી; લીલા એ અકળિત !
પાંચાલેશ્વરમાં ભોજન લઈ તૃપ્તિ પામતા હો વ્હેન,
સકળ દુઃખ કાપતા હો વ્હેન. ચાલો૦ ૩

સાખી તિલક કરે પંઢરપુરે, તુંગભદ્રા જલપાન;
બદરીનારાયણ જઈ, સૂણે કથા અમાન.
રૈવતગિરિ પર લે વિશ્રાન્તિ; શકિત અનંત છે હો વ્હેન !
ભકિત અખંડ રે' હો વ્હેન. ચાલો૦ ૪

સાખી પશ્ચિમ સાગરમા જઈ, સાયં–સંધ્યા ત્યાય;
કરે દિગબર દત્ત એ, જેને મુનિવર ધ્યાય.
પાવનકર દિનચર્યા 'જય'પતિ જગમા આચરે હો વ્હેન !
ધવલ યશ પાથરે હો વ્હેન ! ચાલો૦ ૫

૧૨

દત્ત દિગંબર દેવ, ભજીશુ ભાઈ ! દત્ત દિગંબર દેવ ! ટેક.
આપી સૌ નિજ **દત્ત** કહાવે (૨), દયાનિધિ ગુરુદેવ ! ભજી૦ ૧
કદિ નહિ ઉપકાર ભૂલાયે, ભાવે કરશું સેવ ! ભજી૦ ૨
દમનથકી સુરલોક તરે છે, દાને નર તતખેવ ! ભજી૦૩
દયાથકી રાક્ષસભય વામે, 'દ'કારથી કે' દેવ ! ભજી૦ ૪
'ત'કારથી જો વિષય વિરામે, આપે પદ તતખેવ ! ભજી૦ ૫
દશે દિશાઓ વસ્ત્ર ગણાયે, નામ દિગબર દેવ ! ભજી૦ ૬
દિશાતણું પણ વસ્ત્ર વિણુ છે, વ્યાપી વધેજ દેવ ! ભજી૦ ૭

ભરી રહ્યા પ્રત્યેક આણુએ, જ્યાં ત્યાં સઘળે દેવ ! ભજો૦
દત્ત દિગંબર દેવપ્રતાપે, ગાયે 'જય' ગુરુદેવ ! ભજો૦

૧૩

છબી શી દિવ્ય અતીવ સુહાય,
દત્ત પ્રભુ ! શી અદ્‌ભુત કાય ! છબી૦—ટેક.
અંબુજ સમ શોભે પદ કેવા ! નખમણિ સૂર્ય સમાન;
સુરનરમુનિવર લેટે જ્યાહીં, પામે શાન્તિ સદાય છબી૦ ૧
વ્યાઘાંબર પહેર્યું કટિદેશે, દિવ્ય મેખલા સાજ,
શુભ્ર જનોઈ વિલસે કોટે, ભસ્મવિભૂષિત કાય ! છબી૦ ૨
ષડ્ ભુજમાં આયુધ ષડ ધરિયાં, નીચે કમંડલ માળ,
મધ્યે ડમરૂ ત્રિશૂળ વિરાજે, શંખ ચક્ર અરિકાળ ! છબી૦ ૩
બ્રહ્મા વિષ્ણુ સદાશિવરૂપે, તપે ત્રિમુખ સુરતાજ,
નયને તેજ સૂરજનાં ઝળકે, મુખ હસતું રસરાજ ! છબી૦ ૪
સુંદર શ્યામ વિરાજે શિર પર જટા કલામય સાર !
એક વિશ્વમાં તેજપુંજ તું, દત્ત ગુરુ 'જય' તાર ! ! છબી૦ ૫

૧૪

ધનભાગ્ય મારા, દત્તપ્રભુનો જન્મમહોત્સવ આજ !
લઈ ફુલછાબ વધાવું પ્રેમથકી મહારાજ ! ! ટેક.
દિવ્ય તેજથી તપો અવિચળ, યોગીતણા શિરતાજ !
હે નાથ ! તમારી આણ ત્રિભુવને, રાજતણા છો રાજ ! ! આજ૦
ભક્તતાર અવધૂત દિગંબર, દેહ ધર્યો સતીકાજ !
હે નાથ ! તમારાં ગાન સુરાસુરનર સૌ ગાયે ! ! આજ૦
પારાયણ પ્રભુની લીલાનાં ને સંકીર્તન આજ !
હે નાથ ! તમારી ધુન ગજાવું રાતદિવસ સહ સાજ ! ! આજ૦

૧૫

( જાકે મથુરાં—એ રાહ )

વંદન કરીએ પ્રેમે પ્યારા દત્ત પ્રભુજીને, પ્યારા રંગ ગુરુજીને. ટેક.
સુરપતિએ જંભાસુર હણિયો,
મોહાસુરને હણિયે, વંદી દત્ત પ્રભુજીને...પ્યારા૦ ૧
સહસ્રાર્જુને સિદ્ધિ સાધી,
આતમસિદ્ધિ વરીએ, વંદી દત્ત પ્રભુજીને...પ્યારા૦ ૨
પ્રહ્લાદે જ્ઞાનામૃત પીધું,
પીઈ અમૃત થઈએ, વંદી દત્ત પ્રભુજીને.. પ્યારા૦ ૩
સુરનર અસુરો વરિયા પ્રેમે,
જય 'જય' બોલી વરીએ, વંદીં દત્ત પ્રભુજીને...પ્યારા૦ ૪

૧૬

( હો નાથ હોજી કોલ પ્રમાણે અવતરશો ક્યારે ?—એ રાહ )

ઓ બેન, આવો દત્તપ્રભુનો જન્મદિવસ આજે;
હો બેન, ગાઓ ધૂન ઉમંગે નભમંડળ ગાજે ! ટેક.
ધન્ય અત્રિમુનિ પિતા, ધન્ય અનસૂયામાત,
ધન્ય ચંદ્ર દુર્વાસ એ, દત્તપ્રભુના ભ્રાત.
ઓ બેન, જોને દત્તપ્રભુની મૂર્તિ શી રાજે ! ૧
ધન્ય એહ આશ્રમ ભલો રેવાતીરે જેહ,
એરંડીસંગમ પરે, પાવન નિઃસંદેહ.
ઓ બેન, એ તો દત્તપ્રભુની મ્હેર થકી રાજે ! ૨
ધન્ય માનવી પ્રાણી જે, વસે પ્રભુની પાસ;
ધન્ય ગાય 'જય' એમની, પ્રેમથકી જે દાસ.
ઓ બેન, ગાઓ ગાન પ્રભુનાં ઉચ્ચ સ્વરે આજે ! ૩

૧૭
માગ હૃદયકમળના વાસી—ટેક

મદનમનોહર રૂપ તમારૂ, દર્શનનો છુ પ્યાસી! ૧
પગથી શિર તેજે ઝળહળતું, જાણે સૂરજરાશિ! ૨
જગના સઘળા રૂપ વિનાશી, કેવળ તુ અવિનાશી! ૩
નિરખતા 'જય'ના પ્રભુ પ્રેમે, નાસે સકળ ઉદાસી!! ૪

૧૮
(અજ હુ ન નીર્સ્યો પ્રાણ મોરા—એ રાહ)
ગુરુવર! ખોલો નેન સરોજ—ટેક

કરુણામય નજરે નિહાળો, ખોલી પીયૂષહોજ ગુરુ૦ ૧
અતિશય પીડા દેઈ રહી આ ષડરિપુઓની ફોજ ગુરુ૦ ૨
મૂકી સકળ વૈભવની મમતા, કરતો તારી ખોજ ગુરુ૦ ૩
ચિત્ત હવે ચગડોળે ચડિયુ, જ્હેરો નહિ ભવબોજ ગુરુ૦ ૪
આશ અવર તુજ વિણ નહિ મારે, સ્મરણ કરૂ સહુ રોજ ગુરુ૦ ૫
દુખદરિયે ડૂબે 'જય' પામર, તારી દો વર મોજ ગુરુ૦ ૬

૧૯
(મેરો દત્ત દિગબર એકહિ તારનહાર—એ રાહ)
પ્રેમે ગાઉ દિગબર દત્તતણા ગુણગાન! ટેક

કરી પૂર્ણ ઉપકાર જગત પર, આપે સૌ નિજદાન! પ્રેમે૦ ૧
દશે દિશાઓનુ અતિ સુદર, ધારે વસ્ત્ર મહાન! પ્રેમે૦ ૨
થતા સ્મરણ હાજર ઝટ થાયે, સ્મર્તૃગામી [1]અભિધાન! પ્રેમે૦ ૩
ગુરુરૂપે પ્રત્યક્ષ ખડા છે, શે ભૂલે 'જય' ભાન? પ્રેમે૦ ૪

૨૦
(તોટક)

ઉરમા ન વસે કઈ આશ હવે, ગુરુ દત્ત દિગબર દેવ વિના,
મનમા ન ટકે કઈ પાશ હવે, મનમોહન એ ગુરુદેવ વિના ૧

---
૧ નામ.

ગનાં સહુ ક્ષેત્ર વિશાળ ભલે, રસહીન દીસે રસધામ વિના;
ક્ષણજીવી ખરે જગનાં સુખડાં, સુખહીન દીસે સુખધામ વિના. ૨
જીવનનાં સહુ વ્હેણુ હવે, વહતાં ન રહે પ્રભુપ્રેમ વિના;
નવ પ્રેમ વસે પ્રભુજી પર જ્યાં, મન ખૂણ રડે નહીં ક્ષેમ વિના. ૩
જગમાં પ્રભુ ને પ્રભુમાં જગ છે, નવ કાંઈ ટકે કિરતાર વિના;
જ્યહીં દૃષ્ટિ પડે અહીં સૃષ્ટિ વિષે, નીરખું ન કંઈ જગતાર વિના ૪
દૃઢતા 'જય'બુદ્ધિ તણી ટકજો, હઠજો સહુ નિશ્ચય શામ વિના;
રસના રસથી ન કંઈ રટજો, ગુરુદત્ત તણા પ્રિય નામ વિના. ૫

૨૧

(ભુજંગી છંદ)

નમું હે ગુરો પ્રેમથી શિર નામી,
દયાથી સહુ ભીડ મારી વિરામી;
તમે છો સદા આત્મઆનંદરામી,
ન કાંઈ ચહો આપ છો પૂર્ણકામી. ૧
નિરાકાર છે દેવ દેખાય નાહીં,
તમે દેવના દેવ પ્રત્યક્ષ આહીં;
નકી આપ છો પૂજ્ય આ વિશ્વમાંહી,
યથાશક્તિ પૂજું સદા દીલમાહી. ૨
પ્રભો દુઃખીના દુઃખડાં આપ ટાળો,
પડે પ્રેમથી પાય તેને ઉગારો;
ન બીજો જગે આપના વિણુ મારો
દયાળુ અને હિતકારી સહારો. ૩
તમે સર્જનારા તમે પોષનારા,
તમે સંહરો વિશ્વના જીવ સારા;
તમે બ્રહ્મા ને વિષ્ણુ શંભુ રૂપાળા,
પરબ્રહ્મરૂપે તમે એક ન્યારા. ૪

ધર્યો જન્મ ભક્તો તણા હિત કાજે,
તમારી સુકીર્તિ જનો ગાય આજે;
અહા ! દત્તની ધૂનથી વિશ્વ ગાજે,
અને તીર્થનું તીર્થ નારેશ રાજે.
સદા ધર્મ ને નીતિ હે દેવ માગું,
ગુરુ દત્તની ભક્તિથી, ભીડ ભાગું;
પ્રભો ! આપની પ્રેરણાથી જ જાગું,
ધરી ધ્યાન પ્રેમે હૃદે પાય લાગું.

૨૨

( પૃથ્વી છંદ )

ભણું સતત પાઠ હું, પરમ દેવતા દત્તના,
જપું જપ સુમંત્રથી ગુરુરૂપે ખડા દત્તના;
હરે સકળ દુઃખડાં પ્રણત માનવીઓ તણાં,
મળે પરમ સૌખ્ય એ ગુરુ તણી રૂડી ગોદમાં.
મનાય ગુરુ સર્વના પણ વિશેષ છે તેહના,
ભજાઈ અતિ ભાવથી પ્રગટતા હૃદે જેહના;
જતાં જકડતું પડે જટિલ ચિત્તડું જોરથી,
મરે ગુરુ કને ગયા વગર ના કદી મૂળથી.
મથી અધિક કષ્ટથી દુભવિયો રૂડા દેહને,
વિનાશપથમાં પડ્યો સુખદ પંથમાં લો મં
દરેક અણુએ ભર્યો સભર દેવતા દત્ત એ,
પ્રમત્ત જનને છતાં નવ કદિય દેખાય એ.
દિશા જન બધા કહે સરસ વસ્ત્ર છે દત્તનું,
દિગંબર રહી ફરે તમસ ટાળતા અસતનું;
અલિપ્ત રજ ને તમોગુણ તણું વધે જોર જ્યાં,
રહે મનુજવેશથી અવતરી ગુરુ શ્રેષ્ઠમાં.

જય ગુરુદેવ જે સતત નિત્ય સત્પ્રેમથી,
    જળે સકળ કર્મ ને મન રહી શકે ક્ષેમથી;
મરે સઘળી કામના જડ થકી ચહું રે ગુરો!
    મળું પરમ શાંતિના ઉદધિમાં સદા હે ગુરો!! ૫
મના નવ કરો પ્રભો! વિરહથી ઘણું હું રહું,
    જશે ક્ષણ મહીં મરી, દરદ ના સહે દીલડું;
ભયંકર ખરેજ છે ઘન ભવાટવી દીર્ઘ આ,
    અશાન્તિમય દીસતું વિષમતા વડે વિશ્વ આ. ૬

૨૩

મજબ એ દિવ્ય જ્યોતિનાં, ગુરો દર્શન થશે ક્યારે?
ખરેખર ધન્ય અવસર એ હશે, દર્શન થશે જ્યારે. ૧
હો છો નૂર ઝગમગતું, ભરેલું વિશ્વમાં સઘળે;
છતી આંખે બનું અંધો, નીરખવા એ કદી ન મળે. ૨
મથી અર્જુન સંજયની અલૌકિક સૂક્ષ્મ દૃષ્ટિ એ;
ટકામાં ચર્મચક્ષુ આ નિહાળે સ્થૂળ સૃષ્ટિ એ. ૩
સળીથી જ્ઞાન–અંજનની અવિદ્યા–આંધ્યને ટાળો;
વેલોકું જ્યોતિ તુજ ન્યારી, ગુરો! 'જય' દીન પર ભાળો. ૪

૨૪

પાવન કીધો દાસ, દયા કરી પાવન કીધો દાસ. ટેક
નાશ કરી અજ્ઞાન પ્રભુજી (૨), દીધો જ્ઞાનઉજાસ. ૧
ઈશ્વરસ્વરૂપે આપને અર્ચું (૨), ભાવે નિશદિન આસ. ૨
હૃદયથી માનું કે તારો (૨) સચરાચરમાં વાસ. ૩
બીજી ઇચ્છા પણ માગું (૨) તારી પાસ નિવાસ. ૪
આનંદે ઉછળે 'જય' દીલડું (૨), નિરખી દત્તપ્રકાશ. ૬

જયંતીલાલ

૨૫

જય અવધૂતા ગુરુ ગિરનારી,
સેવકજનના છો સુખકારી, જય૦ ૧
અત્રિઅનસૂયા કરી નિમિત્તા,
પ્રગટ્યા જગકારણ શ્રીદત્તા,
દીન જનોના દુખો હરતા,
જય અવધૂતા જય૦ ૨

૨૬

શ્રીદત્ત દત્ત કહીએ ભવસાગર ‘ભીટા લઈએ
ગઢ ગીરનાર પર ગુરુ ( દત્ત ) બોલાવે
ભક્તિરસ રેડી જ્ઞાનામૃત પાવે
ઝીલે ઝીલ લઈએ ભવ૦ ૧
અ ન સૂ યા ન દ ન જ ય જ ગ વ દ ન !
અમ અઘ સર્વે કરો નિકંદન,
પતિતપાવન થઈએ ભવ૦ ૨
મૂઢમતિ અમે દાસ તમારા,
દોષ ન લેશો ગુરુ ( રંગ ) અમારા,
વિનતિ ઉર ધરીએ ભવ૦ ૩

૨૭

( નનામી રામ મારા—એ રાહ )

ગીરનારી દત્ત મારા (૩) કોઈ બતાવો મને ટેક
કર્પટકંથા ધારી અંગે (૩) ભભૂતિ સોહાવે ગીર૦ ૧
‘ટેંબે’ ‘રંગ’ ગુરુજી મારા (૩) ભક્તમન ભાવે ગીર૦ ૨
માત અનસૂયા અત્રિ પિતા (૩) મળે કયા મને ? ગીર૦ ૩
શ્વાસો જશે આ સ્મરતા તેને (૩), ફેરી જન્મ નાવે ! ! ગીર૦ ૪
સુમનલાલ

## ૨૮

મીઠી મારી આંખડીના તારા હો દત્ત!
પ્રાણ થકી પ્યારા પ્રાણ થકી પ્યારા,
પ્રાણ થકી પ્યારા ! ટેક.

અત્રિમુનિ ઘેર જન્મ ધરીને,
માતાની આજ્ઞા પાળનારા હો દત્ત!
પ્રાણથકી પ્યારા !....મીઠી૦ ૧

પામર પ્રાણી અમે જીવ અભાગીને
ભક્તિથી મોક્ષ આપનારા હો દત્ત !
પ્રાણથકી પ્યારા ! ..મીઠી૦ ૨

નિર્બળ હોડી આ, ભવસિંધુ અપાર છે,
બૂડતાનો હસ્ત ગ્રહનારા હો દત્ત!
પ્રાણથકી પ્યારા !. ..મીઠી૦ ૩

બ્રહ્મા, વિષ્ણુ, શિવ એક સ્વરૂપ છો,
મનહર મૂર્તિ તમારી હો દત્ત!
પ્રાણથકી પ્યારા !....મીઠી૦ ૪

રંગ અવધૂત ગુરુદેવની કૃપાથી
સેવકને આનંદ આપનારા હો દત્ત!
પ્રાણથકી પ્યારા !....મીઠી૦ ૫

શિષ્યાની વિનંતિ ઉરમા ધરીને,
હૃદયને નિર્મળ કરનારા હો દત્ત!
પ્રાણથકી પ્યારા !....મીઠી૦ ૬

મંગળાબેન

# મુદ્રણદોષો

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૬ | આર | ઔર |
| ૨૧ | ૨૦ | આચ્યુ | આપ્યુ |
| ૨૬ | ૧૫ | ।નશળ | નિશળ |
| ૩૯ | ૧૧ | બાદરપતિ | ગૃહસ્પતિ |
| ૪૩ | ૧૮ | નથા | નથી |
| ૪૫–૮૦ | ૧૬–૨૦ | રહ્યા | રહ્યો |
| ૬૯ | ૧૯ | નુકશાન | નકસાન |
| ૭૦ | નોધ | ચૌદશે, તેરસે | પડવે, બીજે |
| ૭૧ | ૧૨ | અ ત શાચ | અ ત શૌચ |
| ૭૪ | ૭ | અનોકિક | અલૌકિક |
| ,, | ૧૪ | જીવનમુક્ત | જીવન્મુક્ત |
| ૭૭ | ૨૦ | ક્રાધથી | ક્રોધથી |
| ૮૪ | ૧ | પ્રાયાશ્ચત્ત | પ્રાયશ્ચિત્ત |
| ૮૭ | ૧૪ | માનાનુ | માનાનુ |
| ૧૧૪–૧૩૭ | ૪–૨૨ | રહ્યા | રહ્યો |
| ૧૧૬ | ૨ | સાભળીને | સાભળીને |
| ૧૨૨ | ૨ | સહોદર [1]સુમાડ | સહોદર[1] |
| ૧૨૫ | ૨ | સુઝનતો | સૂઝનતો |
| ૧૩૦ | ૧ | કુટુબી | કુટુબી |
| ૧૪૯ | ૧૩ | કદિ | કદી |
| ૧૫૧ | ૯ | તે ને | તેને |
| ૧૫૪ | ૨૧ | નિશ્ચ તપણે | નિશ્ચિંતપણે |
| ૧૫૭ | ૨૨ | અસગપણે | અસ ગપણે |
| ૧૬૦ | ૧૬ | મોહમા ફસાવુ | મોહમા ન ફસાવુ |
| [illegible] | [illegible] | શિકારીઓ | ગિમારીઓએ |

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં

૧. અમૃતલાલ નાથાભાઈ મોદી (પ્રકાશક)
મોહીસાંથ : નડીઆદ

૨. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીમાર્ગ : અમદાવાદ

૩. પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
૨૨૪, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

૪. ચંદ્રસિંહ રામસિંહ પટેલ
સાયર (પોસ્ટ પાલેજ)

૫. શિવપ્રસાદ વિશ્વનાથ જોષી
દરબાર રોડ · રાજપીપળા (વાયા અંકલેશ્વર)

૬. ચીમનલાલ ભૂખણદાસ શાહ
સ્ટેશનરોડ : અંકલેશ્વર

૭. શ્યામસુંદર શંકરલાલ આચાર્ય
કોઠીપોળ, રાવપુરા : વડોદરા

૮. શિવશંકર હરજીવન ત્રિપાઠી
ઉમલ્લા (વાયા અંકલેશ્વર)